ॐ श्रीमन्महागणाधिपतये नमोनमः ।

श्री गायत्री पुरश्चरणालय (व) स्वानन्दोद्भव
बुद्धिस्थान वेदविद्यालय श्री गणपति मंदिर
लुणावाडा.

ॐ

# ॥ श्री क्षात्र धर्म मिमांसा ॥

( ચાતુર્વર્ણ્યાશ્રમ-સજ્જન ભક્તસમાજના કલ્યાણાર્થ )

લેખક-પ્રકાશક
શ્રીમંત પરમહંસ પરિવ્રાજક સ્વામી શ્રીમત્ બ્રહ્મવિદ્વરિષ્ઠ
શ્રી સદ્ગુરૂ શ્રી વિનાયક ચોગી મહારાજ
શ્રી ગણપતિ મંદિર-લુણાવાડા.

સં. ૧૯૭૮-૭૯ પ્રત ૧૦૦૦ સન ૧૯૨૨

કીંમત રૂ. ૧-૪-૦ સવા રૂપીઓ ફક્ત.

# "अर्पण पत्रिका"

- नराधिपो नराणांतु ' योग गीता "

बाहु . राजन्यः "वेद"

स्वयं જ્યોતિ, સ્વતઃ સિદ્ધ, પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપ

વેદશાસ્ત્ર સ્મૃતિપુરાણ ઇતિહાસના સિદ્ધાન્તપૂર્વક

સન્માનીત, કર્મક્ષેત્ર ભારત પ્રદેશાન્તર્ગત

ગુર્જરભૂમિના ' गौ ब्राह्मण प्रजापालक ' સનાતન

વેદધર્મોદ્ધારક, રાજ્યદંડ ન્યાયનીતિ ચન્દ્રા-

મૃત ચિંતામણી, મહારાજાધિરાજ, મહા-

રાણા, રાણા, શ્રીરાવજી, શ્રી રાવલજી

શ્રી ઠાકોર ઈ. અનેક ઉપપદાલંકૃત

શ્રીક્ષત્રિય સૂર્યચન્દ્ર વંશોદ્ભવ

નરેન્દ્રનાથ પ્રજાપાલક ઉદાર

છત્રધારક નૃપતિ સ્વરૂપ

શ્રીને સમર્પણ છે.

विनायक योगी.

॥ ॐ श्री लक्ष्मीविनायकाय नमोनमः ॥

# ॥ सत्यवाद ॥

[ સવૈયા અત્રિસામાં ગવાય છે.]

વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણુ કેરાં વાક્યો ટાળે જીવ ભ્રમ રોગ
વિધિ નિષેધ બે રૂપે દરસે સત્યવાણીનો અનુભવ યોગ
સત્ય પ્રબોધો નિડર રૂપથી નિર્ભયતા દર્શક અનુવાદ
શરમ ન રાખે, હિતકર ભાખે, એ વેદાદિનો સત્વાદ. ૧

વિધિ વાક્યનું દર્શન કરતાં सत्यंवद વેદો ઉચ્ચાર
નિષેધ વાણી વદતાં न सुरां पिबेत् એવો છે સુવિચાર
ઉભય પદે જીવતારક બોધે ઉપદેશોનો છે નિરધાર
છે તેવું કહેવાને વેદો કરતા જીવપર અતિ ઉપકાર ૨

અનૃત જનને કટુરૂપ લાગે છતાં હીતકર વાણી ઉમંગ
મદિરાપાની નિજભૂલ દાટે છતાં સ્વહિતકર આ સત્સંગ
વેદોને શું શત્રુમિત્રતા ? ? પ્રભુની આજ્ઞારૂપ આ અંગ
એમ બોધક સંતોને ક્યાંથી ? ? વ્યાપકપર દ્વેષાદિરંગ ૩

વર્ણાશ્રમ વેદોના પુત્રો પિતા પુત્રનો રાખે ભાવ
પુત્ર પિતાની આજ્ઞા માને અરસપરસ લેતા એ લ્હાવ
શ્રોતા વક્તા સમરસ વેદે બચાવવાનો નિષેધ પ્રભાવ
તારક રૂપે વિધિ વચન છે સંત સજાવે અમૃત દાવ ૪

સંત વેદની અમૃત ધારા વરસે વર્ણાશ્રમપર સાર
સન્માનિત કે અપમાનીત નહિં સત્ય વચનનો છે આધાર
સદાએ સેવે વિપ્ર, બાહુ જો, ભેદ ભ્રાન્તિ તજી કરે વિચાર
હંસ કરે પયપાન હિતકર તજે પાણીપરનો જે પ્યાર. ૫

કટુ ઔષધી ગુણકર જાણો ટાળે ભયભિત રોગ અપાર
નિજબંધુપર, સંતકૃપાકર, અયોગ્યતા ટાળક ઉપકાર
વારંવાર વિચાર સજાવા પ્રભુ આજ્ઞાનો કરી વિસ્તાર
દર્શન દુઃખહર પ્રભુવિનાયક જાગૃતિ દાતાનો અવતાર. ૬

હાલ મુ૦
પ્રાંતીજ શ્રી ગણપતિ મંદિર
તા. ૫-૩-૨૨

વિનાયક યોગી.



ॐ શ્રી ગણેશાય નમઃ

# " ભૂમિકા "

---

શાસ્ત્ર પ્રમાણ યુક્ત આ કર્મક્ષેત્ર ભરતખંડમાંજ ચાતુર્વર્ણ્ય સંજ્ઞાનો **સનાતન ધર્મ**–વેદ, શાસ્ત્ર, સ્મૃતિ, પુરાણો અને રામાયણ મહાભારતાદિ ઇતીહાસ નિયુક્ત રચાયેલો છે. વેદ **અપૌરૂષેય** છે, તેના પ્રમાણને માટે વેદ આજ્ઞા અંગીકાર કરનારા ભક્તજનોને અન્ય શંકા ઉપસ્થીત નથી. સૃષ્ટિના આરંભકાળના સમયથી આદિમાં બ્રહ્માજીના હૃદયમાં ( બુદ્ધિમાં ) પરબ્રહ્મ પરમાત્માએ વેદનો પ્રકાશ કીધો. એવી શ્વેતાશ્વતરની શ્રુતિ સનાતન ધર્મિ બંધુઓને વંદનીય જ છે. જેથી વેદનો કાળ કલ્પનારા પુરૂષોને સાચી સમજ હાથ લાગી નથી. એમ કહેવાને હરકત નથી,

વેદમાં વર્ણવેલી અધ્યાત્મ વિદ્યાના આધારભુત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર આ ચાર વર્ણ વેદ માન્ય ગણાય છે. અને તેમને માટે શ્રી બ્રહ્માજીની આજ્ઞાથી મનુમહારાજે–વર્ણ, આશ્રમ માન્ય સત્ય ધર્મો માનવ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા છે. ત્યારપછી થયેલા મહર્ષિઓનાં લખેલાં સ્મૃતિશાસ્ત્રો પણ ચાતુર્વર્ણ્ય બંધુઓને સન્માન રૂપ લેખાતાં આવ્યાં છે. તેમાં વિશેષે કરી. યાજ્ઞવલ્કય સ્મૃતિ. પારાશર સ્મૃતિ, મનુસ્મૃતિ સાથે સારા સબંધ ધરાવે છે. બાકીની સ્મૃતિઓમાં પણ વર્ણજાતિ વિશેષ ધર્મો, પ્રાયશ્ચિત ધર્મો, આશૌચાદિ નિર્ણયો વિગેરે સામાન્ય વ્યવહારને અનુકુળ છે એમ કહેવાને જરા પણ શંકા નથી. કારણ સ્મૃતિઓનું મુળ વેદ એટલે શ્રુતિ વચનોજ

છે. શ્રુતિઓના પ્રમાણને અનુસરીને મહત્ ઋષિશ્વરોએ સ્મૃતિઓ રચેલી છે, તેના પ્રમાણમાં મનુમહારાજ કહી ગયા છે કે–**श्रुतिं पश्यन्ति मुनयः स्मरंति च तथा स्मृतिम् ॥ तस्मात्प्रमाणमुभयं प्रमाणैः प्रमितं भुवि ॥** મુનિજનો શ્રુતિઓના દ્રષ્ટા છે. અને વેદોનું સ્મરણ કરીને સ્મૃતિઓની રચના બાંધેલી છે. તેથી પછી ઉપર બંન્નેને એટલે શ્રુતિસ્મૃતિને માન્ય કરવામાં આવ્યાં છે. આ ઉપરથી સમજાશે કે–વેદના આધારેજ સ્મૃતિઓ પણ પ્રમાણભૂત છે. તેથી વર્ણાશ્રમ ધર્મની માન્યતા પરમાત્મા સ્વરૂપને જાણવામાં યોગ્ય આધારભૂતજ છે. અને તેથીજ અત્યાર પર્યંત બ્રાહ્મણ ક્ષત્ર્યાદિ વર્ણ-જાતીના પુરૂષો આજ માર્ગને અનુકુળ માની સેવતા ચાલ્યા છે અને સેવે છે. સામાન્ય રીતે જોતાં આ સ્મૃતિઓમાં વર્ણવેલી સ્વધર્મ મર્યાદા બે પ્રકારના ફળને દર્શાવનારી છે. ધર્મનો આચાર પાળવાથી પુત્રપૌત્રાદિકની પ્રાપ્તિ, ધનપ્રાપ્તિ, સદ્કિર્તિ પ્રાપ્તિ, અને લોકમાં અનેક પ્રકારની શુભ માન્યતા પ્રકાશમાન થાય છે. બીજા પ્રકારે સ્વર્ગાદિકની પ્રાપ્તિ શુદ્ધબુદ્ધિની પ્રાપ્તિ, જ્ઞાન ભક્તિની પ્રાપ્તિ, વિગેરે તત્વજ્ઞાન પર્યંત એક સરખી રીતે ધર્મ પહોચાડે છે એમ લૌકિક, અને અલૌકિક તાત્વિક ફળ દર્શાવનાર તેજ ધર્મ છે. ધર્મની વ્યાખ્યા ગ્રંથમાં વિસ્તારથી આપેલી છે.

વ્યવહાર અને પરમાર્થ એ બંન્ને એકજ ધર્મની સાથે સબંધ વાચક છે. અને તેથી ધર્મજ હંમેશાં સ્હાયભૂત ગણાય છે ચારે વર્ણો અને ચારે આશ્રમો આ મર્યાદામાંજ વ્યવહાર પરમાર્થના ઐક્ય-તાએ જોડાઇ રહેલા છે–અને આમસત્યશીલ ધર્મ મર્યાદા સંભાળનાર પુરૂષો વ્યવહાર પરમાર્થની ઐક્યતાએજ, આ સંસાર સાગર અવશ્ય તરી શક્યા છે.

આ નૈમિત્તિક કાળ પ્રસંગ. જનસમૂહની અવમાઅમતાનાં દર્શન કરાવે છે અને કાળજ પોતાને " કળીયુગ " કહેવરાવે ત્યાં કેવળ શું સ્થીતીમાં આ ચાતુર્વર્ણ્ય ધર્મ મર્યાદા સંભાળનારા બ્રાહ્મણો, ક્ષત્રિયનૃપતિપુત્રો, વૈશ્યો અને શૂદ્રો મુકાયા છે. તેનું ભાન પણ તેઓને નથી એમ કહેવાને જરાપણ ક્ષોભ નથી. સ્મૃતિકારોએ જેમ સ્મૃતિઓ લખતાં રાગદ્વેષ રહિત બુદ્ધિએ ધર્માધર્મ વિચાર જણાવતાં આંચકો ખાધો નથી તેમ કોઇ પણ પ્રકારે રાગદ્વેષ રહિત તે ધર્માધર્મ વિચાર સમજાવતાં મહાત્મા હિતકર પુરૂષો. કદાપિ પણ આંચકો નજ ખાય ત્યારે જન સમૂહમાંના વર્ણાશ્રમમય રહેતા. જીવાત્માઓના કલ્યાણરૂપ સ્વધર્મનો બોધ આપીશકાય છે. અધર્મ મર્યાદાને ધિક્કાર આપતાં સત્તામદત્તાના દાબથી. જે ધોકો ખાય તે હિતકર વાક્યો કદાપિ પણ કહી શકવા શક્તિમાન નથીજ. શ્રી મનુમહારાજ મનુસ્મૃતિના અધ્યાય ૮ ના ૧૩ મા શ્લોકમાં જણાવે છે કે—

सभा वा नप्रवेष्टव्या वक्तव्यं वा समंजसम् ॥
अब्रुवन्विब्रुवन्वापि नरोभवति किल्बिषी ॥ अ. ८–१३

કાંતો રાજસભામાં જવું નહિ, અને જવું તો સત્ય ભાષણજ કરવું, રાજ્યસભામાં અન્યાય થતો જોઇને જે પુરૂષ ધર્મ અને સત્ય જાણતો છતાં બોલતો નથી અથવા તો અન્યથા બોલે છે તો તે પાપી થાય છે.

આ ઉપરથી સમજાય છે કે વ્યવહાર પણ પરમાર્થને સહાયતા આપનાર છે. માટે તેઓ ઉભય અભેદ રૂપે ધર્મમાં સહાયકર્તા છે–પણ આ કળિયુગમાં સ્વાર્થપરાયણ વૃત્તિવાળા જનોનો સમૂહ વિશેષે બળવાન થઇ કામ કરે છે. તેથી પાપ ધર્મની વિશેષતા–ધર્મ

સાથે સંબંધ પામી સત્યધર્મનો અને વ્યવહાર પરમાર્થતાની અખંડતાનો નાશજ સમજાવે છે. કળી ધર્મના સિદ્ધાન્તમાં વર્ણવેલું છે કે–

जितो धर्मो ह्यधर्मेण सत्यंचैवानृतेन च ।
जित्वा श्चौरैश्च राजानः स्त्रिभिश्च पुरुषाः कलौ ॥२०॥
सिदन्ति चाग्निहोत्राणि गुरुपूजा प्रणश्यति
कुमार्यश्च प्रसूयन्ते अस्मिन्कलियुगे सदा ॥२१॥

આ કળીયુગમાં અધર્મે ધર્મને જીત્યો છે, અસત્યે સત્યને જીત્યું છે. ચોરબુદ્ધિના જડવાદી પ્રપંચી લોકોએ (ક્ષત્રી) રાજાઓને જીત્યા છે. સ્ત્રીઓએ પુરૂષોને જીત્યા છે. અગ્નિહોત્રો સદાને માટે નાશ પામ્યા છે. સદ્‌ગુરૂ જીવન્મુક્ત બ્રહ્મભૂતયોગી પુરૂષો કે જે સાક્ષાત્ પરમાત્મા પરબ્રહ્મ સ્વરૂપ છે તેમની સ્વતઃસિદ્ધ પૂજા સેવા નાશ પામી છે. અને કળીયુગનું ખરેખરૂં દર્શન તો કુમારીકાઓને વીશ વીશ પચીશ પચીશ વર્ષની થતાં સુધી ન પરણાવનારા (માતાપિતાનાં પુણ્યોદયરૂપ) કુમારિકાઓને પ્રજા ઉત્પન્ન થતી જોઈ થાય છે. આ પ્રત્યક્ષ દર્શન છે.

આવી રીતે કળીયુગની ધર્મમર્યાદાએ અધમાધમ સ્થિતિ જન સમૂહમાં કેવળ પ્રસરાવી મુકી છે. તેથી જનસમૂહના કલ્યાણને માટે આ ગ્રંથ વિસ્તારપૂર્વક બહાર પાડવાની યોજના રચાઇ હતી. આ ગ્રંથ રચન કાળમાં यथा राजा तथा प्रजाः ॥ આ મનુમહારાજના વચનપૂર્વક વિચાર થતાં આ પૃથ્વી અર્થાત્ ભારતવર્ષ એટલે ભરત ભૂમિમાં શાસ્ત્ર નિયમ પ્રમાણે ક્ષત્રિયનૃપતિઓ આ સનાતન ધર્મના સ્તંભરૂપ છે. સનાતન ધર્મની ધ્વજા–ક્ષત્રિય કુલદિપક નરેન્દ્રનાથને માથે ધરાવાય છે અને ધર્મ સ્વરૂપી ધર્મનારસ્વરૂપને દર્શાવનારી દૈવી સંપત્તિ "ગાય" અને બ્રાહ્મણ પદવી કે જે ધર્મના બળને

ઉત્તેજન આપનારી છે તેમના તેઓ સંરક્ષક યાને સાચા **પ્રતિપાલક** છે. માટે આ કર્મભૂમી ભારત ભૂમિની વર્ણવ્યવસ્થાને નિયમીત ચલાવવાને પરમેશ્વરથીજ નિર્માણને પામેલા ક્ષત્રિય વીર **ધર્મનાં** ચાલક **રાજાઓજ** છે. જેઓ સ્વધર્મની સત્ય પ્રશંસાપૂર્વક **ધર્મ**-મર્યાદા સેવતા થાય તો પ્રજા પણ તે તે નિયમાનુસાર વર્ત્તન ચલા-વવાને હોંસપૂર્વક ઉદ્યમી નીકળે, અને સ્વદેશનો ઉદ્ધાર **થાય. એ** વિના **દેશોદયનો** કદાપિ પણ સંભવ નથીજ નથી. એ વાત **શાસ્ત્રા**-ધારે સત્યજ છે. એમ સમજી આ સનાતન સ્વધર્મના પૂર્ણ રીતે **નેતા** ક્ષત્રિય ભૂપતિઓના સ્વબલ પરાક્રમને ઉભેરવાનો યત્ન કરવામાં આવ્યો છે.

સ્વધર્મના બોધક બ્રાહ્મણ છે, અને ગુરૂત્વ પણ બ્રાહ્મણને શીર છાજે છે. એટલે જાગૃતિ આપનાર તે શુદ્ધ બ્રાહ્મણ એટલે જન્મસિદ્ધ પણ બ્રાહ્મણ-કર્મસિદ્ધ પણ બ્રાહ્મણ-ધર્મસિદ્ધ પણ બ્રાહ્મણ-જ્ઞાનસિદ્ધ પણ બ્રાહ્મણ અને પૂર્ણ પ્રેમભક્તિ રસબસ યુક્ત બ્રહ્મવેત્તા પણ બ્રાહ્મણ-એમ સંપૂર્ણ **બ્રહ્મભૂય** મોક્ષ સિદ્ધિના યોગબળથી પણ "ब्रह्मवेद ब्रह्मैव भवति" આ શ્રુતિના આધારે સંપૂર્ણપણાથી બ્રાહ્મણ સ્વરૂપે પરબ્રહ્મ પરમાત્મા સદ્ગુરૂ સ્વરૂપની સિદ્ધિની પ્રાપ્તિ ધારણ કરનાર બ્રાહ્મણજ હોય તો તે, યથાયોગ્ય, નિઃસંદેહ, સત્યધર્મનો સદ્બોધ આપી શકે છે. અને ક્ષત્રિયવંશના નૃપતિપુરૂષોથી લગાયત વૈશ્ય શૂદ્ર આત્મબંધુઓને પોતાના કનિષ્ટ ભ્રાતાઓ સમાન જાણી ધર્મમર્યાદા સેવવા સાચવવા યોગ્ય પ્રયત્નશીલ ઉભા રહી સર્વનું હિત સંભાળે છે.

સનાતન ધર્મબળનો સંપૂર્ણાંશે પ્રકાશ કરતાં **અધર્મમાર્ગના** ઉપર ખુલ્લા સદ્બોધરૂપ તરવારે ઉતરવું પડે એ બ્રાહ્મણોનો પરમ

ધર્મ છે. તેમાં શરમ મર્યાદા રાખવાની જરૂર નથી. હીતકર્ત્તા પુરૂષો હિતવચન કહેતાં કટુતા તેજ મિષ્ટતા સમાન ફળદાતા અનુભવે છે. તેથી અધર્મ અંધકારનો સંપૂર્ણ હ્રાસ કરવાને બહુજ હિંમતભર બહુજ સત્યતાના નિશ્ચયથી સત્યધર્મના સૂર્યનો પ્રકાશ હૃદય ઉપર નાખતાં આઘાત થાય છે એમ માનનાર પોતાના હિતનો અને પોતાના સત્ય લાભનો ક્ષય કરનાર છે એમ પોતાને સમજાય એટલે આ અધર્મના નાશ કરનાર સત્યબોધરૂપ શિક્ષા કટુતા ભરેલી ન માનતાં અમૃત તુલ્ય સુખ આપનારી અનુભવે છે.

આ ભારતભૂમિમાં જો ક્ષત્રિયભૂપતિઓ પોતાના સત્ય સ્વધર્મ મર્યાદાને સેવવા લાગે તો રાજાઓએ માન્ય કરેલા સનાતન ધર્મ આપોઆપ રાજ્ય નિવાસી ચાતુર્વર્ણ્ય પ્રજા ખુશીથી પાલન કરવા લાગી જાય છે—જેથી राजा कालस्य कारणम् આ સ્મૃતિ વાક્ય અવશ્ય સત્ય સ્વરૂપનાં દર્શન કરાવે છે. રાજાઓજ કાળનું કારણ છે. સત્યયુગ—ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કળીયુગ આ ચાર ઉત્તરોત્તર ધર્મ-મર્યાદાની વિચાર ગતિના આધારે ઉત્તરોત્તર ઉતમોતમ અને અધમાધમ છે. માટે નૃપતિપુત્રો સનાતન ધર્મમર્યાદાની જાગૃતિમાં કારણ ભૂત માન્ય કરેલા છે માટે નૃપતિ કુમારો સ્વધર્મ મર્યાદા સેવતા ચાલે તો તે સ્વધર્મ પ્રજા અવશ્યમેવ પાલન કરે એમા શંકા નથી માટે ક્ષત્રિય નૃપતિઓના ધર્મના બાહુબળનો વધારો જોવા અને સ્વધર્મોન્નતિ સાથે—સ્વદેશોન્નતિનાં દર્શન કરવાને આ ગ્રંથના સર્વોત્તમ પણાનો યોગ—ક્ષત્રિય નૃપતિઓના આધાર રૂપે વર્ણવવામાં હિતકર્ત્તા સ્વરૂપ છે. એમ માન્ય રાખવામાં આવ્યું છે—અને તેથી સમયોચિત સ્વધર્મ મર્યાદાનો પ્રકાશ પ્રસરાવતાં જે જે અધર્મરૂપી વાદળાં ભાસી રહ્યાં છે. તે નાશ કરવાનો યોગ્ય પ્રયત્ન આદરેલો છે.

દ્વાપરાદિ યુગમાં ક્ષત્રિય નૃપતિઓનું સમ્રાટપણું હતુ અને તેથી ભારતવર્ષની પ્રજા સનાતન ધર્મમર્યાદા ક્ષત્રિય નૃપતિઓની સાથે યથાર્થ સેવતી હતી. તે પછીના આ ચાલતા કળીયુગ પ્રસંગમાં ક્ષત્રિય નૃપતિઓનું સમ્રાટપણું નષ્ટ થયું પણ તેથી ક્ષત્રિય ભૂપતિવર્ણ નષ્ટપ્રાય થયું એમ તો કદાપિ પણ મનાયજ નહિં. જેથી સનાતન ધર્મની ક્ષત્રિય વર્ણ સંજ્ઞાને અને તેના પવિત્ર ધર્મને બાધ લાગ્યો. એમ કહેનાર મહાન્ ભુલ કરે છે. તે કાળમાં તે સમ્રાટની માન્યતાને અંગે ખંડણી વિગેરે આપવામાં આવતી હતી. તેમ આ કાળમાં પણ સમ્રાટ સજાતીય હોય કે વિજાતીય હોય છતાં તેની માન્યતા કે ખંડણી ને કોઇપણ પ્રકારે હરકત કરવી એવો અર્થ પોતાનો સ્વધર્મ પાળતાં આવે એમ તો કદાપી પણ હોઇ શકે નહિ. ભલે તે વિજાતિય પ્રજા રાજા હોય છતાં આપણા ક્ષત્રિય વર્ણધર્મને કે અન્ય વિજાતીયના વર્ણધર્મને અટકાવ થાય તેવી રીતે આપણે અનુસરવાનું નથી. તેમના સમ્રાટ ધર્મની વફાદારી કે ખંડણીની માન્યતા સ્વિકારી લઇ આપણા સનાતન સ્વધર્મના ખાસ અભિમાનપૂર્વક આપણી સત્ માન્યતા આપણે સ્વિકારીએ, અને આપણા સનાતન ધર્મની માન્યતા આપણે સેવીએ, તેમાં તે સમ્રાટને હાથ ઘાલવાની જરૂર નથીજ નથી. અને ખરી રીતે આપણો ધર્મ સ્વિકારતાં આપણને કોઇ પણ આડો આવે તો તે તરફનું જે દુઃખ પડે તે સ્હેવા પણ આપણે તૈયારજ રહીએ, પ્રાણ અર્પવા પણ તૈયારજ રહીએ. પણ ધર્મના નાશની તાબેદારીતો સહનજ ન કરી શકીએ. એવો આત્મભોગ આપવામાં શિરોમણી ક્ષત્રિય પુત્રો આગેવાની ધારી સ્વધર્મિ પ્રજાનું સંરક્ષણ કરે છે. એજ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળનો ધાર્મિક ખેતાબ ધારણ કરનાર પ્રાણાર્પણ આત્મભોગ આપવામાં રણશૂરાપણું દર્શાવે એજ ક્ષત્રિય વિરનો શુદ્ધ ધર્મ છે એવા અનેક દાખલાઓ ભારતવર્ષના પુરાણ

ઇતીહાસોમાં છે. સમ્રાટની માન્યતાએ તેમનાથી મળતું માન તે ક્ષત્રિયવીરોનું સત્ય માન નથી, પણ પોતાના ક્ષત્રિયધર્મને અનુકુળ ધર્મ સેવનાનું માન્ય તેજ ક્ષત્રિઓનો શિરોમણી મોર મુકુટ ધ્વજ સન્માન્યનો શિખર પ્રકાશ છે. આથી સમ્રાટની માન્યતાને પણ ખામી પડનાર નથી અને ક્ષત્રિયવિર પુત્રોની સત્ય સ્વરૂપ માન્યતાની પણ ખામી દીસનાર નથી. સમ્રાટ નૃપતિ તેમના સમ્રાટ પણાના અધિકાર પૂર્વક માન્યતાના અધિકારી છે. આપણા સનાતન વેદ ધર્મની માન્યતાના અધિકારી નથી. આપણો સ્વધમ મનાવવાને તેમને આગ્રહ કરી શકીએજ નહિં. અને આપણો સ્વધર્મ માનવામાં આપણે નિર્ભ-ક્ષતા ભોગવીએ પણ નહિં. આપણી પ્રજાને ધર્મ માર્ગે ચલાવી. આપણા પ્રત્યે તેમનો પરમાત્મભાવ સિદ્ધ કરાવવા આપણા પ્રજાપાલન સ્વભાવમાં જરાપણ ક્ષત લાગવા દઇએ નહિં. તો સમ્રાટને આપણા ધર્મ રાજ્યમાં હાથ ઘાલવાને અવસરજ નથી એ નિઃસંદેહ વાત છે. આપણી પ્રજાના સંરક્ષણને માટે ધમ મર્યાદાનું આપણું વર્તન પ્રજાને પણ અત્યંત પ્રિય થઇ પડતાં પ્રજાવર્ગ આપણને પરમાત્મા સ્વરૂપ પૂજવા તૈયારજ છે. આ વાત નૃપતિ પુત્રોએ કદાપિ પણ વિસરી જવાની નથી. પ્રજાને અસંતોષ અને કષ્ટ આપનાર અધર્મિ લોભી, સ્વાર્થી, પ્રપંચી અધિકારીઓ આપણને ધન તરફનો સંતોષ આપવા ધારે, તોપણ આપણે સમજી શકવાને શક્તિમાન છીએ કે ગાય રૂપી પ્રજાને દોહી દોહી દુધ ખાવાની ઇચ્છાજ હોય તો તેના રૂધિર પાનમાં ક્ષત્રિય વિર નૃપતિઓ કદાપિ સંતોષ પામ્યા નથી, અને એ યોગ્યતા નથી. ત્યારે પ્રજાને અન્ય શરણ લેવાનું કારણ પણ નથી. રાજા એ પ્રજાના અધિપતિ છે. અને પ્રજા એ રાજાઓનું અંગ છે. વૃક્ષનું સંરક્ષણ કરનાર તે સુફલ ખાવાને અધિકારીજ છે. માટે રાજાના ન્યાયમાં પ્રજા પોતાના નૃપતિને પરમેશ્વર તુલ્ય માને છે. સત્તાના

દોરમાં અંવમને માન્યતા આપી પ્રજાના ચાહના રાખનારાઓ શુભ નિર્મલ છે. પણ આત્મ બંધુઓ અગર આત્મ પુત્રવત્ પ્રજાને ધર્મની માન્યતાએ સ્વીકારનારો નૃપતિ પ્રજાની સંપૂર્ણ સહાયનાથી પૂર્ણ નરેન્દ્ર છે.

દ્વાપરના અંત પર્યંત બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણને માટે દ્વિજ સંજ્ઞા વપરાતી હતી. હાલ તેમ જોવામાં આવતું નથી. વેદ શાસ્ત્રના આધારે મર્યાદીત ધર્મોનું સેવન કરનારી આ ત્રિવર્ણ દ્વિજાતિ પ્રજા પોતાના વૈદિક સંસ્કારો પૂર્વક પોતાનો સ્વધર્મ સ્વીકારે, અને વેદ મર્યાદીત કર્મો અનુષ્ટાનો પૂજા ભકિત સ્વિકારી, સાત્વિકતા સેવે. અને સદ્‌ગુરૂ ભક્તિ પૂર્વક આમન્યા માન્ય કરી. વૈદિક વિધિ સંભાળી પોતાનો સ્વધર્મ જાણે; તો વૈશ્ય સંજ્ઞા પૂર્વક તેમનો યોગ્ય સત્કાર પ્રભુની હજુરમાં થાય. હાલમાં વૈશ્ય સંજ્ઞા ઉપવિત સંસ્કાર હીણ રહેવાથી તેમને જાગૃતી આપવી. અને સદ્‌ગુરૂ દ્વારાએ કૃપા પ્રસાદરૂપ સંસ્કાર મેળવી સત્કર્માચરણ કરવા શુભેચ્છા ધારણ કરે તો તેને બ્રાહ્મણોની જ્ઞાતિમાં જમવા બેસવાને બ્રાહ્મણ બનવાનું નથી પણ પ્રભુ પ્રસન્નતાનાં સાત્વિક કર્મોના સેવનથી પ્રભુનું જ્ઞાન અને ભક્તિ સંપાદન કરીને પોતાના આત્માને મુક્ત માર્ગમાં વહન કરાવવાનું છે. તે તરફ સંપૂર્ણ ધ્યાન આપી વૈશ્યોને સદ્વર્તન અને સત્કર્માચરણ કરતાં પ્રભુપ્રીતી મેળવવાને કોઈ રોકનાર નથી. એમ નિશ્ચય જાણવું જોઈએ.

મહાત્મા જનોનો સદ્‌બોધ વૃષ્ટિ સમાન છે. વૃષ્ટિ સમુદ્રમાં પૃથ્વી ઉપર, ડુંગર ઉપર, ખાણમાં, પથરાળી જમીનમાં, નદીઓમાં, અને કોતરોમાં એક સરખી રીતે પડે છે. તેને કોઈ ઉંચા નીચી નથી. વળી પરમેશ્વરને ત્યાં પણ [illegible]

મુસલમાન, યહુદી, ખ્રીસ્તી, કે અન્ય જાતી એકજ નિશ્ચયપૂર્વક છે. જે કોઇ પ્રભુની પ્રસન્નતારૂપ કર્મ કરે છે તેના ઉપર પ્રભુની પ્રસન્નતા છે. જે જેવાં કર્મ કરે છે તે તેવા તેવા ફળને પામે છે. બ્રાહ્મણો અધર્મ કર્મ કરે તો તેને માટે પરમેશ્વરના હજુરમાં વગવશીલો કે લાંચ રૂશવત ચાલતી નથી. તે તેનાં કર્મ ફળ ભોગવે છે એટલે પ્રભુનેતો સર્વ સમાનજ છે. તેમ મહાન્ સંત પુરૂષોનેતો સર્વ સમાનજ છે. મહાત્માઓનો સદ્દબોધતો ચાતુર્વર્ણને માટે એક સરખોજ છે. પણ વેદાધિકાર પૂર્વક આ ગ્રંથ-કર્મ ક્ષેત્રરૂપ ભારત પ્રદેશાન્તર્ગત સ્વદેશ ગુર્જર ભૂમિકાના સુવિખ્યાત ક્ષત્રિયકુલ દિપક **મહારાજા ધિરાજ મહારાણા રાવલજી રાવજી ઠાકોરશ્રી** આદિ ઉપનામ ધરાવતા પ્રજાપાલક ગૌબ્રાહ્મણ પ્રતિપાલક નરેશ રાજર્ષિઓ-અગર ગામ ગીરાસાધિપતિ ક્ષત્રિય વીર ધાર્મિક પુરૂષો-આદિ-ક્ષત્રિય વંશોત્પન્ન ધાર્મિષ્ટ પુરૂષોના હાથમાં સત્ય જાગૃતી આપવા યોગ્ય ગણીને આ પ્રેમ પ્રસાદ સદ્દબોધ ગ્રહણ કરવા વિનવું તો અયોગ્ય ગણાશે નહિં.

પોતાના ઉપર ઉતરી આવેલા પરમેશ્વરની અપૂર્વ કૃપાની વૃષ્ટિરૂપ આ સદ્દબોધ ધારાથી કીયા ક્ષત્રિય વીર પુત્રો હર્ષિત નહીં થાય !!! તેમ ગમે તે વર્ણના પણ ધર્મવીરોને પોતાની જાગૃતીનાં સુલક્ષણો ગ્રહણ કરવાનો ઉત્સાહ કેમ નહિં થાય !! અર્થાત બ્રાહ્મણથી લગાયત શુદ્ર પર્યંતના ધર્મ બળને માન્ય કરનારા ભક્તજનો આ ગ્રંથનો સત્કાર કરી પોતાને કૃતાર્થ સમજશે.—અલમ્. ॐ

હાલ મુ. પ્રાંતીજ-**અમદાવાદ.**
**શ્રી ગણપતિ મંદિર.**
તા. ૧-૨-૨૨.

લેખક.

ॐ गणेशः

# "क्षात्रधर्ममिमासा"

## પ્રકરણ ૧ લું.

**વર્ણાશ્રમ.** ધર્મની મર્યાદા આ આર્યાવર્ત ભારતભૂમિ હિંદુસ્થાનમાં પ્રવર્ત્તે છે અને તે સનાતન કહેવાય છે. વેદથીજ તે પ્રમાણભૂત છે. વૈદિક ગ્રંથોમાં તેની મર્યાદા અનેકાનેક પ્રકારે વર્ણવેલી છે.

બ્રહ્માંડાધિપતિએ આ બ્રહ્માંડ ચક્રમાં અનંત પ્રકારની જીવસૃષ્ટિનો ક્રમ ઉત્પન્ન કરી તેમાંના મનુષ્યોને માટે શરીર વ્યવહાર કર્મ ઉપાસના, જ્ઞાન, અને ભકિત વિગેરેની પરંપરા જણાવેલી છે. તેમાં ઉત્તમ મધ્યમ કનિષ્ટ વર્ત્તણુકથી મોક્ષ, સ્વર્ગ, અને નર્કની મર્યાદા પણ ધર્મશાસ્ત્રની મર્યાદા જોતાં વર્ણવેલી જણાય છે. સંપૂર્ણ બ્રહ્માંડના ભૂત જીવાત્માઓની સંજ્ઞામાં છેક નીચામાં નીચી સ્થીતીના જીવો પાષાણસ્વરૂપના છે તેથી ઉંચા વૃક્ષ જાતી સમુહ છે, તેથી ઉંચા ઉદ્ભિજ પ્રાણીઓ છે. તેથી ઉંચા પક્ષી સમૂહ છે તેથી ઉંચા પશુ સમૂહ છે, તેથી ઉચા મનુષ્ય સમૂહ છે મનુષ્યોમાં ઘણા પ્રકાર વર્ણવેલા છે. આમાં દેશ વિભા-

ગથી, કે જાતી વિશેષ વિભાગથી, કે આહાર વિહારાદિકના વિભાગથી જુદી જુદી જાતભાત ગણાય છે. કેટલીએક કર્મ ઉપર મનુષ્યજાતિ ગણાય છે. એવા એવા અનેક પ્રકારથી તેનું વર્ણન કરતાં પાર ન આવે એટલી મનુષ્યજાતી ગણાય છે. પણ આપણા વૈદિકધર્મની સનાતન મર્યાદા પ્રમાણે અનંત યોનીમાં મહાન્ સત્કર્મોના પ્રભાવથી અને તેવા સંસ્કાર યોગે જીવાત્માઓ આ ભારતવર્ષમાં ચાતુર્વર્ણ્ય સ્વરૂપે અવતાર ધારણ કરે છે. ભારતવર્ષની ઉત્તમતા અનેક પ્રકારે છે. સર્વ ભૂમીમાં શ્રેષ્ટ ભૂમિકાના પ્રકારે ભારતની શ્રેષ્ટ ઉત્તમતા છે. અહિંયાં સર્વ ઋતુઓ સમભાવનાથી પ્રકાશમાન છે. પવિત્રમાં પવિત્ર જળાશયો, સ્થાનો, પર્વતો, અન્નોત્પત્તિ લાયક પૃથ્વી, ગાયોની ઉત્પત્તિરૂપ પવિત્ર ક્ષેત્ર, અને રસાયણી પ્રયોગરૂપ હીરા, માણેક, સોનું, રૂપું, લોહું, તાંબુ વિગેરે અનર્ગળ ધાતુથી ભરેલી પૃથ્વી. આવી ઉત્તમોત્તમ તપશ્ચર્યા કરવા યોગ્ય; ભક્તિ કરવા યોગ્ય, તત્ત્વજ્ઞાન જાણવા યોગ્ય, પવિત્ર સૂક્ષ્મ બુદ્ધિના ભંડારનો ઉદય થવા યોગ્ય, પવિત્રમાં પવિત્ર જીવન્મુક્ત સંતોને વસવા યોગ્ય, અને તેવા નિપજવા યોગ્ય, આ કાળીયાર મૃગની ઉત્પતિના પવિત્ર સ્થાનરૂપ ભારતેશ્વરી વેદથીજ સિદ્ધાંત પવિત્ર ભૂમિકા છે. આ ભૂમિકામાંજ ચાતુર્વર્ણ્ય જીવાત્માનો નિવાસ થાય છે એમ લાયકાત વર્ણવેલી છે. એથી એમ ન સમજવું કે અહિંયાં બધા યોગ્ય અધિકારીજ ઉત્પન્ન થાય

છે. અધિકારવાળી વર્ણજાતીમાં સંસ્કાર જન્ય શરીર ધારણ થયું હોય છતાં કર્મમાં અનધિકારવાળી નાલાયકીના વર્ત્ત- નથી તે અન્ય જન્માંતરે અન્ય અવતારો ધારણ કરી. આ **ભુમિ વિમુખ** પણ થઇ શકે છે અત્યારે પણ એવા ભૂમિ- વિમુખ મનુષ્યો આ ભારતવર્ષમાં વસતા-જીવતા છતાં ભાર- તનું શ્રેયસ્ વિચારતા નથી અને સ્વજનોન્નતિમાં વિઘ્નરૂપ બને છે એ પ્રત્યક્ષ સિદ્ધ છે. એટલે પોતપોતાનાં વર્ત્તન અને જ્ઞાતવ્ય તથા શુદ્ધતા ઉપર બધો આધાર છે. અને તેવીજ યોગ્યતાએ ભારતની ચાતુર્વર્ણ્યમાં અને અયોગ્યતાએ અન્ય ખંડોમાં જન્મ થાય છે. વેદના આધારે ભારતવર્ષમાં વસતા યાવત્ જીવાત્મા, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ પતંગ ભ્રમર, વૃક્ષ પાષાણ સર્વોત્તમજ છે. વિશેષે કરીને પૂર્વ જન્માન્ત- રોના ઉત્તમ કર્મોના સંસ્કાર બળથી પુનઃ જન્મસિદ્ધ આ **ભારતભૂમી**માં એ પ્રમાણે બીજા અનેક માનવ શરીરો કરતાં **શૂદ્રનો** અવતાર ધારણ કરનાર ઉંચા ગણાય છે. જેથી ઉંચા **વૈશ્યનો** અવતાર ધારણ કરનાર જીવાત્મા છે તેથી પણ ઉંચા **ક્ષત્રિયનો** દેહ ધારણ કરનાર જીવાત્મા છે. એમ અખીલ બ્રહ્માંડમાં પણ ઊંચા અને વર્ણાશ્રમ ધર્મમાં પણ ઊંચામાં ઊંચા માત્ર **બ્રાહ્મણ** છે. બ્રાહ્મણોના દેહાવતારમાં પણ જે બ્રાહ્મણો પોતાના વેદધર્મની મર્યાદા પ્રમાણે સ્નાન, સંધ્યા, પંચાયતનદેવતાર્ચન, બ્રહ્મયજ્ઞ વૈશ્વદેવ આદિ નિત્યકર્મ અને સ્વર્ગાદિકની પ્રાપ્તિ કરનાર

અગ્નિહોત્રાદિક કર્મ કરનાર તે શ્રેષ્ટ ગણાય છે. તેવા કર્મઠ બ્રાહ્મણોમાં મનુ, યાજ્ઞવલ્ક્ય વિગેરે ધર્મશાસ્ત્રોના જ્ઞાતા, સંસ્કૃત વિદ્યા ભાષાના જ્ઞાનથી, ન્યાયાદિ ષટશાસ્ત્રોના જ્ઞાતા કાવ્ય, નાટક, ચંપુ, પુરાણો ઇતિહાસો વિગેરેના જ્ઞાતા, તે વિદ્વાન ગણાતા ઉંચા બ્રાહ્મણો ગણાય છે. તેવા વિદ્વાન પંડીત ગણાતા બ્રાહ્મણોમાં પણ આત્મા અને અનાત્માનો વિચાર કરી આત્માને સત્ય માની અનાત્મા સંબંધે થતા અવિચારનો ત્યાગ કરનાર અને મીથ્યા અભિમાન મોહમમ-તાથી રહિત સાત્વિક ગુણમર્યાદાએ, વર્ત્તન ચલાવનારા બ્રાહ્મણો શ્રેષ્ટ ગણાય છે અને તેમાં પણ આત્માપરમાત્માના અભેદત્વને જાણનારા દેહાભિમાન રહિત, દ્વંદ્વોરહિત, દ્વૈતાદ્વૈત રહિત; સમરસ, સભર, પરમાત્માના જ્ઞાનનો અનુભવ કર્ત્તા પ્રભુરૂપ જીવન્મુક્ત સદગુરૂ સંતના સમાગમથી પરમપ્રેમ-ભક્તિથી સેવાભક્તિમય રસબસ રહેનારા; રાગદ્વેષ રહિત વૃત્તિએ સર્વને પરમાત્મા સ્વરૂપ જાણનારા, મિથ્યા માયાના મોહ વિકારરૂપથી રહિત નિર્વિકાર વ્યવહાર ચલાવવાવાળા, દંભ, પાખંડ, છળ, કપટ, વિશ્વાસઘાત, પૈશૂન્યતા, ઈત્યાદી ઘોર કુકર્મ આદિ અનેક છંદાફંદાની મોહજાળથી રહિત નિર્ગુણવૃત્તિએ, નિષ્કામવૃત્તિએ, જીવન ગાળતાં સર્વ બંધુઓનું શ્રેય ઇચ્છનારા જીવનમુક્ત સંત, યોગી, જ્ઞાની, પુરૂષો શ્રેષ્ટ છે-તે સર્વોત્કૃષ્ટ છે.

આ ઉપરથી એમ સમજાય છે કે ઉત્તમ ગુણો, ઉત્તમ

વાતાવરણ, ઉત્તમ વ્યવહાર, ઉત્તમ સાત્વિક વૃત્તિ, ઉત્તમ જ્ઞાન, ઉત્તમ કર્મ, ઉત્તમ ભક્તિ અને ઉત્તમોત્તમ સ્થિતિની અસાધારણતા બ્રાહ્મણત્વને શોભાસ્પદ છે. "માત્ર ઉપવિત ધારણ કરવાથી બ્રાહ્મણ નથી" ચકરી પાઘડી પહેરવાથી બ્રાહ્મણ નથી. બ્રાહ્મણને ઘેર જન્મ લીધાથી બ્રાહ્મણ નથી. વેદ, સંહિતા, વ્યાકરણ, કાવ્ય નાટક ગ્રંથો વિગેરે ભણવાથી બ્રાહ્મણ નથી. પંડિત ગણાવાથી બ્રાહ્મણ નથી, પણ શ્રુતિ ( ब्रह्मवित स एव ब्राह्मण इति) ના અર્થ અનુભવ પ્રમાણે બ્રહ્મવિદ્યાની અમોઘ અનુભવ-ધારાથી અને તેવાજ પોતાના વર્તનથી બ્રાહ્મણ શબ્દાર્થ સત્તાથી બ્રાહ્મણ અતિ ઉત્તમોત્તમ ગણાયા છે અને બ્રાહ્મણ શબ્દની ઉચ્ચતરતા પણ એજ તુર્યાતીત પરબ્રહ્મ પરમાત્માના સદગુરૂ સ્વસ્વરૂપની સંપૂર્ણપણાની પ્રાપ્તિથી અને ઉત્તમતાના અભિપ્રાયથી અત્યારે ગમે તેમ પણ સદ્‌ગુરૂત્વ બ્રાહ્મણો તરફજ રહેલું જોવાય છે. એજ તેમની અનુભવ વર્તણુકની સર્વોત્કૃષ્ટતા છે.

વર્ણજાતી ક્રમમાં નંબર બીજાનો વેદનો અધિકારી બ્રાહ્મણ જેવાજ જીવનને સાચવી લેનાર. બ્રાહ્મણોની હારનો, બ્રાહ્મણનો દ્વિતીયબંધુ, બ્રાહ્મણના રક્ષણરૂપ, બ્રાહ્મણની મહત્તાને મોટા ભાઇની મહત્તારૂપે દર્શાવનાર પૃથ્વીનો નૃપતિ ગણાવા લાયક, પૃથ્વીપતિ–ગાયનો રક્ષક–ધર્મનો રક્ષક, ન્યાયદંડ ધારક, આ ક્ષત્રિય બંધુ પણ બ્રાહ્મણના ઘણાજ

નજીકપણાથી બ્રાહ્મણના અપાર મહત્વનું દર્શન કરી કૃતાર્થ થનાર છે. ધર્મ શાસ્ત્રકાર મનુ મહારાજ કહે છે કે:—

**लोकानां तु विवृद्धयर्थं मुख बाहुरुपादतः ॥**
**ब्राह्मणं क्षत्रियं वैश्यं शुद्र च निरवर्तयत् ॥१॥४।॥**

એવી રીતે આ જગતની-પ્રજાની વૃદ્ધિ કરવાને માટે **શ્રી** (બ્રહ્મા) પ્રજાપતિએ પોતાના **મુખથી**, **બાહુથી**, **સાથળથી** અને પોતાન **ચર્ણમાંથી** અનુક્રમે ચાર વર્ણ. **બ્રાહ્મણ**, **ક્ષત્રિય**, **વૈશ્ય**, અને **શુદ્રને** ઉત્પન્ન કરેલા છે.

---

## પ્રકરણ ૨ જું.

---

**ક્ષત્રિય**:-શબ્દનો અર્થ શબ્દ કલ્પદ્રુમમાં નીચે પ્રમાણે છે. **क्षत्रियःपु.** [ **क्षत्र राष्ट्रे साधुः** અર્થાત-ક્ષત્રિય મંડળમાં જે પવિત્ર તેજ ક્ષત્રિય છે. **क्षदति रक्षति जनान् क्षत्रः। क्षद् संवृतौ क्षात्रः। ततस्त्रासुदितित्रः। क्षतात् त्रायते इति। ड मनिषा दित्वात्। क्षतान्त्याआकार लोपे वा क्षत्रः॥ क्षत्रो क्षितकारः। पुंनपुंशकयोक्षत्रः। पति र्मम॥ क्षत्रमशेष भूभृत प्रभाभि-रामोभरतश्च जिष्णुरिति। राघवपांडवियेः। क्षत्रएव क्षत्रियः स्वार्थे इयः। अपत्यार्थे इय इत्यन्ये। इति भरतः॥ ब्रह्म बाहुज वर्ण विशेषः। क्षत्री इति भाषा॥**

**મનુષ્યોનું** રક્ષણ કરનાર તે ક્ષત્રિય છે. ક્ષદ ધાતુ સહિત ક્ષૌત્ર થાય છે! પણ ત્ર એકલો હોય તો ત્રાસ આપનાર એવો અર્થ થાય છે! ક્ષત્ ધાતુની સાથે આવે તો રક્ષાવાચક ભાવથી ક્ષત્ર શબ્દ સિદ્ધ થાય છે. ક્ષત ધાતુમાંથી અંતીમ અકારનો લોપ કરીએ તો પણ ક્ષત્રજ થાય છે, ક્ષત્રી શબ્દમાં બે તકાર છે, ક્ષત્ર શબ્દ પુલ્લિંગમાં અને નપુંઃશકમાં પણ વપરાય છે. સઘળા ક્ષત્રી રાજાઓમાં પ્રભાવડે મનોહર એવા ભરત રાજા અને અર્જુન તે મારો પતિ છે. એમ રાઘવ પાંડવીય નાટકમાં કહેલું છે, ક્ષત્ર એજ ક્ષત્રિય છે અને તેને પોતાના અર્થમાં ઈય પ્રત્યક્ષ લાગવાથી ક્ષત્રિય શબ્દ થાય છે, ક્ષત્રીના પુત્રરૂપે પણ ક્ષત્રિય શબ્દ થાય છે. હલાયુદ્ધ કોષમાં ક્ષત્ ધાતુનો અર્થ ત્રાણ અને પ્રહાર એવા બે પ્રકારે છે. ક્ષત્ર શબ્દ રૂઢ છે. ઈય પ્રત્યય લાગવાથી નામ વાચક છે. કાર્ય વાચક ભાવથી શબ્દ નથી પણ વેદથી સિદ્ધ છે.

ઉપર પ્રમાણે અન્ય સ્મૃતિકારોએ પણ વર્ણ વિશેષ જાતીમાં ક્ષત્રિયને વર્ણવેલી છે, અને વર્ણાશ્રમ વ્યવસ્થામાં તે ક્ષત્રિય બંધુઓનો નંબર બ્રાહ્મણથીજ ઉતરતે બીજે છે.

ક્ષત્રિય વર્ણમાં બે પ્રકારના ક્ષત્રિય કહેવાય છે. એક તો **સૂર્યવંશી**, અને બીજા **ચન્દ્રવંશી.** આ મુળ વંશ સ્થીતી છે. તેમાં પછી પરમાર ચોહાણ સોલંકી વાઘેલા, ચાવડા, ગોહીલ, રાઠોડ વિગેરે અનેક જાતી ગણાય. આ ભારત વર્ષમાં

સૂર્યવંશી અને ચન્દ્રવંશી રાજાઓ જે જે થઇ ગયા તેનો ઈતીહાસ પુરાણોમાં ઘણોજ વર્ણવેલો છે. મુળ ઉત્પત્તિની જરૂર સમજી આ જગોએ થોડાક વિસ્તારમાં તે જણાવવું યોગ્ય ધારેલું છે.

પરમેશ્વર સ્વરૂપ પરમતત્વ કે જેને વેદશાસ્ત્રાદિકમાં **તુર્યાતીત** કહે છે કોઇ સ્વયં પ્રકાશ કહે છે. કોઇ સ્વયં જ્યોતિ કહે છે. કોઈ પરમાત્મા પરબ્રહ્મ કહે છે. કોઈ પરાત્પર કહે છે. કોઈ પુરૂષ પ્રકૃતિથી પર કહે છે, કોઈ અખિલ બ્રહ્માંડાધિપતિ કહે છે. કોઇ પ્રિયપતિ કહે છે. કોઈ સદ્દગુરૂ કહે છે, કોઈ વાણી મનરહિત કહે છે. કોઇ નિત્ય શુદ્ધ શાન્ત. નિરવયવ નિત્યાનંદ સ્વાનંદ સ્વરૂપ કહે છે. કોઇ અખંડ એકરસ દ્વૈતાદ્વૈત સહિત રહિત સ્વયંચૈતન્ય સ્વસ્વરૂપ કહે છે કે જેમાં જગતની ઉત્પતિ અને લયની ધારણાઓ સદાને માટે મિથ્યા અને કલ્પિત છે કે જેનો અભેદ ઉપાસક બ્રહ્મવિત્ બ્રાહ્મણ શબ્દાર્થ સત્તાત્મક **જીવન્મુક્ત** સંત સ્વરૂપ છે. અને જેનું ઉપાસ્યનામ અનંત સિદ્ધિના પતિ સ્વરૂપ **સિદ્ધિપતિ** પ્રિયપતિ અને અનંત સૂક્ષ્મતાને ધારણ કરનારી જ્ઞાનાત્મિકા બુદ્ધિના પતિ સ્વરૂપે સ્વયં **ગણપતિ** કહેવાય છે. તે પરમેશ્વર છે કે જે સર્વ દેવતાઓમાં શ્રેષ્ટ એવા બ્રહ્મા વિષ્ણુ સદાશિવના પણ ઉપાસ્ય દેવ છે, એમ વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણો ઈતીહાસો એકમતે પ્રતિપાદન કરે છે અનુક્રમ મર્યાદામાં આ સ્થાનને

પંચમપાદ અથવા પૂર્ણપાદ પણ કહેવાય છે કે જે વેદમાં ૐકાર નામથી વર્ણવાય છે ૐકારની માત્રાના રૂપથી પણ વર્ણવાય છે અને ૐકારના સ્વરૂપાકારથી પણ વર્ણવાય છે. તેજ ત્રિકાલાતીત પદ છે અને ઉત્તમ પુરૂષ વા પરમ પુરૂષ પણ કહેવાય છે. આ પૂર્ણપાદ સ્વરૂપ ઉત્પતિલયથી રહિત સ્વયંજ્યોતિ, સ્વતઃ સિદ્ધ, પરમાત્માજ છે.

જગતની ઉત્પત્તિના સબંધે ઉપરનો સર્વોત્તમ **પરમેશ્વર** તૂર્યાતીત પોતેજ ચોથા તૂર્યપાદ સ્વરૂપ છે. પ્રકૃતિ માયાના નિયામકરૂપે તે ઈશ્વર છે. જેને વેદો શાસ્ત્રો પુરાણો, સદાશિવ, શિવ, સાંબ, અલિંગ, ત્રીપાદથી પરે સ્વરૂપથી, ત્રિપાદપર અથવા ત્રિપુરાસુરનો વધ કરનારો—એમ કહેવાય છે કે જેને શંકર કહેવાય છે-(ઉપરનો પંચમપાદનો પરમેશ્વર તજ આ ચોથા પાદનો ઇશ્વર) કેવળ અદ્વિતીય, અથવા જગતનો લય જેમાં છે. એવા જગતરૂપ ત્રિપાદના વિકારથી રહિત **નિર્વિકારી** કહેવાય છે—આ તૂર્યપાદ વર્ણક્રમથી ક્ષત્રિયની ઉપાસ્ય છે. કેમકે જગતના સબંધે ત્રિપાદના મોહ અહંકારનો જગતની સાથે લય પણ આ ઇશ્વર સ્થાને છે. આ સ્થાને વેદ વેદાન્ત ઉપનિષદોમાં વિજ્ઞાનરૂપે વિજ્ઞેય, સાક્ષી, ચેતન, કે કૂટસ્થ ચેતન પણ કહેવાય છે. આ ત્રિકાલજ્ઞ પદ છે. આ સ્થાનને પ્રકૃતિના પુરૂષ તરીકે ગણતાં પુરૂષત્વ વિશેષ હોવાથી માયા માત્ર ચાર આના જ છે.

એમ ઉપર વર્ણવેલા ચતુર્થ સ્થાનનો ઇશ્વરજ જે

માયાનો સાક્ષી હતો તે પોતાની માયાની સાથે એકપાદ ઉતરી **સમપાદમાં** વ્યાપક વ્યાપ્યના સબંધથી બધાઈને જગતની ઉત્પત્તિનો આરંભકર્તા માત્ર બીજરૂપ અને જગત રૂપી વ્યાપ્ય પણામાં પ્રવેશ કરી અંતર્યામીપણારૂપે રહેનારો હોવાથી આ પાદને વિષ્ણુ એમ કરી કહેવાય છે. તેથી જગતમાં વિષ્ણુનું વ્યાપકપણું સ્વત: સિદ્ધ છે. આ સ્થાન વર્ણક્રમથી વૈશ્યોનું ઉપાસ્ય છે આ સ્થાન નેતિતૂર્ય જ્ઞાન જાગૃતીથી એકપાદ નીચે હોવાથી સુષુપ્તિવત્ છે. ત્રિકાલજ્ઞ જ્ઞાન જાગૃતીકાળમાં મિથ્યા કલ્પિત જગતના લયના ભાવથી રહિત થતાં એટલે નીચે ઉતરતાં તે સુષુપ્તી કાળમાંજ સુષુપ્તિમય જગત રચે છે. આ સ્થાન જીવાત્માની સમષ્ટિ વ્યષ્ટિના ભેદપણાને ટાળનાર અંતર્યામી સર્વાત્મભાન સિદ્ધ કરવાને યોગ્ય **વ્યાપક વિષ્ણુરૂપે** ઉપાસ્ય ગણાય છે. સુષુપ્તિ અવસ્થાથી જગતનો આરંભ છે એટલે જગતનું કારણ—પણ સુષુપ્તિ છે. સુષુપ્તિ આદી અવસ્થાનો લય તૂર્યમાં છે. એટલે જગતના કારણનું કારણ તૂર્ય છે. સુષુપ્તિ એ નીચેની સ્વપ્ન અને મહાસ્વપ્ન એટલે અજ્ઞાન જાગૃતીના કારણ એટલે યોનીરૂપ છે. જેથી જગતની ઉત્પત્તિના કારણમાં વિષ્ણુબ્રહ્મ એ જગતની યોની એટલેજ કારણ છે. જગતના નિમિત્ત કારણમાં શિવપુરૂષ અને ઉપાદાન કારણમાં વિષ્ણુરૂપ પ્રકૃતિ સ્વરૂપ છે—આ સ્થાનને નારાયણ શબ્દથી વા હરિ શબ્દથી પણ કહેવાય છે; અહિંયાંથી એટલે નારા-

પણુથી બ્રહ્મા (સવિતા)ની ઉત્પત્તિ નાભીમાંથી થઇ માનવામાં આવે છે આ વિષ્ણુ સ્થાનમાં વ્યાપક વ્યાપ્ય સમરસ હોવાથી આઠ આના પુરૂષ અને આઠ આના. પ્રકૃતિ સિદ્ધ રહેતાં અર્ધ પુરૂષનું માયાળરૂ સ્વરૂપ ગણાય છે-એટલે આ વિષ્ણુ પ્રકૃતિ સ્વરૂપ છે.

આ પ્રમાણે જગત ઉત્પત્તિને માટે ચતુર્થ પાદઅને પંચમપાદરૂપ-તૂર્યપાદ અને અને તૂર્યાતીત પાદ નથી તે બંન્ને પાદોમાં તૂર્ય પાદ જ્ઞાન જાગૃતી પાદ છે અને તૂર્યાતીત પાદ સ્વસ્વરૂપાત્મ અભેદ એકરસ. બ્રાહ્મણુત્વના જીવનમુક્તતાના અનુભવરૂપ પરમ પ્રેમાસ્પદ ભક્તિના સર્વોત્તમપણારૂપ છે જેથી પ્રભુના ત્રીજા પાદથી જગતની ઉત્પત્તિ આદિનો યોગ વેદમાં શાસ્ત્રમાં અને પુરાણોમાં વર્ણવાય છે. અને તે યથાર્થ છે. વ્યાપક વ્યાપ્યના સમરસપણાથી જ જગત (સમષ્ટિ) રૂપ છે-એમ વિષ્ણુરૂપ નારાયણની નાભીથી બીજા પાદરૂપ બ્રહ્મા સવિતા ઉત્પન્ન થાય છે તેજ જગતના પીતામહ છે બ્રહ્માના પુત્ર મરીચી. તેના કસ્યપ, તેના સૂર્ય, તેના વૈવસ્વત મનુ, એમ દેવયોનીના કાલના યોગે સત્યયુગના છેલ્લા રાજા મનુ ગણાય છે-હવે તે પછી ત્રેતાયુગમાં મનુના પુત્ર ઇક્ષ્વાકુ અયોધ્યાના રાજા થયા. ત્રેતાયુગમાં અતિ દીર્ઘાયુ હતું. દ્વાપરમાં તેથી કંઇક ન્યુન આયુષ્યવાન રાજાઓ હતા. યુગયુગમાં પ્રથમ યુગની અપેક્ષાએ ઉત્તરોત્તર આયુષ્યનો વિલય થતાં હાલ કલીયુગમાં

અલ્પાયુષી રાજા પ્રજા થયેલા જણાય છે. આ સૂર્યવંશના અંતમાં છેલ્લે મરૂ નૃપાત થયા તે યોગ સિદ્ધ થયા. આ સૂર્યવંશમાં હાલ ઉદેપુરના માહારાણા છે. આ જગત પ્રથમપાદ છે. ને માયામય છે–

હવે ચન્દ્રવંશની ઉત્પત્તિ એવી રીતે છે કે બ્રહ્માના પુત્ર અત્રી થયા તેના પુત્ર ચન્દ્ર, ચન્દ્રના બુધ, તેના વૈવસ્વત મનુની કન્યા ઇલાથી પુરૂરવા થયા. કે જે પ્રતીષ્ઠા નગરે ચક્રવર્ત્તિ રાજા ગણાયા હતા. તેમના છ પુત્રોમાં આયુ નામનો પુત્ર જેષ્ઠ હતો તેના પુત્ર નહુષ, નહુષના યયાતી, આગળ તેમનાજ વંશમાં યદુ અને પુરૂ થયા. યદુના વંશમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. અને પુરૂ પોતાના પીતાની આજ્ઞા માન્ય કરી અતિ પ્રિય થયા હતા. કૌરવ પાંડવ અને છેલ્લે નંદરાજા થયા હતા. આ સર્વ માન્ય વંશાવળી મહાભારતમાં સુપ્રસિદ્ધ છે.

ક્ષત્રીયવંશની આ પ્રમાણે અંજો રૂપે ઉત્પત્તિમાં આપસ્તંબ શ.ખા વિષે ત્રીજી એક કાયસ્થ જાત વર્ણવાય છે તે પણ ક્ષત્રીયવંશ છે–અસ્તુ.

**ब्राह्मण क्षत्रिय विश त्रयो वर्णा द्विजातयः ॥**

**श्रुति स्मृति पुराणोक्त धर्म योग्यास्तु नेतरे॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રિવર્ણ દ્વિજ કહેવાય છે એમના બે જન્મમાં એક માતાપીતાના યોગે ગર્ભાધાનથી અવતાર થવા એ જન્મ–અને બીજો વૈદિક સંસ્કારો

કરવાના અધિકારથી બીજોજન્મ ગણાય છે. આ ત્રણે વર્ણને વૈદિક મંત્રોથી કર્મ કરવાનો સંપૂર્ણ અધિકાર છે. ચોથા શૂદ્રને વૈદિક કર્મ નહીં પણ પુરાણ મંત્રોથી કર્મ કરવાનો અધિકાર છે એમ સ્મૃતિકાર જણાવે છે.

અત્યારે આ ભારતવર્ષમાં અને આપણી સ્વદેશભૂમિ ગુજરાત કાઠીયાવાડમાં ક્ષત્રિય વંશના રાજાઓનાં રાજ્યો મોજુદ છે અને તેમાંના કેટલાએક સૂર્ય કે ચન્દ્રવંશી પણ ગણાય તો તે વંશપરંપરા છે. એશિવાય બીજા કેટલાએક વંશોના નૃપતિઓની ગાદી ઘણા કાળથી ચાલતી આવતી જણાય છે અને તેમની વંશાવળી ગુજરાત રાજયસ્થાન નામના ગ્રંથોમાં વર્ણવેલી છે. અસ્તુ–કોણ કોણ કીયા કીયા વંશના ક્ષત્રિય છે–તેની અત્યારે જરૂર નથી. ગમે તે વંશના પણ ક્ષત્રિય કુલદિપક હોય. તેમને તેમના પૂર્ણ ધર્મ અને તેમનું પૂર્ણ કર્ત્તવ્ય અને પરમેશ્વર તરફની જ્ઞાન-ભક્તિની સંપૂર્ણ જાગૃતીનો પ્રકાશ કરવાના હેતુએ આં ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે.

ગુજરાત કાઠીયાવાડ કચ્છ વિગેરે દેશોના નૃપતિ પુત્રો કોઈ રાજા, કોઇ મહારાજા, કોઇ મહારાણા, કોઇ રાવળજી, કોઈ રાવજી, કોઈ પરમાર, કોઈ ગોયેલ, કોઈ ઝાલા, કોઈ ઠાકોર વિગેરે ઉપનામના આધિપત્યપણાના અધિકારથી વા કુલની અડકથી પોતાને ઓળખાવે છે અને તેઓ ક્ષત્રિય પુત્રો છે–એમ સાબીત ઠરે છે. જ્યાં જ્યાં પોત-

પોતાની કંન્યાઓ લેવા દેવાના સંબંધવાળા ઉંચા નિચો કુલના અધિકારથી પોતાને જાણે છે. તે પ્રમાણે તેઓ વર્ત્તતાજ ચાલ્યા ગયા છે અને જાય છે તેમાં પણ આપણને જરૂર નથી.

## પ્રકરણ ૩ જું.

---

**અઘોર.** કલીયુગના પ્રભાવથી સ્વધર્મ એટલે વર્ણાશ્રમ ધર્મનો હ્રાસ થતાં બ્રાહ્મણ ધર્મ પણ હ્રાસ થયો છે તેવીજ રીતે ક્ષત્રિય ધર્મ પણ હ્રાસ થયો છે,તેથીજે ધર્મનું માથું એટલે જ્ઞાનબળથી બ્રાહ્મણ અને હાથ એટલે રક્ષકબળથી ક્ષત્રિય એ બન્ને ભાગી પડયા હોય-તે સ્વધર્મ ભલે જીવતો હોય તો પણ મૃત-પ્રાય છે એમ જાણો. દેશમાંથી ક્ષાત્ર ધર્મનો નાશ થતાં હાલના નૃપતિ પુત્રો માત્ર ધર્મના લીસોટામાં ઘસડાતા પોતાને ધાર્મિક કહેવરાવે છે એ ભુલ બ્રાહ્મણોએ સુધારવીજ જોઇએ. કેમકે ચારે વર્ણોને ધર્મ શાસ્ત્ર પ્રમાણે તેમના તેમના સ્વધર્મનો બોધ કરવો એ મુખ્ય ધર્મ બ્રાહ્મણનો છે અને તેટલાજ માટે બ્રાહ્મણને ધર્મ મર્યાદા સાચવવારૂપ ગુરૂ પદ આપેલું છે.

**विप्राणां ज्ञानतोज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ॥**
**[illegible] धान्यधनतः २ द्राणामेवजन्मतः ॥मनुः २ ॥.५५॥**

બ્રાહ્મણોનું મોટાપણું બ્રહ્મવિદ્યા અને યાવત્ શાસ્ત્ર

વિદ્યાના જ્ઞાનથી છે. ક્ષત્રિયોનું મોટાપણું ગૌ બ્રાહ્મણ આદી સ્વધર્મના સંરક્ષક તરીકે પાલન કરવાના પરાક્રમથી છે વૈશ્યોનું મોટાપણું ધાન્યથી અને ધનથી ગણાય છે તેમ શૂદ્રનું મોટાપણું જન્મથીજ ગણાય છે. અર્થાત્ શુદ્ર ઉમરમાં મોટો હોય તેજ મોટો ગણાય છે-તેમજ,

यथा काष्ठमयोहस्ति यथा चर्ममयो मृगः ॥
यश्चविप्रोऽनधीयान यस्ते नामविभ्रति ॥ मनु २-१५७ ॥

લાકડાનો હાથી અને ચામડાનો મૃગ જેમ નામનોજ હાથી અને નામનોજ મૃગ છે. તેમ જે બ્રાહ્મણ વેદનું અધ્યયન (અર્થ પૂર્વક) કરી જાણતો નથી તે માત્ર નામધારી જાણવા.

વેદના તત્વને ન જાણનારો અને તે પ્રકારે પોતાના ક્ષત્રિય વૈશ્ય ભાઇઓને જાગૃત ન કરનારો હોવાથી બ્રાહ્મણ દાનના ફળને આપી શકવા શક્તિમાન નથી. જેથી બ્રાહ્મણોનુંજ મહત્વ વેદના અધ્યયનમાં અને તેના સંપૂર્ણ અર્થને જાણવાપણામાંજ છે. ક્ષત્રિય પુત્રોમાં ધર્મની જાગૃતી બ્રાહ્મણોજ લાવી શક્યા હતા અને અત્યારે પણ તે દરેક ક્ષત્રિય રાજાના રાજ્યના પુરોહિતો, આચાર્યો, ગોર ગણાતા બ્રાહ્મણોજ તે ધર્મ જાગૃતિ લાવી શકનાર છે. પણ જે બ્રાહ્મણો જન્મ જન્મના રાજાના ગોર બન્યા હોય તે માત્ર શુભાશુભ કર્મના મંત્રોથી પોતાની રાજાના ગોર તરીકેની મહત્તા ધારણ કરી પંડિત થઇ બેઠા હોય. તે પોતેજ

બ્રહ્મવિદ્યા તત્વ જાણુતા નથી તો પોતાના યજમાન ક્ષત્રિયપુત્રોને તે કેવી રીતે જાગૃતિ આપી શકનાર હતા ?? જે શુદ્ધ બ્રાહ્મણુ છે તે સન્માનથી વિષની પેઠે બહુજ ડરતો રહે છે. અને અપમાનથી અમૃતની પેઠે બહુજ આનંદ માને છે એવા બ્રાહ્મણુના ધર્મમાં માન મોટાઇથી અને ગોરપણાના મિથ્યાભિમાનથી ગાલશુસક પંડિત બન્યા હોય ત્યાં સદ્‌વિદ્યા વેદવિદ્યા કે બ્રહ્મવિદ્યાની કીંમત શું છે ??

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના પુત્રોને મહાન્ તપશ્ચર્યા સાથે વેદ અંગો સહિત મંત્ર બ્રાહ્મણ અને ઉપનિષદાદિકનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા બ્રહ્મશ્રોત્રિય ગુરૂની પાસેજ રહી અભ્યાસ કરવાને ધર્મશાસ્ત્ર સૂચવે છે. પણ અત્યારે આ પ્રમાણે ગુજરાત કાઠીઆવાડ કચ્છના કોઇ પણ રાજ્યમાં ક્ષત્રિયપુત્રો વેદ વિદ્યાનું અધ્યયન કરતા હોય એમ જણાતું નથી. એનું તો સ્વપ્નજ જાણવું. હવે પ્રથમ સંસ્કાર ઉપવિત્ તો કેટલાએક રાજ્યોમાં વખતસર આપવામાં આવે છે. બ્રાહ્મણુને જેમ આઠમા વર્ષમાં ઉપવિત સંસ્કાર થાય છે તેમ ક્ષત્રિયપુત્રોમાં અગીયારમે વર્ષે ઉપવિત આપવાનો યોગ્ય સમય વેદશાસ્ત્રોમાં વર્ણવેલો છે. કેટલાંએક રાજ્યોમાં આ વિધિ સચવાયો રહ્યો છે અને કેટલાએક રાજ્યોમાં તેનો આપત્કાળ પણ એટલે બાવીસ વર્ષ પણ લેવાતાં નથી. તેનો એવો દેખાવજ માત્ર આપે છે કે જ્યારે પુત્રોને પરણાવે છે ત્યારેજ ઉપવિત સંસ્કાર વેદશાસ્ત્રની મર્યાદા-

પૂર્વક કરાય કે વખતે ના પણ કરાય. વખતે કેટલાંએક રાજ્યોમાં તો પોતાને ક્ષત્રિય વર્ણથી ઉપવિત પહેરવાનો અધિકાર છતાં પણ જનોઇ પહેરીએ તો અમારાથી પછી કંઈ પણ થાય નહિં અર્થાત્ "દારૂ પીવાય નહિ." માંસ ભક્ષણ કે જીવહિંસા ન થાય એવો ક્ષત્રિયનો પરમ-ધર્મ મનાયેલો હોવાથી ઉપવિત પહેરવાથી તે માનેલો સાચો ધર્મ સચવાય નહિં તેથી પહેરતા પણ નથી. અને ઉપવિત સંસ્કાર કરેલો હોય તો પણ ઉપવિત રાખતા પણ નથી અને રાખતા હોય તો સુત્રવત્ ગળામાં ભલે આથડયા કરે ભલે ગમે તેમ હો. એમ ચાલે છે. પણ આથી ક્ષત્રિય પુત્રોએ જાણવું જોઇએ કે તમો ક્ષત્રિય વર્ણના દ્વિજ છો. તમને વેદકર્મમંત્ર ભણવાનો ને વેદકર્મ કરવાનો સંપૂર્ણ અધિકાર છે છતાં આવી અઘટીત અવિચાર રૂપ અજ્ઞાનતાથી પોતાના ઈષ્ટ પ્રભુની કૃપારૂપના ઉત્તમપણાના અધિકારને શા માટે નુકશાનમાં નાખો છો ? ? પોતાના કલ્યાણને શા માટે બગાડો છો ? ? પોતાનાં અહિત કર્મોથી પોતાના પગમાં કુહાડા વાગે છે તે શા માટે ખમો છે ? ? પોતાના કુલની અભિવૃદ્ધિ અને પોતાની પ્રજા પાલક ગૌબ્રાહ્મણ પ્રતિપાલક યોગ્યતા બતાવવાના ઉત્તમ સમયમાં હાનીકારક, વંશની અધોગતી, અને અયોગ્યતા દર્શક દેખાવ શા માટે આપો છો ? ? જે બ્રાહ્મણો તમારા ગોર તરીકેના સન્માનથી પૂજાય છે તે પણ તમારી આવા અધોગતીમાં તમારૂં હિત ચ્હાતા નથી. એ

તમારૂં અનંત પ્રકારનું દાન લઈને પણ તમારૂં કલ્યાણ કેવી રીતે કરશે ? ? બ્રાહ્મણો વેદશાસ્ત્રના જ્ઞાનવાન હોય. અને તમારૂં કલ્યાણ ઈચ્છતા હોય તો પોતાના બ્રાહ્મણપણાની મહત્તા જાણે. ક્ષત્રિઓની મહત્તા બ્રાહ્મણત્વથી એક પાદ નીચી છે એમ બાહ્ય રાજ્ય મહત્તા અને રાજ્ય માન વિચારી માત્ર પોતાના કુટુંબના ભરણ પોષણના લોભસ્વાર્થવાળી વૃત્તિથી પોતાની અંધતમ દશાએ ક્ષત્રિય બંધુઓને સક્ષમ ધર્મ માટે બીલકુલ કહીશકવા શક્તિમાન નથી બનતાજ. ક્ષત્રિય બળ તેજમાં અંજાયા જેવા બ્રાહ્મણો તમને કંઈ પણ ધર્મ શીક્ષણજ્ઞાન આપવા અધિકારી રહ્યાજ નથા. પણ જે પોતાના પ્રજાપાલક નૃપતિનું અનેક પ્રકારે હિત ચ્હાતા હોય. તે આવા સ્વતંત્રપણાનો સાચો અને પ્રેમપૂર્વક બોધ કરી પોતે હીતકર્ત્તા બ્રાહ્મણપણાથી રહે છે. અને પોતાના યજમાન કે પ્રજાપાલક નૃપતિને ક્ષત્રિયના સત્ય ધર્મથી જાગૃત કરી. તેની કીર્તિને અખંડ પ્રસરાવે છે. એટલુંજ નહીં પણ પ્રભુ કૃપાએ તેના વંશની વૃદ્ધિનો માર્ગ ખુલ્લો કરી આપે છે. પોતે તરે છે અને ક્ષત્રિયોને તારે છે. "**ક્ષત્રીય ધર્મનો સાચો સંસ્કાર ઉપવિતથીજ આરંભ થાય છે.**" ભલે આ કળીયુગના સમયમાં ક્ષત્રિય પુત્રો બ્રહ્મચર્યનું યથા યોગ્ય પાલન કરી વેદાધ્યયન પૂર્વક તપ કરવા ન જાય તો પણ ઉપવિત સંસ્કારના ગુપ્ત મર્મને શીખવનારા રાજાના રાજ્યમાં વિદ્વાનના માનથી ગોર કે જોશી કે ઉપાધ્યાય ગણાતા હોય.

અને રાજ્યના દાનથી મહત્તાવાન ધનવાન બન્યા હોય તેમણે પોતાના યજમાન નૃપતિના બાળકોને પોતાના વૈદિક કર્મના અધિકાર પ્રમાણે યથાયોગ્ય નિત્યષટ્કર્મ વિધિ બરોબર ચાલુ કરાવવાનો પ્રયત્ન કરવો. કદાપી નૃપતિઓમાં તે બળ બરોબર પાલન ન થવા જેવું લાગે તો તે વેદ કર્મ વિધિની મહત્તા તેનો પુણ્ય પ્રકાશ, તેથી ધર્મ જાગૃતિ, તેથી પ્રભુ કૃપા, અને સ્વધર્મ વૃદ્ધિથી પુત્ર, લક્ષ્મી, માન આદિની પ્રાપ્તિ છે એમ સત્ય લાભ બતાવી નિત્ય કર્મ વિધિ ચાલુ કરાવવાને પ્રભુ આજ્ઞા માન્ય કરાવવી જોઇએ. બ્રાહ્મણો તેમ નહીં કરે તો પ્રભુના ઘરના ચોર થશે. અને ક્ષત્રિઓને ધર્મ જાગૃતી ન આપી. તેમનું શુભ ઇચ્છયું નથી. રાજ્ય મહત્તામાં પોતાના લોભને ખાતર દબાયા છે. સ્વાર્થને ખાતર સાચી વાત કહી શક્યા નથી. તેથી પરમેશ્વરના અપરાધી બન્યા છે. એમ જાણો. અને પોતાના યજમાન નૃપતિની સદ્કીર્તિને જાંખ પણ લગાડી છે એમ જાણો.

ક્ષત્રિયોમાં આ બાબત જે અંધ પરંપરારૂપ પેશી રહી છે તે તેઓ પોતાની નૃપતિના બાહ્ય માનની અયોગ્યતાએ મીથ્યા મોટાઈના ભંડોળમાં લપટાયેલા હોવાના કારણસરની છે ખરી. છતા આ ભુલ તેમના પુરોહિતની છે તેથી રાજાઓ અજ્ઞાનતાથી જે પાપકર્મ કરી પોતાનું અહિત આદરે છે તેમાં તે પુરોહિત પણ ભાગીદાર છે કેમકે મિતાક્ષરામાં राज्य पापं पुरोहितम् ॥ જણાવે છે કે રાજાઓ જે

પાપ કરે છે તે પુરોહિતને લાગે છે. કેમકે રાજાને પાપ-કર્મથી જાગૃત રાખવાનું કામ પુરોહિતનું છે. અને તે પુરોહિત જો પોતાનો ધર્મ નૃપતિને જાગૃત કરવાનો છતાં પૈસાના મોહથી કે રાજાજીને ખોટું લાગશે-રાજાને કેમ કહેવાય !! રાજ્ય મહત્તા મોટી છે. પછી હું રાજાજીને અકારો થઈશ. તો મારૂં પોષણ અને મારાં કુકડાંને પોશીશ શી રીતે ?? વિગેરે વિગેરે વિચારના ચગડોળમાં ચઢીને જો નૃપતિને પાપમાંથી બચાવવા બહુજ નમૃતાથી, બહુજ વિવેકથી અને બહુજ સત્યતાથી, હિતરૂપ વચનોથી. જો જાગૃત કરે નહિ તો તે રાજાએ કરેલું કોઈ પણ પાપ તેના પુરોહિતોને ભોગવવું પડે છે. એવો ધર્મશાસ્ત્રોનો સંપૂર્ણ પ્રમાણભુત મત છે. માટે પ્રથમ તો રાજ્યકર્તાઓ સ્નાન સંધ્યા પંચાયતન દેવપૂજા, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ, ગાયત્રીનો જાપ, વ્રત-દેવ દર્શન નિત્યદાન આદિ નિત્ય વિધિ ન સાચવતા હોય, તેમણે પોતાનાજ કલ્યાણ અને સુખની અભિવૃદ્ધિને માટે, અને પોતાના કુલની વૃદ્ધિને માટે, અને પોતાના યશકિર્તિમાનના પ્રકાશને માટે, પણ પોતાના ક્ષાત્ર ધર્મને અનુકુળ વેદ વિધિનાં નિત્યકર્મો કરવાં. કદાપિ ન આવડતું હોય તો તેવા ઉતમ બ્રાહ્મણો પાસેથી તે શિખવું પોતાની ખોટી મોટાઇ ધારણ કરવી નહિં યથાર્થ ક્ષાત્ર ધર્મ કર્મ કરવાની મોટાઇ રાખવી. હું રાજા કે આવડો મોટો શીખું કે ?? એવી ગફલત વાત હૃદયમાંથી કાઢી નાખવી જોઇએ.

જો રાજાજ હો અગર ક્ષત્રિય હો તો ક્ષાત્ર ધર્મ પ્રમાણે વર્તો એજ તમારી સત્ય મહત્તા છે. તેમાં શરમ નથીજ નથી. આ પ્રમાણે ક્ષત્રિય બંધુઓએ નિત્ય ધર્મકર્મમાં જાગૃતી સેવવી જોઇએ. રાજા મહારાજાના રાજ્ય સત્તાના માન કરતાં દ્વિજાતી શબ્દનું વેદપ્રમાણ માન-ઉચ્ચતર જન્મ અને તે વેદ સંસ્કારના આધારે હોવાથી વિશેષ બળવત્તર છે. અને તે માન પ્રભુ ચર્ણના ઉપાસક તરીકેના પુણ્યરૂપ છે. પણ આધુનીક ક્ષત્રિય પુત્રો તે વિચારો ગલત કરી બાહ્ય ઉપાધિરૂપ માનને બલવત્તર મનાવી બેઠા છે. એ અફસોસ કારક છે. નૃપતિ તરીકેના માને પ્રજા પાલક સ્વધર્મથી, અને ગોબ્રાહ્મણ પ્રતિપાલ શબ્દની મહત્તાનું યથાવીધિ પાલન કરવાથી વગર ઇચ્છે તે બાહ્યમાન સ્હેજે મળી શકે તેમ છે. પણ વગર ઇચ્છે તો શું પણ ઇચ્છા કરે તો પણ. કોળી તો આ જન્મમાં દ્વિજાતી તરીકેનું માન મેળવી શકનાર નથી તેમ તેને કોઈ પણ વૈદિક સંસ્કાર થઇ શકવાના નથી. એ વાત નૃપતિ પુત્રો તમો સમજી શકશો કે ? ? કોઈ કોળી નૃપતિ હોય તો અને પ્રજાપાલક ધર્મથી પ્રજા તેનાથી અત્યંત સંતોષ પામતી હોય તો તેને રાજા, અન્નદાતા, વિગેરે વિશેષણો પ્રજા હર્ષથી આપી શકનાર છે. તેમ ગોબ્રાહ્મણ પ્રતિપાલ પણ કહી શકનાર છે અને તે ગુણો ક્ષત્રિય પુત્રોમાં ન હોય તો બાહ્યમાનને ખાતર વા સત્તાના માનને ખાતર બળાત્કારે તે શબ્દો વાપરે પણ અંતઃકરણથી પ્રજા વિરૂદ્ધ

જતાં તે પોતાના સાચા હૃદયથી તેના ત્રાસે પાપી દુરાચારી કે ત્રાસીજ કહેનાર છે. પછી નૃપતિપણાનું માન કીયા પ્રકારે રહ્યું ? ? માટે ક્ષત્રિય પુત્રોને દ્વિજાતી શબ્દના માનનું અને વેદ સંસ્કાર ( ઉપવિત આદિ ) નું માન વિશેષ માનવું એ પોતાની ઉચ્ચતરતા જણાવે છે. ક્ષત્રિય પુત્રો જો ત્રણ દીવસ સંધ્યા વંદનાદિક દેવપૂજા કર્યા વિનાના રહે તો તે શૂદ્ર સમાન થાય છે. અર્થાત શૂદ્ર થઈ શકતા નથી પણ શૂદ્ર સમાન અધમ બુદ્ધિ પ્રકટ થાય છે. અને તે પોતાને ભલે ન સમજાતી હોય. પણ તેનાં આચરણ જોનારને તે તુરત સમજાય છે. સંધ્યા વંદનાદિક પંચાયતન દેવપૂજાદીક ન કરવાવાળા. ક્ષત્રિય કુમારોને દેહમાં અહં મમતા બુદ્ધિ વધે છે. મોહ લોભ વધે છે, વિષય વાસના વધે છે. જીવ હિંસા કરવાનું લક્ષ જાય છે. મીથ્યામાન મોટાઇને ખાતર વિદ્વાન બ્રાહ્મણ કે જીવન્મુક્ત સંતને નમસ્કાર કરવાનું પણ મન થતું નથી પ્રજાને ચુસીને ધનની વૃદ્ધિ કરવા તરફ લક્ષ જાય છે. નિચ બુદ્ધિના અધમ પુરૂષોની મિત્રતા કરવામાં પ્રીતી રહે છે. દાસી વિગેરે વ્યભિચારીણીની સોબતમાં કુછંદે ચઢે છે. મદિરાપાન કરનાઓની સોબતમાં મદિરાના રંગપર ચઢી કેવળ ભ્રષ્ટજ થાય છે. આ બધાં પાપકર્મો કરાવનાર તે અધમ વૃત્તિ થવાનાં મુળ કારણોમાં દ્વિજાતી છતાં સંધ્યા વંદનાદિક પંચાયતન દેવપૂજાદિક વેદકર્મ મર્યાદા પ્રમાણે ન કરવાથી છે. એમ નિશ્ચય જાણવું જોઇએ.

---

# પ્રકરણ ૪ થું.

**નિત્ય કર્મ.** ન કરવાથી ક્ષત્રિય કુમારોની કેવી સ્થીતી થાય છે તે ઉપરના શાસ્ત્રીય મર્મથી સમજાશે અને પ્રત્યક્ષ સિદ્ધજ છે કે પ્રાતઃકાળમાં જે પરમેશ્વરે ક્ષત્રિય પુત્રોને સરજ્યા છે. તેમણે હું ક્ષત્રીયસૂર્ય ચન્દ્રાદિવંશી છું, મને પ્રભુની કૃપાથી આટલો મોટો ઉચ્ચ અવતાર મળ્યો છે. તેથી મારે પ્રભુ સ્તવન કરવુંજ જોઇએ. અને પ્રભુ કૃપાથીજ હું સુખી રહેવાનો છું અને મારા હાથે સત્કૃત્યો પણ પ્રભુ કૃપાથી થશે. માટે પ્રભુને સેવવા, એવા સુ વિચારે પ્રાતઃકાળમાં પ્રભુ કૃપા પ્રાપ્ત થવાને માટે પોતાના ક્ષત્રિય ધર્મ પ્રમાણે સ્નાન સંધ્યા પંચાયતન દેવપુજા આદિ નિત્ય કર્મ કરવાંજ જોઇએ. એમાં ભુલ થવા દેવી નહિં. ક્ષત્રિય નૃપતિઓએ પોતાના રાજકુમારોને આ બ્રહ્મ નિત્ય કર્મનો વિધિ આદર પૂર્વક શીખવાડવા માટે તેવા સુશિક્ષિત્ સ્વતંત્ર સત્યવાદી વિદ્વાન બ્રાહ્મણો રાખી તેમને વેદાધ્યયન વિગેરે કરાવવું જોઇએ.

જેવી રીતે ઉપવિત સંસ્કારનો વિધિ ધર્મ શાસ્ત્ર પ્રમાણે અગીયારમે વર્ષે ક્ષત્રિય પુત્રોને માટે કરવાનો છે તેમ કેટલાંએક રાજ્યોમાં દાખલ ચાલેજ છે. અને કેટલાંએક રાજ્યોમાં તેમ ચાલતું નથી. જ્યારે રાજાઓ પોતેજ વેદકર્મ વિધિના અધિકારી છતાં પે.તે સ્વલાભાર્થે નિત્ય કર્મ વિધિ પાલન

કરતા નથી. તેવા રાજાની પ્રજા પણ તેવીજ થાય છે, **યથા રાજા તથા પ્રજા:** ॥ માટે રાજાએ ધર્મ મર્યાદાનું સેવન કરવું જોઇએ, એમાં પોતાના કલ્યાણનો યોગ, અને પ્રજાના કલ્યાણનો પણ યોગ રહેલો છે.

આધુનીક કાળમાં ક્ષત્રિય રાજકુમારોને બાળપણથીજ ઉપવિત સંસ્કાર કરતાં પહેલાંથીજ શિકાર કરવાને શીખવે છે. યુદ્ધ પુરૂષ હોવાથી નિશાન શિખવાની રાજકુમારોને જરૂર છે ખરી. પણ તેથી નાના નાના પક્ષિઓનો નાશ કરવાની કુરમતિ ઉત્પન્ન કરવાને શિખવાનું નથી. રાજકુમારોને વિનય, નમ્રતા, વિવેક, બ્રાહ્મણ સંતોનું સન્માન, વૃદ્ધોની મર્યાદા સાચવવાનું, માતા પિતાની આમન્યા, નોકર ચાકરો ઉપર દયા, અને ગુન્હા કરનારને ક્ષમા કરવાનું. શિખવનાર પવિત્ર નિતિ સદાચારના પાલક સ્વતંત્ર સત્યવાદી પુરૂષ સાથેનો સહવાસ કરાવવો ઘટીત છે. કામ ઉત્પન્ન કરનારા વિષયોની વાર્ત્તાઓ કહેનાર. કુસંગત વિચાર આપનાર. માંસ મદીરાના વ્યસની એવા દુષ્ટાચારવાળા માણસો રાજકુમારો પાસે કદાપી પણ રાખવા નહિં. ઘોડા ઉપર બેસતાં શિખવવું દોડવું દોડાવવું. નિશાન તાકવું. કસરત, કુસ્તી વિગેરેથી મહાન્ બલ ઉત્પન્ન કરનાર પવિત્ર માણસોનો સંગ કરવાને કહેવું. અથવા તેવાના શિક્ષણમાં પુત્રોને મુકવા. એમ બાલભાવની રમત. શીખવવી.

હાલની પદ્ધતીમાં કેટલો બધો ફેરફાર છે. પાંચ વર્ષનો

કુમાર થાય કે સ્વદેશ ભાષાંનું જ્ઞાન પણ સારૂં ન થયું હોય તે પહેલાં અંગ્રેજી શીખવવા ઉપર માતા પિતાનું ધ્યાન ખેંચાય છે. અને તે ભાષા ભણાવવાનો પૂર્ણ આગ્રહ ધારે છે. તેઓ એમ સમજી ગયેલા સમજાય છે કે. બાલપણુથી અંગ્રેજી બોલતાં લખતાં સારૂં આવડે તો અંગ્રેજ સરકારના આધકારી નોકરોની તેમના ઉપર કૃપા રહે. તેથી તેમના જેવા પોષાક પહેરવેશ અને તેમનીજ સાથે બેસી ખાણું લેવામાં પોતાની મોટાઈ માની અપવિત્ર ભ્રષ્ટ થાય છે. તે પોતાના ખોટા મીથ્યાભિમાનથી સમજાતું નથી. અંગ્રેજી ભાષા બોલવામાં ચાલાકીદાર ગણુવાથી તેમને માટે સન્માન વધે છે એમ માનવામાં તેમની કેટલી બધી ભુલ થાય છે. તેનો વિચાર થતો નથી. અચલ પરમેશ્વર જેવા પતિના પતિની મહત્તા આગળ તેવી ચલ સરકારના નોકરોની શી મહત્તા ?? જો પરમેશ્વરજ કૃપાવાન થઈ રાજ્યગાદીનું સુખ અને સત્ય-માન લંબાવનાર અને આપનાર છે. તો કોની ગુંજાસ છે કે રાજ્યગાદીથી વિમુખ રાખે ?? પણ અત્યારકાળના બના-વટી પરમેશ્વરો તો તેજ બન્યા હોય. એવા વિચારના ક્ષત્રિય પુત્રોની કેટલી અધમતા ?? ભલે અંગ્રેજ સરકાર હિંદને માટે સમ્રાટ બન્યા હોય. અને તેમના તરફના આવેલા અધિકારીઓને સન્માનની મર્યાદાએ સન્માન આપવું પડે તો ભલે પડે !! તેમને ખુશ રાખવા માટે નાના પ્રકારનાં સન્માનીય કાર્યો કરવાં પડે તો ભલે પડે !! તેમને સં-

તોષવા નાના પ્રકારના સુરક્ષીત્ ધર્મરક્ષીત્ કે **વીપરીત-ખાણાં** આપવાં પડે તો ભલે પડે!! તેમને **આભુષણું** વિગેરે આપવાં પડે તો ભલે પડે!! તેમની સાથે રમત-ગમતમાં ભાગ લેવો પડે તો ભલે લેવો પડે!! પણ તેઓ પોતાની સોબતે ધર્મભ્રષ્ટ. કે અયોગ્ય જીવહિંસા ભરેલાં કૃત્યો કે ભ્રષ્ટ કૃત્યો કરાવવા ઇચ્છે તો તે ક્ષત્રિયપુત્રોએ કેમજ કરવાં?? પોતાના ક્ષાત્રિય કુલનું કુલાભિમાન જેને નથી એવા નિર્બલ મનના પુરૂષો કદાપી. નૃપતી થયા હોય તોપણ તે **નિર્બલજ** છે, અંગ્રેજ નોકર સાથે બેસી ખાવા પીવાથી વા તેમની સાથે **શિકારી** બની જીવહિંસા કરવાથી વા તેમના નચવેલા નાટકીરૂપે નાચવાથી આપણે કૃતકૃત્ય થયા એમ માનનારા ધર્મ મર્યાદાથી ભ્રષ્ટ થતાં માહાપાપમાં પડનાર છે એમ જાણો. પણ યોગ્ય કાળની વફાદારીપૂર્વક તેમનું યોગ્ય સન્માન કરવાથી અને તેમની બંધારણપૂર્વકની આજ્ઞા પાલન કરવાથીજ તેઓ ખુશ થનાર છે. અને એક વખત ભલે તેઓ ખુશી ન થાય તો પણ આપણે ક્ષત્રિય-પુત્રોએ **ધર્મભ્રષ્ટ** તો કદાપિ થવું નહિં. તેમની હિંસક વાસનાઓને આધિન તો કદાપી થવું નહીં. પોતાના સ્વ ધર્મનું સત્યાનાશ કાઢવાથી પોતાની પ્રજા પણ નિચવાસના કર્મરૂપ નિચજ થાય છે તેથી પોતાના ક્ષાત્રધર્મના મહા-યોગને હાનીકારક છે એ ક્ષત્રિય માતાની કુખમાં ક્ષત્રિયવીર્યથી ઉત્પન થયેલા શુદ્ધ ક્ષાત્રપુત્રોએ કેમ વિચારવા યોગ્ય નથ??

તેવા અધિકારીઓના વિશેષ સન્માનથી તેઓ એ. બી. સી. ડીના ઇલકાબો કદાપી અપાવી શકે. તો તે ઇલકાબો પોતાના ક્ષાત્રધર્મને બળ આપનાર નથી. એતો રાજ્ય સન્માનીય વિશેષણો છે. તેથી અભિમાન વધવાનું છે, ઘટતુ નથી. પણ પરમેશ્વરની અકૃપા થનાર છે તેવા કલ્પિત ખીતાબોથી ક્ષત્રિ નૃપતિઓના પાપકર્મનો પ્રલય કદાપી પણ નથી. તેથી નીતી સદાચારનો વધારો થનાર નથી. તેથી જ્ઞાન ભક્તિ વધનાર નથી-તેથી પ્રજાપાલક ધર્મોન્નતિ કે સ્વદેશો-ન્નતિ પ્રકાશનાર નથી, એનો તમને કલ્પિત માન મોટાઇના મિથ્યાભિમાનમાં ડુબાડી અહંકારે પોતાની સત્તા નીચે માથુ રખાવવાની પ્રક્રિયા કરી છે એમ જાણો, તમો એવાં કૃત્યો કરો કે તમારી પ્રજા તમારાં દર્શન સમગે કે તમારા મેલાપ સમયે કે તમારી રાજ્યસાશન પદ્ધતિ સમયે તમને ધન્યવાદ આપે. તમારાં સત્કાર્યોનાં ભંડોળોને વખાણે. તમારા ગુણો ગાય. તમારી સત્યતા, ક્ષમા. દયા. પરોપકાર. પરમાર્થ કાર્યોથી જેવાં કે ઔષધશાળા ધર્મશાળા, નવાણો, અન્નક્ષેત્રો આદી જનસુખાકારી કાર્યોથી તમારી વાહવાહ બોલાય!!! એટલે એ. બી. સી. ડી. કરતાં વધારે કૃપાની દૃષ્ટિએ પરમાત્મા તમારા તરફ જોવાના છે. અને તેમાં જે ફળ આપશે તેનો બદલો બીજા કશાથી વળાશે નહીં. તેમ બીજા કોઇ આપ-નાર પણ નથી. ક્ષત્રિય વિર્યથી ઉત્પન્ન થયેલા ક્ષત્રિય માતાની કુખમાં આળોટેલા પવિત્ર નૃપતિઓ પોતાના ક્ષાત્ર ધર્મ

શિવાયની કોઇ મર્યાદાને સેવતાજ નથી એ દૃઢ નિશ્ચય છે વેદ સંસ્કાર હીનતાથી દુર્દશા અને મીથ્યાભીમાનની વૃદ્ધિ થાય છે અને અધોગતીની પરતત્રતામાં સુખ માનવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. માટે ક્ષાત્રિય પુત્રોને બાલપણથીજ શિક્ષણ સારૂં મળવું જોઇએ. શાસ્ત્ર મર્યાદા એવું શીખવનાર નથી કે તમો સમ્રાટ સરકાર સાથે દ્વેષ રાખો વફાદારીરૂપ મૈત્રિ તજો. અને તેમના અમલ દરમ્યાન તેમની આજ્ઞાનુસાર ન વર્ત્તો–છતાં તેમની મર્યાદા સારી રીતે સચવાતી હોય. તો આપણને ધર્મભ્રષ્ટ થવા અને પોતાની સાથે ખાવાપીવાનો આગ્રહ કરતાં તેઓ આપોઆપ શરમાશે. તેઓ આપણા પોતાના ક્ષાત્ર સ્વધર્મની બાબતમાં આપણને ફરજ પાડી શકનાર નથી. આપણી પ્રજા આપણાથી સંતોષને પામતી હશે તો આપણા રાજ્યમાં હાથ ઘાલવાનો તેમ આપણને તેમનાથી ડરવાનો પ્રસંગજ આવવાનો નથી. આપણે તેમની સાથે જીવ હિંસા કરવા જવામાં ભાગ ન લેઇએ તેનો દ્વેપ તેઓ કદાપી પણ રાખી શકશે નહિં, બીચારાં નીરપરાધી જીવડાંઓને પોતાના ઉદરંભરી સ્વાર્થરૂપ ખાણાને માટે કાળને વશ કરી મારી નાખનારને દયાહિન કહીએ તો કંઈ ખોટું તો નથી. પરમેશ્વરે ખાવાને માટે અનંત અન્ન, ફળ, મૂળ, કંદ ઉત્પન્ન કર્યા છતાં બળવાન બનવાની. અપેક્ષાએ અને મદમસ્ત રહેવાના બદલામાં મદિરાપાન કરી મસ્તીમાં રહેવાની અપેક્ષાએ માંસ-

મદિરાના આહારી બનતાં જરાપણ દયા ન આવે કે શરમ ન લાગે તેવા કર્મોથી આપણા પવિત્રમાં પવિત્ર વેદમાન્ય ક્ષાત્રધર્મની કુલ મર્યાદાને કલંકીત કરનાર ન બનીએ તો શુ ખોટું છે ? ? તેનો વિચાર શુદ્ધ ક્ષાત્રવિર્યથી ઉત્પન્ન થયેલા રાજપુત્રો જ કરવા સમર્થ બુદ્ધિમાન છે.

ન્હોવેલો વાંચવાનો શોખ થાય. સોગટાં બાજી કે પત્તાં રમવાનો શોખ થાય, જીવ હિંસા કરવાનો શોખ થાય, માંસ મદીરા ખાવાનો શોખ થાય, પર સ્ત્રી લંપટ બનવાનો શોખ થાય, નાટક ચેટકનો શોખ થાય, દુષ્ટ મીત્રોનો સંગ થાય. પણ આવા પ્રમાણીક હિતરૂપ, સત્ય બોધરૂપ, શાસ્ત્રીય ગ્રંથોને વાંચવાનો પ્રેમ ન થાય. સંત સાધુની સોબતે પોતાના ધર્માનુકુળ પોતાનું સદ્‌વર્તન અને નીતી સદાચાર તેમજ પરમાત્માનું જ્ઞાન જાણવાનો પ્રેમ ન થાય. પોતાની પુત્રવત્ પ્રજાને સંતોષવાની ઈચ્છા ન થાય. તેમને સુખી કરવાના માર્ગો ન શોધાય. તેમને પવિત્ર બનાવવાને તેવા વિદ્વાન બ્રાહ્મણો કે સંતોના સમાગમનો વધારો કરવાની શુભેચ્છા ન પ્રગટ થાય. દેશના કે નગ્રના વેપારને ઉત્તેજનરૂપ અનેક વ્યાપાર કળા કૌશલ્યતા કે હુન્નરોથી દેશની આબાદીની જાગૃતી ન રખાય. સ્વધર્મોન્નતિ કે સ્વદેશોન્નતિના શુભ પન્થે ચાલવાની શુભેચ્છા ન થાય. એતો કેવા પ્રકારના ક્ષાત્ર પુત્રો કહેવાતા હશે ? ? તેનો આપોઆપજ ક્ષાત્ર પુત્રો વિચાર કરશે તો મોટો ઉપકારજ સમજાશે. અસ્તુ.

## પ્રકરણ ૫ મું.

**પ્રથમ ગ્રાસે** મક્ષીકા ભક્ષણ જેવો પ્રયોગ મનુષ્ય જીવ-
નના પ્રથમજ ભાગમાં એટલે બાલ્યાવસ્થા-
માંજ થાય તો પછી જે મકાનનો પાયો કાચો છે તેના
ઉપરની મેહેલરૂપ મહાન્ ઇમારત અવિચળ કેવી રીતે
બંધાશે ? ? તેનો વિચાર કરો. હે ક્ષત્રિય પુત્રો ! ! !
તમારા હાથ નીચે નોકરી કરનાર નોકરો તાબેદારીને
લઇને તમને આવી શીખામણ આપવા સમર્થ નથી
તમારા મીત્રોરૂપ થઇ રહેનારા તમારાજ મતને અવલંબીને
તમારા ગાણાને ગાઈ પોતાનો સ્વાર્થ સાધશે. તમારા તર-
ફના માનની અને ધનની અપેક્ષાવાળા બ્રાહ્મણો તમને
તમારા ક્ષાત્રધર્મની કુલ પરંપરાની ક્ષત્રિયવટનું ભાન કરાવતાં
અને સાચુ કહેતા અટકશે. પરાવલંબી પુરૂષો પણ દીર્ઘ-
સુત્રિ બન્યા હશે તેથી તમને કોઇપણ પ્રકારે સાવચેતી
આપી શકનાર નથી—એતો તમારી મહત્તા અને સત્તાથી
નિર્ભય રહી, તમારા સુખની વૃદ્ધિ, તમારા માનની વૃદ્ધિ,
તમારી પ્રતિષ્ટાની વૃદ્ધિ, તમારી ઉચ્ચતા શ્રેષ્ટતાની વૃદ્ધિ,
ને ઇચ્છનારા તમારા તરફની અપેક્ષાથી રહિત, તમારા
સત્ય હિતચિંતક સ્વદેશવત્સલ પવિત્ર સત્યવાદી મહાજ્ઞાની
જીવન્મુક્ત સંત પુરૂષોજ પોતાના જ્ઞાનપ્રવાહરૂપ આત્મ-

સત્તાએ તમને સત્ય મર્યાદા શિખવતાં કડવા વચનો પણ કહીને તમારૂં ભલું ચ્હાશે. તેવાઓ તમારી આંખેથી કદાપી અદીઠ થયા હશે–તેમના સંગથી જાગૃત થતાં પોતાના સ્વાર્થને હાની પહોંચશે, એવા અધમ વિચારના દારૂડીયા માંસાહારી. અભણ. વહેમિ, મીથ્યા આડંબરવાળા, અને પ્રપંચી પામર વિષયી જીવાત્માઓએ તમારા હૃદયમાં તેવઃ સંતોની વારંવાર નીંદા કરી કરી. તમને દિગ્મૂઢ અને દ્વેશિલા બનાવ્યા હશે. અને તેથી તમો સંગ કરતાં કદાપી ડરતા પણ હશો કે વખતે ગામ, ગીરાસ કે ધન માગશે તેથી પણ ડર ખાતા હશો. દ્વેષી પામર મીત્રોએ તેમને લુચ્ચા વ્યભિચારી ગણાવ્યાથી તેમના પ્રત્યે તમારો સદ્‌ભાવ નહિં હોય. વા અનેક કારણોથી તેમના સંતસમાગમથી તમારી પોતાની જાગૃતિનો લાભ તમને નહિં મળ્યો હોય. કે નહીં મેળવવા ઈચ્છતા હો તો પણ તેમના જાતી સ્વભાવથી તેઓ તમારા પ્રત્યે પ્રભુરૂપ ભાવનાથી જોવાવાળા છે. તમને કેવળ શુદ્ધ ક્ષત્રિય પુત્ર જાણી વમારા માટે હિતકર વચનો તમને કહેવાને નિડરપણે ઉભા રહેશે અને તમારૂં હિત કરશે. **અમો રાજા. આવડા મોટા તે વળી સંતની સોબત** કરીએ તો અમારૂં રાજ્ય શી રીતે કરીએ ? ? પણ હૈયાની અકલ ગામ ગયેલી હોવાથી આ દેહના મીથ્યાભિમાનના ખાડામાં શું ડુબવાનોજ મનસુબો દૃઢ કરો છો કે ? ? તમારી સાચી મહત્તાનું દિવ્યદર્શન

કરવવાની તેમની શુભેચ્છા તમો સમજતા નથી એજ તમારી બુદ્ધિની નિબળતા જાણો. સંતના બોધથી પ્રજા પાલન સારી રીતે થતાં પ્રજા તમારી વાહવાહ બોલશે. ન્યાય બરાબર કરશો. પ્રપંચ, પાખંડ દંભ, લોભ, મોહ શોક અભિમાન નહીં થાય તો તમો પ્રભુને વ્હાલા થશો. અને તે તમને સુખ, ધન, પુત્ર, માન, કૃપા કરી બક્ષસે તે અમર કિર્તિરૂપ ગણાશે સંત તે કદાપી પણ દુષ્મન હોયજ કે ? ? જે શુભેચ્છા માતા પીતા નથી ધારતા; તે શુભેચ્છા સંત ધારણ કરે છે. જે કલ્યાણ કોઈપણ કરતું નથી તે સંત કરે છે. તે આવા પાપી હોય કે ? ? તે તમારા શત્રુ હોય કે ? ? જરા તો આંખ ઉઘાડી જુઓ. છેક નિમાલ્ય શાથી બન્યા છો ? ? વિષયોના મારથી ખાલી થયેલા વિર્યના કોઠારમાં હવે કાગડા શીઆળવાંની શોરબકોર થાય છે કે ? ? જરા. ચિત્તસ્થિર રાખી પોતાનું કલ્યાણ વિચારો અને સમાગમ ઇચ્છો સત્કર્મમાં, પ્રજાપાલક કર્મમાં, મોટા ગણાઓ. મીથ્યાભિમાન દેહસબંધે રાખવાનું છોડો, એવા તો ઘણાએ નૃપતિઓ ચક્રવર્તિ પદ ત્યાગી આ ભૂમિના મધ્ય ભાગે રાખ થઇ દટાયા છે. તમારૂં અભિમાન નહીં કામ કરે ? ? તમારી અધોગતીમાંથી બચાવનાર, ધર્મપત્ની પુત્ર, મીત્ર, સહોદર, નોકરો, ધન કે વૈભવો કે કોઇપણ નથી. એ તો તમો સારી રીતે સમજો છો. પછી આ મિથ્યા ભિમાન વેષ ધારી શાને બનો છો ? ? કરો, -કરો, ! ! !

ભુલ ન કરો. સંત પુરૂષો તમારા કલ્યાણ અને તમારા પ્રેમનાજ ભુખ્યા છે. તમારૂં ધન તમને ભલે માન્ય હોય તમારો વૈભવ તમે ભલે સુખે ભોગવો. તમારાજ કલ્યાણને માટે તેઓ તો માત્ર યત્ન કરનાર છે, અને તમને તમારો ક્ષાત્રધર્મ દેશ કલ્યાણને માટે શીખવનાર છે એમ સત્ય તમારા બા[illegible]માનકીર્તિ તરફ તે ધ્યાન આપનાર નથી, પણ તમારી આવી અધોગતીમાંથી તમને બચાવી તમારા તરફ તમારા હિતરૂપ બોધના ઉપકારો કરતાં પણ તેવા ઉપકારની અપેક્ષા રહીત રહેવાવાળા છે.

હે ક્ષત્રિયરાજપુત્રો ! ! ! તમો તમારા હિતકર્ત્તાઓને ઓળખો. જીવન્મુક્ત સંત એટલે વૈરાગી બાવા નહિં. તેઓ તમને બાવા બનાવવા માટે બોધ કરતા નથી. પણ તમારી ઉર્ધ્વગતીને માટે બોધકર્ત્તાજ છે. માટે પોતાના લાભાર્થે તો તેમના સમાગમમાં રહી પોતાના ક્ષાત્ર ધર્મના મર્મની મર્યાદા સમજો એટલે આનંદ.

ક્ષત્રિય રાજપુત્રોએ પોતાના વડીલ બંધુ બ્રાહ્મણોનું અપમાન કદાપિ કરવું નહિં, તેમ પોતાના કનિષ્ટબંધુઓનું પણ કદાપી અપમાન વિચારવું નહિ. પરમાત્માની હજુરમાં સર્વ જીવાત્માઓ સરખા ન્યાયથી છે ત્યાં નૃપતિ કરીને કર્મના શુભાશુભ ફળમાં પક્ષપાત થઈ શકતો નથી. તેથી ક્ષત્રિય નૃપતિ પુત્રોએ સમજવું ઘટે છે કે પોતાના એક જીવાત્મા તરીકેના મનુષ્યપણાના હક્કથી બધાજ મનુષ્યો

અમે તો પ્રજારૂપ બન્યા હોય તો પણ आत्मवत् सर्व भुतेषु यः पश्यातेसपश्यति આ ભગવત્ વાક્ય પ્રમાણે સર્વમાં સમાનતાથી પોતાનું સત્યવર્ત્તન ચલાવી. રાજ્ય સાશન અને પ્રજાપાલક સ્વભાવથી બંધુભાવને પોષવો જોઇએ. આ જ્ઞાન મર્યાદાથી જોનાર તેજ સાચો જોનાર છે એમ જાણવું. બ્રાહ્મણનો અવતાર અથવા દેહ સર્વવંદનીય હોવાથી ક્ષત્રિયોએ નિત્ય નમસ્કાર કરવા યોગ્ય છે. જે ક્ષત્રી નૃપતિ બ્રાહ્મણોના આશિર્વાદ પહેલાંજ નમસ્કાર કરે છે. તે પોતાની શ્રેષ્ટતા સંપાદન કરી મહાપુણ્યનો ભાગી થાય છે. અને અને જો પોતાની મિથ્યા મોટાઇ માની દેહાભિમાનથી રાજાપણાની મિથ્યા માનદષ્ટિથી બ્રાહ્મણોને પોતાની પ્રજા-માનીને ગૌરવતાથી બ્રાહ્મણોના આશિર્વાદ પછી નમસ્કાર કરે છે. તો તે બ્રાહ્મણ પોતાના ક્ષત્રિયના ક્ષાત્ર તેજનો નાશ કર્તા છે. અને તે ક્ષત્રિય રાજપુત્રો પોતાના પુણ્યના ઉદયનો નાશ કરે છે. માટે ક્ષત્રીય પુત્રોએ આત્મલાભાર્થે બ્રાહ્મણ જાણી પ્રથમ નમસ્કાર કરવો અને તેમની પાસેથી પોતાના ક્ષત્રિયધર્મ પ્રમાણે નિત્ય કર્મ વિધિ યથાર્થ ભણવી જોઇએ. એમાં ભુલ થવા દેવી જોઇએ નહિં શુદ્ધ વીર્યરૂપ માતાપીતાથી ઉત્પન્ન થયેલા રાજપુત્રોને પોતાના સનાતન ધર્મ ઉપર અને જીવનમુક્ત સંત ઉપર સારી શ્રદ્ધા બેસે છે. અને ધર્મ પાલન કરવાને તત્પર રહે છે.

જે ક્ષત્રિય રાજપુત્રો પોતાના ક્ષાત્રધર્મના નિયમ પ્રમાણે

યથાવિધિ ઉપવિત સંસ્કાર સાથે સ્નાન, સંધ્યા, (ત્રીકાળ સંધ્યા) પંચાયતન દેવપૂજન, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ, નિત્ય તર્પણાદિ ષડકર્મો યથાર્થ આચરણ કરે છે. તે કર્મોના પ્રૌઢ પ્રતાપથી તે પુરૂષ હંમેશાં સદાચારની મર્યાદા સમજવા શક્તિમાન થાય છે. બાલ્યાવસ્થામાં જે ધર્મમર્યાદા અને વિવેક વિનય સમજવામાં આવે છે અને બ્રહ્મચર્યાદિકનું સેવન થાય છે તેના પરીણામે તે કુમારો યોગ્ય ઉમરના થતાં પોતાના ગૃહસ્થાશ્રમ સમયે બહુજ બુદ્ધિમાન બની બહુજ નીતિજ્ઞ બને છે. બધાજ ક્ષત્રિયપુત્રો રાજ્યાભિષિક્ત થઇ શકતા નથી. શાસ્ત્રમર્યાદાએ મોટા કુમારને રાજ્યગાદીએ અભિષેક થાય છે. અને બાકીના ભ્રાતામંડળમાં ગામગીરાસના માલીક રહે છે. આમ કરતાં કરતાં વંશવૃદ્ધિથી તે ઘરના ધણી જેવા થઈ પડે છે. ઘણાઓ ખેતી કરે છે ઘણાઓ નોકરી કરે છે એક બેચાર ખેતરાં ભાઇઓ ભાગમાં આવ્યા હોય તે વડે પોતાનું ગુજરાન ચલાવતાં ચલાવતાં આખરે તેઓની સ્થિતીમાં ઘટવધ થયા કરે છે અને બગડી પણ જાય છે. પણ તેથી તે શુદ્ધ ક્ષત્રિયબીજરૂપ હોય તો પોતાના ક્ષાત્રત્વને સંભાળી રાખે છે. અને પોતાનું આત્મ કલ્યાણ ઇચ્છે છે.

ક્ષાત્રપુત્ર રાજા હોય કે રંક, ગરીબ ખેતીકાર કે નોકરી કરનાર હોય. પણ તેઓ શુદ્ધ ક્ષત્રિયવિર્ય હોય તો તે પોતાનું ક્ષત્રિય કુલાભિમાન સંભાળી અમર્યાદ થતોજ નથી ધના-

દિક પદાર્થોના અભાવે તે કદાપી રંક ગણાતો હોય તો પણ શ્રીમંત પરમેશ્વરના ઘરનો કાયદો તો ક્ષત્રિયોને માટેજ એક છે. પૂર્વ જન્માતરે તાપસી પુરૂષો સકામ વાસનાથી નાના પ્રકારના સુખો ભોગવવાની ઈચ્છા એ તપ કરતાં કરતાં એટલે ચોરાશી ધુણી, શુળીશયન, વિગેરે રાજસી તામસી તપ કરતાં કરતાં વાસ્તવિક તપપૂર્વક દેહ ત્યાગ કરે તો તે તપના પુણ્યરૂપ વાસનાના બળે ઉગ્ર પુણ્યના પ્રભાવે અને તેટલાજ પ્રમાણમાં તે જીવાત્મા પછી કોઇ રાજ્યમાં ક્ષત્રિય પુત્ર રૂપે અવતાર ધારણ કરે છે. અને તપના પ્રમાણમાં નાના પ્રકારના વૈભવો ગાડીઘોડા મેના પાલખી પહેરવા ઓઢવાનાં આભુષણ વસ્રો સ્રીઓ રાજ્ય સત્તા વીગેરે ધનાદિક પદાર્થોથી પોતાના સુખનો અનુભવ કરતો ચાલે છે જ્યાં સુધી તે પુણ્યયોગ પહોંચે છે. ત્યાં સુધી તે રાજ્ય કરે છે. આ રાજ્યસત્તાના અમલ દરમ્યાન જો તેનું પુણ્ય સાત્વિક સેવારૂપ ઉદય થાય તો રાજકર્તા છતાં કેવળ દેહાભિમાન રહિત રહી શકે છે આટલા બધા વૈભવ ભોગો છતાં તેને મમતા કરવા લાયક કંઈ સમજાતું નથી. એ તો રાજ્ય પ્રમાદ છે એમ જાણે છે રાજ્ય પદાર્થોનો ઉપભોગ કરતાં તે મોહના આડંબરથી રહિત રહે છે. સ્રીઓમાં રમણ કરે છે તો પણ વિષય ભોગોમાં હડકાયા વેડા કરતો નથી. ધનાદિક પુષ્કળ હોય છે. તો તેનો સદુ-પયોગ કરવામાં ભાગબગીચા બાંધવામાં, ધર્મશાળાઓ

બાંધવામાં, નવાંણો (કુવા તલાવો)–બંધાવવામાં, અન્નક્ષેત્રો બાં-ધવામાં, સંત સાધુના ગમનાગમનમાં તેમના રક્ષણ માટે વાપરવામાં, ઔષધશાળાઓ બાંધી તેમાં ગરીબ અને પ્રજા વર્ગને વિના મુલ્યે ઔષધો આપવામાં, અથવા પોતાની પ્રજાને યોગ્ય રીતે સુખ આપવાના દરેક કાર્યમાં તેનો સદુપયોગ કરે છે. પોતાને માટે મેહેલ હવે-લીઓ બાંધવામાં પણ તેનો ઉપયોગ કરે છે. છતાં તે સર્વમાં પોતાની અહંમમતાં રાખતા નથી. પ્રજાને અધર્મ અન્યાયથી ચુસીને ધન લેઈ ભેગું કરવામાં પોતાની વડાઈ માનતા નથી. ગાયોના અને બ્રાહ્મણોના રક્ષણરૂપ પોતાના કુલ-કુલાંતરના ક્ષત્રિય નામના મહાન્ અધિકારને તેઓ બરાબર પાલન કરી. ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ગણાવા પ્રયત્ન કરે છે. પોતાની પ્રજાના સુખને માટે અને દેશના ગૌરવને સંભા-ળવા નાના પ્રકારના ઉદ્યમોની સ્થાપના કરે છે. કળા હુન્નર ઉદ્યોગને ઇચ્છતી પ્રજાને રૂડો આશ્રય આપે છે. સ્વધર્મ ઉપર આસ્થા રાખે છે. નાનાં પ્રકારનાં દેવાલયો બાંધી તેમાં ગણપતિ, માહાદેવ, માતા, રામ, વિષ્ણુ આદીની મૂર્તિઓ સ્થાપન કરી. ઉત્તમ સાધુ બ્રાહ્મણોની અને દેવ-નૈવેદ્યની વ્યવસ્થાઓ બાંધે છે. રૂડા પ્રકારે એકાદશી, ત્રદોશ ચતુર્થિ, અષ્ટમી, આદી વ્રતો પોતે કરે છે. તેથી રાજાની માન્યતા અને ધર્મ, પ્રજા વર્ગમાં પણ પ્રવેશ કરવા પામે છે. વારેવારે દેશમાં મહાન ગણાતા વિદ્વાનો અને સંતોનો

મેળાપ રાખી તેઓ પાસે ઉત્તમ પ્રકારનાં **વેદશાસ્ત્રનાં વ્યા-ખ્યાનો, વર્ણાશ્રમધર્મ બ્રહ્મચર્ય, સદાચાર વ્યવહાર, નીતી ન્યાય, નિત્ય કર્મોનો પ્રભાવ.** વિગેરે પોતે શ્રવણ કરે છે. અને પ્રજાને પણ તેનો લાભ લેવાની આવશ્યક્તા સંભાળે છે, વળી કોઈ સ્વદેશમાં કે પરદેશમાં રહેતા. જીવન-મુક્ત સંત બ્રહ્મવેત્તા હોય તો તેમને બોલાવી તેમની પાસેથી આ આત્મા કોણ? જીવ કોણ? શિવ કોણ? પરમેશ્વર કોણ? માયા કોણ? અને આ સંસારનાં મિથ્યાબંધન કેવી રીતે છુટે?? પરમેશ્વરનું જ્ઞાન કેવી રીતે થાય?? કેવી વૃત્તિ ધારણ કરવી જોઈએ?? કેવી રીતે પ્રભુભક્તિ ગુરૂ સેવા થાય?? સદ્ગુરૂને શરણ કેવી રીતે જવું?? તેમની માન્યતા કેવી રીતે સંભાળવી?? તેમને કેવા સ્વરૂપે જાણવા?? વિગેરે પોતાના આત્માના કલ્યાણરૂપે પ્રશ્નો કરી વારંવાર તેનું મનન કરી કરી જાગૃતી મેળવવા પ્રયત્ન કરે છે. રાજ્ય કરતા જાય છે. રાજ્ય મર્યાદા સંભાળતા જાય છે. રાજ્યને ધર્મરાજ્ય કે **રામરાજ્ય** કહેવરાવે છે અને પોતાની જ્ઞાન-જાગૃતીથી સંત **જીવન્મુક્ત**ની પેઠે સંસારથી પોતાને જુદા ઈશ્વર રૂપ માની, અંતે તૂર્યાતીત ગણેશ જ્ઞાનમાં નિમગ્ન બને છે. પુત્રાદિક હોય છે તોપણ તેનો મોહ ન રાખતાં તેને પણ પરમાત્મારૂપ જાણી તેની સેવામાં આનંદ કરે છે. **સાત્વિક** વૃત્તિથી જાગૃત થતાં તે રાજ્યની સ્થીતી બહુ સારી રીતે સંભાળી શકવાથી પ્રજાવર્ગમાં પણ યશસ્વિ

ગણાય છે. અને ન્યાય નીતિજ્ઞ રાજ્ય અમલમાં પરમેશ્વરની કૃપાના પૂર્ણ અધિકારી યશ પ્રાપ્તિરૂપ ગણાય છે. પોતાના રાજપુત્રોને કોઈ પણ પ્રકારે વિદ્યાનો પ્રકાશ પોતાના જેવોજ કાયમ રાખવામાં યોગ્ય પ્રયત્ન કરી તેમને બાલપણુથીજ સ્નાન સંધ્યાદિક, દેવ પૂજનાદિક, કર્મયોગ શીખવે છે. અને તેમને પણ સન્માર્ગે ચઢાવી તેમનું પણ કલ્યાણ કરે છે. એમ નૃપતિના સાત્વિક અમલમાં રાજા પ્રજા આદિ સમસ્ત સ્ત્રી પુરૂષો ધાર્મિક વૃત્તિવાળાં થતાં તેના ઉગ્ર પુણ્યમાં રાજા આ અવતારમાં મોક્ષ યાને જીવન્મુક્ત સ્થીતી પ્રાપ્ત કરી શકવા શક્તિમાન છે.

હવે જો રાજસી તામસી તપ પ્રભાવ હોય તો અને પોતાનુ પુણ્ય રાજસી તામસી ક્રિયારૂપે ઉદય થાય તો તે ગુણધર્મ પ્રમાણે પોતાની જીંદગી ગુજારે છે. બાલપણુથીજ દેહાભિમાની રહેતાં બ્રાહ્મણનો કે સંતનો આદર ન કરતાં અનાદર રાખે છે, ધર્મ ઉપર આસ્થા રહેતી નથી. સ્નાન સંધ્યા દેવપૂજાદિક કંઈ પણ કરવામાં પોતાને બ્રાહ્મણ ભટ્ટા જેવા જાણી સમજી તેમ કરતા નથી. એ તો પૂજા કરવાનુ અને ભસ્મ ત્રીપૂંડ્ર કરવાનું કામ બ્રાહ્મણોનું છે એમ વાણીથી બોલે છે. સંધ્યા આવડતી નથી. અને કરતા પણ નથી. રાજ્યના તોરમાં ને તોરમાં બ્રાહ્મણ પાસેથી કંઇપણ શીખવાની ઈચ્છા પણ કરતા નથી. આવી રાજસી વૃત્તિને આધિન રહેનારા બ્રાહ્મણો તે સમયે સ્વાર્થસાધકતાએ

તેમની મરજી પ્રમાણેજ કામ નભાવી લે છે. અને તેવાઓને અજ્ઞાત રાખે છે. પોતાની પાસે સત્પાત્ર મનુષ્યો પણ રાખતા નથી. કે તે પણ સારી સમજ આપી શકે.

રાજ્યના અંગે ધનાદિક પદાર્થોનો અત્યંત લોભ ધારણ કરી ધનવાન ગણાવવા પ્રયત્ન કરે છે. વિષયોની વાસનાના બળે અત્યંત પ્રજોપાત્તથી પોતાને સુખી માને છે. પ્રજાના ઉપર નાના પ્રકારના કરો નાખી પ્રજાને પીડે છે. ગોબ્રાહ્મણના રક્ષણને માટે કંઇ પણ વિચાર ધારતા નથી. ક્ષત્રિય રાજા બ્રાહ્મણ ધન કદાપી હરણ કરવાની ઇચ્છા પણ કરે નહીં તે ધનની લાલચે બ્રાહ્મણ ધનનો પણ લોભ કરી પોતાની હાની કરે છે, અને મીથ્યાભીમાનને ખાતર તે હાની સમજી શકતાનથી. સાત્વિક મર્યાદાથી રહીત. દેહ મોહ રાજ્ય સત્તાનું ગૌરવ અને પોતાની પ્રતિષ્ઠાના ગર્વમાં છાકેલાજ રહે છે. સંત કે બ્રાહ્મણો કે આવતા અતિથિઓને માટે કોઇ પણ પ્રકારે પરમાર્થતા ધારતા નથી. પેઢીઓ ગતથી ચાલતાં આવેલાં પરમાર્થોમાં પોતાનો રાજ્ય હક ધરાવે છે. અને તેમાંથી પોતાના વંશજોએ દાન કરેલી પૃથ્વી ધન આદી પાછું લે છે. જુનાં અન્નક્ષેત્રો કે પરમાર્થ ધર્માદા મકાનોની સંભાળ તો કોણુજ લે ? ? અને નવાં બાંધવાં ગમતાં નથી. એતો બધીવાત ઢોંગની છે એમ માને છે. રાજસી તામસી વૃત્તિથી રાજ્ય મર્યાદા ચલાવે છે. પ્રપંચ કુશળ નાસ્તીક અને અમર્યાદ પુરૂષોને રાજ્યની નોક

રીમાં દાખલ કરી પોતાને માટે ધન પ્રાપ્ત કરવાની આજ્ઞા કરી પ્રજાનો ગ્રાસ લેવાની ઉત્કંઠા ધારણ કરે છે. રાજા **લોભી હોય** તો તેના નોકરો ધુતારાજ હોય છે. રાજાને **ધનની પ્રાપ્તી** કરાવી આપવામાં પોતે પોતાનાં ગુજવાં **તર કરી મુકે છે.** રાજાને વિષયી, લોભી અને માન મેળવવાની તૃષ્ણાવાળો બનાવનારા રાજ્યના અમલદારો પોતાનો સ્વાર્થ સાધવાનો આ પ્રપંચ રચી મોહ જાળમાં આ નૃપતિ પુત્રને ફસાવે છે. તેના મનગમતી વાત બોલે છે. તેને મનગમતાં કાર્યો કરી બતાવી માન ખાટે છે, અને તમે પોતે માન પામો છો. એમ જણાવે છે. પ્રજાની દાદ ફરીયાદ કોઈ સાંભળતુંજ નથી. પ્રજા પણ સમજી ગઈ હોય છે. તેથી તેવાઓનાં ગુજવાં તર કરી પોતાનો સ્વાર્થ સાધી લે છે એમ **"અંધેરી નગરી અને ગબડગંડ રાજા–ટકે શેર ભાજી ને ટકે શેર ખાજા"** ચાલે છે. એ. બી. સી. ડી. ના માનથી રાજાને મોટા ગણાવવાનો પ્રયત્ન કરાવનાર અમલદારો મળ્યા હોય છે. તે અત્યંત ધન ઉડાવી ઇલકાબની નવાજેશના સમયે પોતાને જે રીતે પૂર્ણતા મનાતી હોય. તે પૂર્ણતા સાધ્ય કરી લે છે. કોઇ ગામ ગીરાસ લે છે તો કોઈ ધનાદિકથી તૃપ્તિ ભોગવી લે છે. આવી રીતે રાજાઓની રાજસી તામસી વૃત્તિના સાહયકારી સલાહકારીઓ પણ તેવાજ મળે છે. યાદ રાખવું જોઇએ કે સાત્વિક પાસે સાત્વિક સત્યવાદી સલાહકારો નભી શકે. અને રાજસી તામસી

પાસે તેવાજ નભી શકે છે. રાજસી તામસી વૃત્તિવાળા નૃપતી પુત્રો પરમેશ્વરને તો કદાપી ઓળખી શકતાજ નથી. પોતેજ પ્રજાના પરમેશ્વર થયા. તો પછી પોતાનો વળી પરમેશ્વર તે કોણ?? આભને અને તેમને માત્ર બે આંગળનું છેટું રહે છે. એવી રીતે પૂર્ણતા માને છે. ભલે ધનાદિક વૈભવાદિકોથી પોતે સુખ ભોગવો તેનું કોઇને વૈર આવતું નથી. પણ ક્ષત્રિય પુત્રોની અયોગ્યતાએ તેમના સત્યહીતને નુકશાનનો યોગ લાવી નાખ્યો એથી હીતકર્તા પુરૂષો બહુજ દીલગીર રહે છે. આવી વર્ત્તણુકમાં રાજાને સત્વ ગુણી, ન્યાયી નિતિમાન, બનાવવાનો પ્રયત્ન કરનાર તે કોણ?? આવા પ્રયત્નશીલ પુરૂષોનું ત્યાં આગળ વજન પડવા દેવામાં પોતાને હાની સમજનારા પેલા રાજસી તામસી સલાહકારો તેવા હીતકરનો પ્રવેશ સરખો થવા દેતા નથી. એવા રાજ્ય પ્રપંચમાં સારા શાન્ત સ્વભાવના, સાત્વિક વિચારના, પ્રમાણીક, ન્યાય નીતીજ્ઞ. ખાનદાન વફાદાર સત્યવાદી સુશીલ પુરૂષો અમાત્ય તરીકે કે અમલદાર તરીકે પણ ફાવતાજ નથી. એટલે ટકી શકતાજ નથી. ત્યાં તો કાવતરાખોર બહુજ વ્યવહાર કુશળ ગણાતા. મહાન્ રાજતંત્ર નિપૂણ પ્રપંચી પુરૂષોજ, સ્વાર્થ સાધ્ય યોગથી બરાબર ફાવી શકે છે. અને રાજાની, રાજ્યની; અને પ્રજાની પાયમાલીથી દેશદ્રોહી જનો અંતે અધમ સ્થીતી લાવી નાખવામાં પોતાની બહાદુરી સમજે છે. આખરે રાજા પ્રજા વિરોધી બને છે.

અને રાજ્યની અધમ દશા આવે છે. નિર્વંશ થાય છે. દેવાદાર થાય છે. દુઃખી થાય છે, કલેશ કુસંપ ઘર કરી વસે છે અને અધમતા દર્શન આપે છે. આવા પાપયોગમાંથી રાજા પ્રજાને બચાવવાનો પ્રયોગ સાધનાર તે ખરેખર વફાદાર છે. પણ પ્રભુની કૃપા હોય તો તે બચાવી શકે છે. છતાં ઉભયને જાગૃત કરવાને પ્રયત્ન તો આદરે છે. પણ આધુનિક જડવાદીઓના સહવાસમાં ઉછરેલા નૃપતિ પુત્રોને જે જડવાદી જનોએ દેહાભિમાની બનાવી દીધા છે તે એકદમ સુધરી શકતા નથી. છતાં પ્રયત્નશીલ પુરૂષો પ્રયત્નમાં કદાપી પાછા હઠતાજ નથી એ પણ સિદ્ધ છે. તેમને પ્રથમતઃ સન્માર્ગ પ્રવર્તક બનાવવાનો યોગ ખરો કરી બોધના પ્રવાહે ઉતારે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

**આ** સર્વ આધુનીક ચાલતી સ્થીતીના વિચારથી જાગૃત થતાં શુદ્ધ ક્ષત્રિય રાજકુમારોને સમજવું ઘટે છે કે તમો ક્ષત્રિય કેવા કારણસર છો તે ધર્મશાસ્ત્રના પ્રમાણથી જોશો તો તમને જણાશે કે.

**प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥** મનુઃ ૧-૮૯

પોતાના રાજ્યમાં વસતી પોતાની પ્રજાનું અનેક રીતે રક્ષણ કરવું. સત્પાત્રો રૂપ બ્રાહ્મણોમાં દાન કરવું યજ્ઞ યાગાદીક કરવા. પોતે વેદ ભણવો. અને સંસારના તેમ શરીરના વિષયોમાં આસક્તિ ન રાખતાં યોગ્ય વ્યવહાર કરવો. આ કર્મો ક્ષત્રિય પુત્રોને માટે ટુંકામાં નિર્માણ કરેલા છે.તેમ બૃહસ્પતિ સ્મૃતિમાં પણ ક્ષત્રિયના સામાન્ય ધર્મનું પણ સૂચન કરેલું છે કે–

इज्याध्ययन दानेच प्रजानां परिपालनम् ॥
शस्त्रास्त्र धारणं सेवा कर्माणि क्षत्रियस्यतु ॥

યજ્ઞ કરવો વેદ ભણવો દાન આપવું પ્રજાનું પરિપાલન કરવું, શસ્ત્રોને તથા અસ્ત્રોને ધારણ કરવાં, અને બ્રાહ્મણોની સેવા કરવી આ ક્ષત્રિય પુરૂષોના સામાન્ય ધર્મોજ છે તેમજ પારાશર ધર્મશાસ્ત્રમાં પણ ક્ષત્રિય પુરૂષોના ધર્મ નીચે પ્રમાણે વર્ણવેલા છે–

क्षत्रियो हि प्रजा रक्षन् शस्त्रपाणिः प्रदण्डवान् ॥
निर्जित्य परसैन्यानि क्षितिं धर्मेण पालयेत् ॥ अ १, ६१

ક્ષત્રિય વિર પુરૂષોએ હાથમાં શસ્ત્ર ધારણ કરીને પ્રજાનું રૂડા પ્રકારે રક્ષણ કરવું અને દુષ્ટ (અધર્મિ, ચોર બ્હારવટીયા, લુચ્ચા જુગટું રમનારા વિગેરે) જનોને ન્યાય પૂર્વક શિક્ષા કરવી. અને શત્રુના સૈન્યને જીતી લઇને ધર્મ-

બળથી પોતાની રાજ્ય પૃથ્વીમાં વસતી પ્રજાનું યોગ્ય રીતે પાલન કરવું.

पुष्पं फलं विचिनुयान्मुलच्छेदं न कारयेत् ॥
मालाकार इवारामे न यथाङ्गारकारकः ॥ अ १, ६२

કોલસા પાડનારો કઠિયારો પુરૂષ જેમ ઝાડને મૂળમાંથી ઉખેડી તેને બાળીને તેનો નાશ કરે છે. તેમ રાજાએ પોતાની પ્રજાનું સર્વ ધન હરીને તેનો નાશ કરવો નહિ. પરંતુ માળી જેમ વાડીનાં વૃક્ષોને પાણી સીંચીને તેનું પોષણ કરે છે. અને તેમાંથી ફુલ ફૂળને લે છે. તેમજ રાજાઓએ પોતાની પ્રજાનું સ્વધર્મ મર્યાદાથી પોષણ કરીને તેમની પાસેથી યોગ્ય કર લેવો જોઇએ.

તેમજ પુરાણોપનિષદી શ્રીમન્મહામુદ્ગલ પુરાણાન્તર્ગત નવમખંડમાં વર્ણાશ્રમાચાર ધર્મમાં ક્ષત્રિયના ધર્મો નીચે પ્રમાણે વર્ણવેલા છે—

शौर्यं दाक्ष्यं तथा दाक्ष्यं युद्धे संमुखता सदा ॥
शरण्य रक्षणं नित्यं प्रभुत्वं दंड धारणम् ॥ खं. ९, ४८

धृतिः क्षात्र सदा तेजश्चैव मौदार्य संयुतं ॥
सुनित्या पालनं पंच कर्मयुक्तः सबाहुजः ॥ ९, ४९

ક્ષત્રિય પુત્રોએ શૂરત્વ ધારણ કરવું વર્ણાશ્રમાચાર ધર્મની મર્યાદાને જાણવી વર્ણાશ્રમાચાર ધર્મ મર્યાદા ન

સેવનારને દંડ કરવાના ન્યાયને ધારણ કરવો. તેમજ દેહ અને ઈન્દ્રિઓની સાથેના યુદ્ધમાં દ્રઢતા ધારણ કરી યુદ્ધના સન્મુખ ભડવીરના આવેશપૂર્વક સદા જાગૃત રહેવું. પોતાના શરણે આવેલા શરણાગતનું સદાએ રક્ષણ કરવું. અધર્માચારથી વર્ત્તન ચલાવનાર માણસોને યથાન્યાયથી શિક્ષા કરવાને પ્રભુત્વ એટલે રાજ્યસત્તા શાસનપણાથી સર્વ પ્રજાસમૂહમાં ન્યાયદર્શન કરાવવા માટે રાજ્યદંડ ધારણ કરવો. અન્ય રાજ્ય તરફથી આવતાં કષ્ટોને ધીરજથી સહન કરવાં રક્ષણ કરવા વડે પ્રજાજનસમૂહને તારે છે અથવા ઉગારે છે બચાવે છે તે ક્ષત્રિય છે. પોતાની પ્રજાનું પુત્રવત્ પરીપાલન કરવું તે ક્ષત્રિય તેજ કહેવાય છે. બ્રાહ્મણોની યથાયોગ્યતાના વિચારપૂર્વક યથાર્થ દાન આપવું. વેદશાસ્ત્ર સ્મૃતિમાં વર્ણવ્યા પ્રમાણે પોતાના ક્ષાત્રધર્મની મર્યાદાએ પોતાના ધર્મનું વર્ણાશ્રમ માન્ય આચરણ આચરવું. અને રૂડા પ્રકારે પ્રજાનું પાલન કરવું આ પાંચ કર્મો પિતામહના બાહુમાંથી ઉત્પન્ન થયેલા ક્ષત્રિય પુત્રોને માટેજ છે.

પોતાની રાજ્યપૃથ્વીમાં અને અન્ય દેશના શરણાગત આવેલા મનુષ્યો અને પશુ પક્ષી આદી યાવત્ પ્રાણીઓનું રૂડા પ્રકારે રક્ષણ કરવું એ ક્ષાત્ર ધર્મ શિરોમણી છે. અને તે માન સાચવતાં તેઓ ક્ષત્રિયપુત્ર ગણાયા છે એ વાતને સારી પેઠે સમજાવવા વેદમાં શ્રુતિ છે કે.

**अहिंसा परमोधर्मः अहिंसा परमंतपः ॥**
**अहिंसा परमंज्ञानं अहिंसा परमागतिः ॥**

હિંસા નજ કરવી એજ ક્ષત્રિયનો શ્રેષ્ઠ ધર્મ છે. હિંસા નજ કરવી એજ ક્ષત્રિયનું પરમ તપ છે. હિંસા નજ કરવી એજ ક્ષત્રિય પુરૂષોનું પરમ જ્ઞાન છે. અને હિંસા ન કરવી એજ ક્ષત્રિય વિંર પુત્રોની પરમ મુક્તિ છે—

યોગ્યશાસ્ત્રમાં અષ્ટાંગ યોગાભ્યાસમાં "यम" પાલન કરવાની આજ્ઞામાં अहिंसा सत्यमस्तेया परिग्रह ब्रह्मचर्य यमाः ॥ આ સૂત્રમાં મનુષ્ય માત્રના પ્રભુ પ્રસન્નતાના મુખ્ય ધર્મમાં યમ નામનું સાધન સેવતાં પ્રથમજ अहिंसा શબ્દ પ્રવાહ સૂચવેલો છે. હવે કલ્યાણ કોને નથી કરવું??? ચારે વર્ણના પવિત્ર પુરૂષોને માટેજ આ સાધન અવસ્ય વંદનિયજ છે. તેમાં યોગશાસ્ત્રકાર ટીકા કરતાં જણાવે છે કે કોઈપણ પશુ પક્ષી ઇત્યાદી પ્રાણીઓનું કે મનુષ્યોની હિંસા કરવી નહિં એટલુંજ નહિં પણ કોઈપણ મનુષ્યના હૃદય, મનનું પણ હિંસાથી નાશ કરવાપણું ધારવું નહીં. અર્થાત કોઇના મનને પણ દુભવવું નહિં. કારણ આ ક્ષત્રિય પુત્રો આટલા મોટા વેદાધિકારથી જન્મ લેઈ એટલાજ માટે આ પૃથ્વી ઉપર ઉતરી આવેલા છે કે ગયા જન્મમાં કરેલી ભક્તીમાં કોઈ રાજસ વાસનાએ મુક્ત ન થતાં આ જન્મ ધારણ કર્યો છે તે બાકી રહેલી પ્રભુભક્તિ પ્રાપ્ત કરી સર્વત્ર

જીવાત્મામાં પ્રભુનો વાસો જાણી કોઇ પણ જીવને મારવું તે પ્રભુને મારવાના પાપ સમાનજ છે. એમ સત્ય વિચાર કરીને ભુલથી કોઈપણ જીવની હિંસા ન થાય તેની સાવચેતી આપેલી છે માટે ક્ષત્રિય પુત્રોએ કદાપિ હિંસા કરવી નહિં અહિંસાધર્મથી ક્ષત્રિયોનો ઉદ્ધાર છે. ક્ષત્રિય પુત્રોને માટે શાસ્ત્રકારે આ ધર્મ મર્યાદા ટુંકામાં બતાવ્યા છતાં તે વિસરી જવાની નથી કેમકે શાસ્ત્રકારે કહ્યું છે કે—

**यथा यथा हि पुरुषः शास्त्रं समधि गच्छति ॥**
**तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥**

જેમ જેમ પુરૂષ શાસ્ત્રનું અધ્યયન એટલે સત્ય વિચાર કરવા લાગે છે તેમ તેમ તેને વધારે પ્રિય થતાં જ્ઞાન પ્રકાશ થાય છે અને તેથીજ આગળ જતાં તે અનુભવી જ્ઞાનમય થઈ રહે છે માટે પોતાની સત્ય સ્થીતી જાણવાની અપેક્ષાએ ક્ષત્રિયપુત્રોએ પોતાની જાગૃતી ધારવી.

**शास्त्रस्य पारंगत्वा तु भूयो भूयस्तदभ्यसेत् ॥**
**तच्छास्त्रं सबलं कुर्यान्न चाधीत्य त्यजेत्पुनः ॥**

સત્શાસ્ત્રને વારંવાર ભણ્યા પછી તેનું વારંવાર મનન કરવાનો અભ્યાસ ચાલુ રાખવો જોઇએ અને તેને સબલ બનાવવું એટલે હૃદયમાં બીલકુલ યાદદાસ્ત દૃઢ બનાવવું પરંતુ ભણ્યા પછી તેનો ત્યાગ તો કદાપી પણ કરવો નહી.

મનુષ્ય શરીરને પ્રાપ્ત થનાર ક્ષત્રિય રાજપુત્રોએ પોતાના સ્વધર્મનું પરીપાલન કરવામાં પોતાને સમજવું ઘટે છે કે—

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः॥
न पुत्र दारा न ज्ञाति धर्मास्तिष्ठति केवलः ॥

પરલોકની પ્રાપ્તિને માટે સ્હાયતા આપવામાં માતા, પીતા. પુત્ર, સ્ત્રી કે સંબંધીઓ વિગેરે સર્વ કોઇ ઉભાં રહી શકતાં નથી. ત્યાંતો માત્ર એક ધર્મજ ઉભો રહે છે. માટે ધર્મ મર્યાદા સાચી રીતે પાલન કરવી જોઇએ.

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ॥
एकोऽनुभुंक्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥

જીવાત્મા રૂપ પ્રાણી પોતે એકલોજ જન્મે છે. અને એકલોજ મર્ણને શર્ણ થાય છે અને પોતાની જીંદગાનીમાં કરેલા પુણ્યો કે પાપોને પોતે એકલોજ ભોગવે છે. પાપકે પુન્યનો કોઇપણ ભાગીદાર નથી

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठ समंक्षितौ ॥
विमुखा बांधवा यान्ति धर्मस्तमनु गच्छति ॥

લાકડાના કડકાની પેઠે, અને માટીના કાંકરાની પેઠે આ મૃત શરીરને પૃથ્વી ઉપર ફેંકી દઈ (બાળી દઈને) સવ સંબંધીઓ વિમુખ થઈ એટલે નાશીપાસ થઇ અવળે મોંઢે ઘેર જતા રડે છે. માત્ર એકજ ધર્મ તેની પાછળ જાય છે.

**तस्मात् धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ॥**
**धर्मेण हि सहाये न तमस्तराति दुस्तरम् ॥**

તેટલાજ માટે પરલોકની સ્હાયતા વિચારી દરેક સજ્જન પુરૂષોએ પોતાના સ્વધર્મના સુવિચારનો ધીરે ધીરે સંગ્રહ કરવો જોઈએ. કેમકે પુરૂષને ખરી રીતે સ્હાયતા આપનાર માત્ર **ધર્મ**જ છે. અને તેજ ધર્મ વડે દુસ્તર એવાં દુઃખોના ડુંગરરૂપ નરકોને તરી જવાય છે. એ પ્રમાણે સત્ શાસ્ત્રો કતકર્મ કરનારા કે જેનાં પાપોનો સમૂળો નાશ થાય છે. એવા અત્યંત તેજસ્વી ધર્મવાન નીતીમાન સાત્વીક પુરૂષો પોતાના બ્રહ્મ સ્વરૂપની જાગૃતી સેવતાં સ્વધર્મ પાળીને તુરતજ પરલોક એટલે પરમેશ્વર સ્વરૂપમાં સ્વસ્વરૂપતા રૂપ **બ્રહ્મભૂયમુક્તિ**ના પરમ આનંદને પામે છે.

આવી રીતે સ્વધર્મ મર્યાદા સેવનાર પોતાના કુલની વૃદ્ધિને માટે વા સત્ય મર્યાદાની સમજણને માટે તથા નીતી સદાચરણને માટે તથા પરમાત્માના ભક્તિ જ્ઞાનથી જાગૃત થઈ પોતાના **આત્માના** ઉદ્ધારને માટે તથા તે પરમાત્માના સ્વરૂપમાં તદાકાર રહેવા એટલે કેવળ પ્રેમ ભક્તિના નિયમને અનુસરી **આત્મ નિવેદન** પર્યંત ભક્તિના રસબસ વિચારથી સ્વ સ્વરૂપમય રહેવા. અવશ્ય જાગૃતી ભોગવતાં કેવળ બ્રહ્મવેતા **મહાત્મા સંત યોગીશ્વર** જેવા ઉત્તમ પુરૂષોનો સાચો સબંધ રાખી સંત સમાગમ કરે છે. એજ વિશેષ

ઉત્તમતા છે. અધમ એટલે સંસાર વિષયથી જીવો કે જે સદા પ્રપંચ વિચારથી કેવળ જીવ દશામાં રમનારા છે. અને સદાએ મીથ્યા દેહના ભોગોમાં રચી પચી રહેલા હોય તેવાના સમાગમમાં તેમના જેવી બુદ્ધિ વિચારોથી આપણને શું લાભ મળવાનો હતો?? માટે તેવા સંસારી, મોહી, મીથ્યાભિમાની જનોના સંગમાંથી સદાએ મુક્ત રહેવાનો નિશ્ચય કરવો એ સજ્જન ક્ષત્રિય પુત્રોનો પરમ પવિત્ર ધર્મ છે.

ગમે તેટલા વૈભવ યુક્ત ચક્રવર્તિ રાજા હોય, ધન પૂર્ણ હોય તો પણ એટલું તો યાદ રાખવું ઘટે છે કે જે પુણ્યોદયે આ અવતારે ક્ષત્રિય રાજકુમાર તરીકે અવતાર ધારણ કરીને આવ્યા છીએ. અને હવે જો તેથી પણ વધારે સત્કર્મો નહીં કરીને, અને સત્તાધારીના અભિમાનવડે શરીરાભિમાનથી ફાટી જઇને અનંત અવિદ્યા યુક્ત અનૃત ભાષણ યુક્ત જો પાપકર્મોમાં જોડાય છે. તો પોતાના સ્વધર્મના જ્ઞાનથી વિમુખ રહી, સંત સમાગમથી વિમુખ રહી, સત્ય વ્યવહારથી વિમુખ રહી, પરમેશ્વરને યાદ ન કરી પોતાના આત્માના કલ્યાણનો હેતુ માર્ગ ન વિચારી જ્ઞાન ભક્તિથી વિમુખ બની જીવનને વૃથા ગુમાવી મર્ણને શર્ણ થાય છે. તેવાને માટે લોક કહેવત પણ છે કે-"તપ અંતે રાજ્ય અને રાજ્ય અંતે નર્ક" "રાજેશ્વરી તે નરકેશ્વરી" એમ કહેવાય છે તે બરાબર છે. દેહાભિમાન કે સત્તાનું અભિમાન કે નાહક મોહ રાખવાથી વા મીથ્યા ગૌરવ ધારવાથી શું

ફાયદો થનાર હતો ? ? તેના કરતાં તેટલુંજ નિરભીમાંન ધારણ કરી વિનય. વિવેક, સત્યતા, સંત સમાગમ, ધર્મ કર્મ ઉપાસના ગોબ્રાહ્મણનું રક્ષણ યજ્ઞદાન બ્રાહ્મણ ભોજન અને બ્રહ્મ વિધાજ્ઞાન સંપાદન કરી પરમ પ્રેમથી પ્રભુની ભક્તિ કરી હોત તો આ જન્મ ક્ષત્રિયનો હતો તે પુણ્ય યોગમાં પાછો પુણ્યયોગનો વધારો થતાં અન્ય કદાપી જન્મ થાત તો તેથી પરે બ્રાહ્મણનો અવતાર આવતાં પોતાના બ્રાહ્મણપણાના અંતિમ શરીરથી તુરત મોક્ષ સિદ્ધિ મેળવી શકાત. તે વાત પોતાના લાભની છતાં ખોવામાં અને અયોગ્ય વર્ત્તનમાં આપણને કોઈ મોંઢે ચઢી અધમ કહી શકે નહિં. પણ પાછળથી તમામ વિવેકી સજ્જનો અધમ અને મૂર્ખ તેમ અજ્ઞાની પશુવત્ ગણે એમાં શું શંકા !!

વિચાર કરવાની ટેવ રાખી હોય તો માંલમ પડે કે પૈસાની ખોટ નથી. વૈભવની ખોટ નથી. વાહનોની ખોટ નથી. સત્તાની ખોટ નથી. કમાવાની કે બાળક બચ્ચાને શું ખવરાવીશું તે તો છે નહિં. એમ કોઈ પણ રીતે કશા પણ પ્રકારની ખોટ નથી છતાં તમને શા માટે વખત મળતો નથી ? ? રાજતંત્ર કાર્યનો વખત મુકરર કરેલો છે. અને તમો તે સમય બરાબર સંભાળશો. અને પ્રજાનું અનેક રીતે શુભ ઈચ્છશો. એવી તમારી તપને લીધે યોગ્યતા વિચારી પ્રભુએ તમને સત્તા આપી તેનો દુરૂપયોગ ન કરવાને તમો બંધાયેલા છો ? ? પાપ વિના ભય નથી. તમો પાપજ નહીં કરો તો

તમને નિરાંતે ઉંઘ આવે. એવો સમય તમારે માટે તો ઘણોજ સુલભ છે. છતાં તમો શા કારણથી ગફલત ભોગવો છો ? ? સવારમાં ઉઠયા કે તુરત સ્નાન સંધ્યા દેવ પૂજા વિગેરેથી પરવારી કે તે પહેલાં પ્રાત:કાળની હવામાં જરા આરામીયત ભોગવી. પરવારી તુરત **સંત સમાગમથી** પરમેશ્વરને કેવી રીતે ઓળખવા. તે સબંધે જીવન્મુક્ત સતનોજ સમાગમ કામનો છે. કેમકે સંત કેવળ મુક્ત સ્વભાવથી પોતાના વર્તનના અનુભવથી તમોને મુક્ત કરી શકે તેમ નિશ્ચય છે. બાકીના વિદ્વાન પંડીત કે પુરાણીઓ. પોતે સંસ્કૃતના અભ્યાસી હોય તો વાંચી શકે છે ખરા. પણ તેઓનામાં અનુભવ જ્ઞાન કિંચિત્ પણ નથી. કેમકે તેમણે પોતાના ગૃહસ્થાશ્રમનો બોજો માથે ઘાલી અહંવૃત્તિ ધારણ કરેલી છે તે સમજે છે છતાં તેમના મોહનું નિરસન થયું નથી. ધન પ્રાપ્તિરૂપ વિદ્યા ભણ્યા છે. હજુ કલ્યાણના માર્ગને સમજતા હોય કે સમજ્યા હોય તો પણ તે અનુભવમાં મુકી શકાતું નથી કેમકે સંસારનો મોહ અભિમાન હોવાથી તે પોતાના અભિમાનને ગુપ્ત રાખી નમ્રતા અને વિવેક કે નિરભીમાન બતાવવાની ગોઠવણ રાખી વર્તતા હોય પણપરીક્ષામાં તેઓનો લોભ મોહ અને અભિમાન ખુલ્લો જણાય છે. એને શાસ્ત્રમાં પાખંડ ભક્તિ કહે છે. જો કે સંસારમાં રહેતાં છતાં મુક્ત સમાન રહેનારા પ્રાણીઓ પણ હોયજ. વા હોવા જોઈએપણ તેઓ સંસારના મોહમાં સપડાયેલા છે કે કેમ ? ? કે

અભિમાનથી અહંવૃત્તિવાળા છે કે કેમ ? ? તે સમયાનુસાર દુઃખ સુખ વખતે કે માનાપમાન વખતે તુરતજ પકડાય છે. વા લોભી છે કે કેમ ? ? તે પરમાર્થ ઉદારતાનાં કાર્ય વખતે તુરત પકડાય છે. રાગદ્વેષી છે કે કેમ ? ? તે પણ અન્ય બ્રાહ્મણોના કે સંતના સન્માન સમયે તેમની વૃત્તિ સમજાય છે. એવી એવી રીતે તેમની નિર્મલ કે અનિર્મલ બુદ્ધિની પરીક્ષા થાય છે. તેથી તેઓ શાસ્ત્ર ભણે તે સાચું પણ શુદ્ધ **પરમાર્થ વૃત્તિ** સાચવી શકાતી ન હોવાથી પરમાર્થ જ્ઞાન ભક્તિનો રસબસ બોધ તો **સંત** વિના અન્ય કોઈ કરવાને સમર્થ નથી. કેમકે તેઓ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપના જ્ઞાનથી જાગૃત અને પોતેજ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપથી માત્ર આયુષ્ય પર્યંત **જીવન** જણાવવાવાળા છે બાકી સદ્ગુરૂ પ્રભુરૂપ છે. માટે તેઓજ તે સ્વરૂપના જ્ઞાનથી પૂર્ણ સમજવા. ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણો વિદ્વાન હોય. પણ સર્વ વ્યાપક બ્રહ્મસ્વરૂપના અનુભવી જ્ઞાનથી આશ્રમ ધર્મને લીધે રહીતજ ગણાય વા હોય છે. કેમકે સર્વ વ્યાપક તત્વમાં પોતાની સ્ત્રી કે પોતાનો પુત્ર એમ માનવાપણું રહેતું નથી. અને દેહ વિષય વાસનાની સમાપ્તિજ સમજવી જોઇએ. પણ એવા આશ્રમ ધર્મની મર્યાદાથી તેઓને પુત્ર વાસના, પુત્ર મોહ, રહે છે. માટે ધનનો મોહ તો હોવોજ જોઇએ. જેથી તે કેવળ સત્ય પરમાર્થ જ્ઞાનના વક્તા તો સંતજ જાણવા એમાં શંકા કરવી નહિં. જેમ શાસ્ત્ર વિષયનું જ્ઞાન

આપનાર તેવા વિદ્વાન બ્રાહ્મણો છે. તેમ પરમાર્થ તત્વજ્ઞાન ભક્તિના સત્ય પ્રેમના સ્વરૂપનું ભાન આપનાર તે સતજ છે. રાગદ્રેષના કારણસર તેવા વિદ્વાન ગણાતા બ્રાહ્મણો તેવા સંતની વખતો વખત વગોવણી કરે છે. તેમના સમાગમમાં પોતાની માન્યતા અને ગૌરવ કમી ગણાય. તેનો દ્રેષ આવે તેથી સંતને ત્રણ અપવાદ વિશેષણોથીજ માત્ર વગોવે છે. એકતો તે **વ્યભિચારી** છે બીજો **લોભી** છે. ત્રીજો બરાબર જ્ઞાન જાણતા સમજતા નથી. એમ ત્રણજ પ્રકારથી તેમની વગોવણી થઈ શકે છે. પણ તેઓ સમજતા નથી કે અખંડ બ્રહ્મચર્યવાન રહ્યા વિના અનુભવિક બ્રહ્મસ્વરૂપમાં અભેદ રમી શકતા નથી. તે અનુભવ જેને પોતાને થાય તે તેમની પરીક્ષા કરી શકે. એટલે આ સંતના અમૃત પુરૂષત્વ સંબંધે તેમને બહારના સર્વ જીવ સાથે છુટથી આત્મા પરમાત્મા સ્વરૂપે રમવાવાળા યોગીને સ્ત્રીપુરૂષ સ્વરૂપથી જોવાની કે **દેહદર્શી** બનવાની જરૂર નથી. તેમની સમજણ એવી હોય છે કે, જે આત્મા છે તે શરીરરૂપી નથી. અને આત્મા તેજ પરમાત્મા છે. ત્યારે જે પરમાત્મા રૂપ અદ્વિતીયતામાં તે પોતે **સ્વતઃસિદ્ધ** સ્થીત છે. તેમાં શરીર નથી તો તે કીયા શરીરને ભોગવવાની ઇચ્છા રાખતા હશે ? ? તેમ જેની તે ઉપાસના કરે છે તે પરમાત્મા નરનારી સર્વસ્વરૂપ છે. તેમાં વિષયભોગ રમવાથી તેની અધોગતી થાય છે. પરમાત્મામાં વિષયભોગ [ઉપાસ્ય ભાવમાં] હોય જ નહિં.

ત્યારે તે કેવી રીતે રમતાં હશે ? ? તેમ પોતે તરવાની ઇચ્છાથી યોગી બન્યા હોય તે પ્રથમ પોતાનું કલ્યાણ તપાસસે. પછી મોક્ષેચ્છાવાનનું કલ્યાણ તપાસે. એટલે તે રૂપે પણ તેઓ વ્યભિચારી ઠરી શકે નહી. વળી, પરમેશ્વરથી અછાનું કશું પણ નથી. તેથી જો તે દેહી પાપવૃત્તિમાં પરસ્ત્રીગમનાદિક દોષથી વિષય વ્યાપારમાં જોડાય તો તેમનો અભ્યુદય અને નિશ્રેયસ શી રીતે હોય ? ? એમ સર્વ બાજુથી તે સમજીનેજ મુક્તસુખાનંદમાજ તૃપ્ત રહે છે. પણ તેમને બાલક, બાલકી, સ્ત્રી, પુરૂષ, એવા દેહના ભાનમાં રમવાની જરૂર નથી. બાકી સર્વને પોતાના આત્મા સ્વરૂપ માને અને તેજ સ્વરૂપથી સર્વમાં સમાનભાવ રાખી રમતા રહે ત્યારે દ્વેષી જનો પોતાના માનગૌરવ વધારવાની અપેક્ષાએ અને સંતના માનને નિચા પાડવા માટે અને પોતે સાચા વિદ્વાન છે એમ બતાવવાને માટે તેવા સંતયોગીને નીંદે છે, તેમને લોભી કહે છે. પણ એમ સમજતા નથી કે તેમને કીયાં બાલબચ્ચાં પાળવાં છે. તેઓ લોભ કરીને પૈસા એકઠા કરી ધર્મશાળાઓ, દેવસ્થાનો, કુવા વિગેરે બાંધી જગત રૂપે પરમાત્માની સેવા જ કરે છે. એવી ઉદારતા તેવા ગૃહસ્થ વિદ્વાન બ્રાહ્મણોમાં હોય તો તે કેમ બતાવી શકતા નથી ? ? માટે ભલે તેમને લોભી કહેવાય. પણ સજ્જનો તો તેવા બ્રાહ્મણોની નીતીરીતી સમજી જાય છે કે આ લોકો તો સંતની મહત્તાની ઉણપ બતાવવાનો પ્રયત્ન કરે છે.

એથી સ્પષ્ટ જણાય છે. પણ એવા બ્રાહ્મણોના સંબંધમાં મનુ મહારાજ કહે છે કે:—

**योऽन्यथा संतमात्मानमन्यथा सत्सु भाषते ॥**

**सपापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥**

જે પુરૂષ પોતે અન્ય પ્રકારના (દેહ) વિચારવાળો હોવા છતાં સંત્ પુરૂષોની પાસે પોતાને જુદી રીતે (જ્ઞાની) જણાવે છે. અર્થાત્ પોતે અહંકારી–મોહી, લોભી–વિષયી, કૃપણ હોવા છતાં તે પોતાના દુર્ગુણોને છુપાવી, પોતાને ધર્મનિષ્ઠ અને જ્ઞાની ભક્તિવાન ગણાવવાનો દાવો રાખે છે. તે પુરૂષ જગતમાં મહાપાપી પાખંડી ચોર અને પોતાના આત્માના સ્વરૂપનો નાશ કરનારછે એમ જાણો., કેમકે:—

**वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिः सृताः ॥**

**तां तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥**

શાસ્ત્રમાં મર્યાદા છે કે સર્વ અર્થો વાણીમાંજ રહેલા છે. તેઓનું મૂળ પણ વાણીમાં જ છે. અર્થાત્ તે વાણીમાંથી જ નીકળેલા છે આવી વાણીના પવિત્રપણાને જે પુરૂષ ઠગે છે અર્થાત્ તેને વગોવે છે, અથવા અસત્ય બોલે છે તે પુરૂષ સર્વ વસ્તુરૂપ જે પરમાત્મા છે તેનેજ ઠગનારો જાણવો. પરમેશ્વરને છેતરવાથી તે કેટલો પાપી બને છે. તે લખવાની જરૂર નથી.

**यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मया ॥**

**आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥**

અસત્ય વાણી બોલવાથી યજ્ઞકર્મ ફળ નિષ્ફળ થાય છે (નાશ પામે છે). અહં, મમત, મોહ, લોભ, અને વિદ્યા-ગર્વ કરવાથી તપનો નાશ થાય છે. શુદ્ધ બ્રાહ્મણ શબ્દાર્થ પૂર્વક ब्रह्मवित् स एव; ब्राह्मण इतिश्रुतेः ॥ બ્રહ્મવેત્તા બ્રહ્મજ્ઞ બ્રહ્મસ્વરૂપ સંત મહાત્મા યોગીજનો કે સ્વધર્મકર્મોપાસન કરવાળા રાગદ્વેષથી રહિત પૂર્ણ પવિત્ર સ્થિતીએ રહેનાર બ્રાહ્મણોની નિંદા કરવાથી પોતાના આયુષ્યનો નાશ થાય છે. અને આપેલું દાન કહી બતાવવાથી તે પણ નાશ રૂપ નિષ્ફળ જ છે.

## પ્રકરણ ૭ મું.

આહે ક્ષત્રિય રાજા હોય કે બ્રાહ્મણ હોય પણ ઉભયને તેમ બીજાને માટે વેદમાં લખેલું છે કે, ગૃહસ્થાશ્રમનો આરંભ કર્યો કે, તે માયા મોહના દુઃખદ મહાગંભીરવનમાં પ્રવેશ કરે છે. અહંકાર રૂપી દાવાગ્નિના સપાટામાં સપડાય છે. કામક્રોધાદિક ફાડી ખાનાર જનાવરોના ભયમાં નિવસીત થાય છે. શરીરરૂપ વનમાં તેઓનો વસવાટ થતાં ત્યાં અનેક પ્રકારનાં સુખદુઃખ, માનાપમાન, રાગદ્વેષ હર્ષશોક, મોહલોભ ઇત્યાદિ દ્વંદ્વોને પરવશ રહેવું પડે છે. અહિંયાં તે જીવાત્માનું મૃત્યુ છે. આ મૃત્યુના સુખમાંથી બચવા અને આ જંગલ અને જંગલના દાવાગ્નિના-

તેમ ફાડી ખાનાર ક્રુર પ્રાણીઓના મારમાંથી બચવા માટે રસ્તો બતાવનાર ભોમીયાની અવશ્ય જરૂર ધારવીજ જોઈએ તેથી વેદ જણાવે છે કે;–

तद्विज्ञानार्थं सद्गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्

॥ मुंडकोपनि० ॥

તપ અને શ્રદ્ધા સેવનારા સાત્વિક વૃત્તિ ધારણ કરવાવાળા, ભક્તિમાન સદ્ગુરૂસેવાના અભિલાષી, પરમ ધર્મ મૂર્તિમાન, કર્મરૂપ શરીરના, વિષયજન્ય દોષથી જાગૃત થયેલા પવિત્ર પુરૂષોએ તે પછી પોતાના હાથમાં સમિધાદિ કંઈપણ લઈને (ખાલી હાથે નહિં) બે હાથ જોડી શરણ વિચારી બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રિય એવાં બન્ને વિશેષણો યુક્ત સદ્ગુરૂ મહાત્મા સંત યોગીને શરણ જવું એટલે ગુરૂ કરવા.

બ્રહ્મશ્રોત્રિય એટલે વેદસાંગ, ઉપનિષદો, ધર્મશાસ્ત્રો, પુરાણો વિગેરે સત્ શાસ્ત્રોનું જેણે યથાર્થ રીતે અવલોકન કીધું હોય તેવા, તથા બ્રહ્મનિષ્ઠ–એટલે સકામ અર્થાત્ ફળની ઇચ્છાવાળાં કર્મ, અને પોતાના ઇચ્છીત ફળોને આપનાર યાવત્ ઉપાસના ફળ સમૂહનો જેણે મોહ અને અહંકાર ત્યાગ્યો છે. એવા શરીરોના સબંધે માનાપમાનથી રહિત્ શરીર મીથ્યા વિકલ્પ છે એમ સત્ય અંગીકાર કરવાવાળા, યાવત્ દ્રશ્યાદ્રશ્ય વસ્તુ પદાર્થમાં દ્રશ્યાદ્રશ્ય ભાવનો ત્યાગ કરી સર્વરૂપ પરમાત્મા છે. અથવા સર્વ વસ્તુ તસ્તુરૂપે પરમાત્માજ સ્વયં પ્રકાસ, સ્વતઃ સિદ્ધ

છે. એમ અનુભવ પૂર્વક જાણુવા સમજવાળા-લોક કલ્યાણાર્થ જેમનો ઉપદેશ બોધ જીવાત્માઓના કલ્યાણ સ્વરૂપ જ છે. એવા પરમ દયાળુ કૃપાળુ ક્ષોભ રહિત, ગ્લાની, ઉદાસી રહિત. અતિ આનંદ મૂર્તિ સ્વરૂપ મહાન્ ક્ષમાવાન્, પવિત્ર આચરણો યુક્ત પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપે સ્વ સ્વરૂપમાં આત્મ-ક્રિડતાથી વિહાર કરવાવાળા સદ્ગુરૂ સ્વરૂપ સંન્યાસી પર-મહંસ સંત જીવન્મુક્ત, યોગી તે બ્રહ્મનિષ્ઠ કહેવાય છે. એવા સંતયોગી જીવન્મુક્તને શરણે જવાને યાવત્ વર્ણાશ્ર-મીને આજ્ઞા છે એમ જાણવું.

કેટલાએક દ્વિજાતી બંધુઓ એવું સમજ્યા હોય છે કે, અમોએ ઉપવિત્ સંસ્કાર વખતે ગાયત્રી મંત્રોપદેશ ગુરૂ પાસેથી લીધો છે. એટલે આચાર્ય કે શુકલ કે ગોર પાસેથી લીધો છે. પછી બીજા ગુરૂ કરવાની શું અપેક્ષા ? ? અથવા કુલ પરંપરાના આચાર્યની ગાદીના પુરૂષ જેવા કે વલ્લભા-ચાર્ય કે રામાનંદી કે શંકરાચાર્યના મતના સંન્યાસી બ્રહ્મ-ચારી પુરૂષો પાસેથી અમુક મત પંથાદીકના આધારે મંત્ર લીધો છે. પણ તે સર્વને ગુરૂ માન્ય હોય તો ભલે પણ તે ખરા સદ્ગુરૂ નથી. કારણ ગૃહસ્થાશ્રમી બ્રહ્મ શ્રોત્રિય હોય પણ બ્રહ્મનિષ્ઠત્વ તો હોઈ શકે જ નહિ. તે તો અખંડ બ્રહ્મચર્યવાન ત્યાગીજ જોઈએ. એટલે શુકલ આચાર્ય કે ગોર તો બાદ જ થયા. કેમકે તે તો ગૃહસ્થાશ્રમી જ હોય છે. તેમ વલ્લભ સંપ્રદાયના પુરૂષો પણ ગૃહસ્થાશ્રમી

છે તેથી તે બ્રહ્મનિષ્ઠ હોય જ નહી. એટલે તે બાદ થયા. રામાનંદી કે રામાનુજી પણ આશ્રમ ધર્મિ કે માત્ર વિતરાગી હોય છે. છતાં તેઓ બ્રહ્મવિદ્યા તત્વને જાણી શકતા નથી. એટલે તે પણ કામ ન આવે, બાકી રહ્યા શંકરાચાર્યની ગાદીના પરમહંસો સંન્યાસીઓ. બ્રહ્મચારીયો તે ખરી રીતે જાગૃત બ્રહ્મનિષ્ઠપણાથી બ્રહ્મજ્ઞપણાથી અને બ્રહ્મસ્વ સ્વરૂપ-પણાથી કેવળ મુક્ત સ્થીતીના અનુભવી હોય તોજ માત્ર કામના છે. અને તેજ સદ્‌ગુરૂ હોઈ શકવાને યોગ્ય ગણવા. શંકરાચાર્યે દ્વૈત મતનો સંહાર કરવા માટે કેવળ દ્વૈતાદ્વૈત રહિત પંચમ પાદના તૂર્યાતીત સ્વ સ્વરૂપ પરબ્રહ્મ સ્વરૂપનો નિશ્ચય કરેલો હતો. ત્યાં રહી દ્વૈતનો સંહાર ન થાય. કેમકે તે પાદમાં તો દ્વૈત કે અદ્વૈત કંઇ પણ કહેવાય નહિં. દ્વૈતા દ્વૈત સહિત રહિત તે પંચમપાદ છે. તેથી જ્યારે તેઓ પંચમપાદથી એક પદ નીચે ઉતરી તૂર્યપાદ, સંન્યાસ, શિવ-રૂપ, અદ્વતીયરૂપ યોગમાં આવી ઉભા રહે ત્યારે અદ્વતીય અદ્વૈત શસ્ત્રથી દ્વૈત મુળ નીકંદન કરી શકે. તે પ્રમાણે તેમણે કરેલું છે. માટે શંકરાચાર્યના મતને માનનારા બ્રાહ્મણ જ્ઞાતિના સંન્યાસીઓ અગર બ્રહ્મચારીઓ જ સદ્‌ગુરૂ સ્વરૂપે બોધ કરવા યોગ્ય ધારવા. બ્રહ્મચારીઓના પણ બે પ્રકાર છે. એક ઉપકુર્વાણ બ્રહ્મચારી તે ઉપવિત સંસ્કાર પછી અમુક કાળ પર્યંત બ્રહ્મચર્યનું સેવન કરી વેદ વિદ્યાનો અ-ભ્યાસ કરી. પછી ગ્રહસ્થાશ્રમમાં આવી શકે છે. તે પણ

બ્રાહ્મણ જ જોઇએ. છતાં તે સદ્ગુરૂ થવાને યોગ્ય નથી જ નથી. બીજો એક નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવાય છે તે ઉપવિત સંસ્કાર પછી વેદાભ્યાસ કરી ગુરૂ કુલમાં અખંડ બ્રહ્મચર્ય સાચવી રહી, કેવળ બ્રહ્મસ્વરૂપની અખંડ ભક્તિ જ્ઞાનની જાગૃતી રાખી યાવત્ જીંદગાની સુધી જીવન્મુક્ત સ્વરૂપે માત્ર લોક કલ્યાણાર્થે પૃથ્વી તળમાં વિચરી જગતમાંના અધિકારી સ્વરૂપે વસતા દ્વિજાતીમાંના બ્રાહ્મણ ક્ષત્રિય રાજપુત્રો અને વૈશ્યોને પ્રભુના સ્વરૂપથી જાગૃત કરે છે તેમ શૂદ્રાદિને પણ યથા યોગ્ય સંસ્કાર પૂર્વક સદ્બોધામૃત પાઇને પોતાના બ્રહ્મસ્વરૂપથી જાગૃતી આપે છે. તેને કોઈ નૈષ્ઠિક બ્રહ્મચારી અથવા શુદ્ધ બ્રાહ્મણ પણ કહે છે અને કોઈ કોઈ તેઓને જટીલ સંન્યાસીકે પરમહંસ વિનાયક યોગી પણ કહે છે. તેઓ ત્રિપાદરૂપ દ્વૈતપાદના જીવોને ચતુર્થ પાદના અદ્વૈત સ્વરૂપમાં શમાવી પ્રથમ અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન આપે છે. અને તે પછી તેમની યોગ્યતાના આધારે દ્વૈતાદ્વૈતના સંપૂર્ણ પણાના પરબ્રહ્મ સ્વરૂપના ભાનથી તેમને પંચમ પાદરૂપ શુદ્ધ શાન્ત સ્વરૂપના ભાનને માટે દ્વૈતા દ્વૈતનો પરિત્યાગ ભાવ અને શાન્તિ સમજાવે છે. એ તે જીવન્મુક્ત સંત જ છે. જેઓ સંસારના બંધનમાંથી મુક્ત થયા હોય તેવા જ પુરૂષો મુક્ત કરી શકવા શક્તિમાન છે. એવા સત્ પુરૂષો પૃથ્વી ઉપર બહુ જ થોડા હોય છે. તેઓના હૃદયની પરબ્રહ્મતા, રસબસતા, આત્મ નિવેદનતા, પરમ પ્રેમાસ્પદ

ભક્તિ જ્ઞાનનો કેવળ સ્વયં પ્રકાશરૂપ પ્રભાવ, મહત્તા, પ્રતિષ્ઠા, જાણવી જોઇએ. અને તેવાજ સદ્‌ગુરૂ મળી આવે તો પોતાની કૃતકૃત્યતામાં કશી પણ ખામી રહી શકે જ નહી. એમ જાણવું.

ઉપર પ્રમાણે ક્ષત્રિય રાજપુત્રોએ પણ ગ્રહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની સાથે જ પરમાત્મા સદ્‌ગુરૂના શરણમાં જવું જોઇએ. અને ત્યાંથી જ જાગૃતી સેવી હોય તો વૃદ્ધાવસ્થા પર્યંત પોતાના શરીરના મોહથી, અહંકારથી રહેલ: દોષો ધીમે ધીમે પહેલા પાદથી પાંચમા પાદ પર્યંતની યથાર્થ જાગૃતી ભોગવતાં ઓળખી શકે અને કોઇને કોઈ અંશે જીવન્મુક્તતા અનુભવાય. એ પ્રમાણે રહેવાથી ગૃહસ્થાશ્રમ વિકાર રહિત, અહંકાર રહિત, મોહ રહિત, રાગદ્વેષ રહિત, માનાપમાન રહિત, સુખ દુ:ખ રહિત, કૃપણતા લોભ રહિત તેમ નિરભીમાનતાથી, નિર્મોહથી, અને ઉદારતાથી. તથા સર્વ પ્રકારના સુખ દુ:ખને સહન કરવાના યોગથી. તથા સહનશીલતા ક્ષમા, આર્જવ, નીતી, ધૈર્યતા દયા, ઉત્સાહ, સાત્વીકતા, પ્રમાણીકતા, આદી સદ્‌ગુણોના સેવનથી તથા પ્રજાપાલક ન્યાયી વર્ત્તનથી, તથા પ્રજાને પણ આત્મારૂપ માનવાથી પ્રજાના સદ્‌ભાવની જાગૃતીની સદ્‌કીર્તિથી પોતાના રાજ્ય વૈભવ ધનાદિકનો યોગ સાચવતાં ભોગવતાં પણ જનક રામચન્દ્ર શ્રીકૃષ્ણની પેઠે જીવન્મુક્ત રહેતાં રાજ્ય કાર્ય કરી શકવા શક્તિમાન થાય છે.

અહંકાર, મોહ. શરીર વિષયવાસના, નિર્દયતા, ક્રોધ, અને સર્વ વસ્તુમાં મમતા, માનાપમાન, વિગેરે રોગો માત્ર ગુરૂસદ સંતના સતત્ જાગૃતીવાન અને વૈરાગ્યવાન યુક્તિ પ્રમાણ સદ્બોધ વિના કદાપી વિજય પામતા નથી એ વાત ચોક્કસ સમજવાની છે માટે ગૃહસ્થાશ્રમના આરંભમાંજ ગુરૂદીક્ષા ધારણ કરવી જોઇએ. જે દ્વિજાતી સંજ્ઞાના બ્રાહ્મણો ક્ષત્રિયરાજપુત્રો અને વૈશ્યો ઉપવિત સંસ્કાર પછી યથાર્થ રીતે સ્નાન, સંધ્યા, પંચાયતન દેવપૂજન, આદિ નિત્ય કર્મ કરી વિવેક વિનય નમ્રતા સાત્વકતા અને વેદવિદ્યાની કંઈક જાગૃતી રાખતા ચાલ્યા આવતા હોય, તેવાને પ્રભુને વિષેની શ્રદ્ધાથી અને સત્કર્મોના પ્રબલયોગથી સદ્ગુરૂ સંત યોગીને શરણ રહેવાની જલદી ઇચ્છા ઉત્પન્ન થાય છે અને તે પોતાના ઉદયથી જલદી શરણ જતાં જાગૃતિ ભોગવે છે.

નિત્યકર્મ કરતાં કોઈપણ રીતે ફળની અપેક્ષા રાખવી જ નહિ. ફલની ઈચ્છાથી તે સકામ કર્મ થઇ જાય છે અને તેનું ફળ ન મળે તો પ્રભુ ઉપર અશ્રદ્ધા થાય અને ફળ મળીને તેનો નાશ થાય તોપણ પ્રભુ ઉપર અશ્રદ્ધા થાય છે. માટે કર્મફળની અપેક્ષા રાખ્યા શિવાય નિષ્કામ કર્મ કરવાં અને તે નિત્ય નિત્ય પરમેશ્વરાર્પણ કરવાં જોઇએ. તેને વેદવિધિ પ્રમાણે બ્રહ્માર્પણ જ કહેવાય છે અને તેજ સત્કર્મ છે.

તેમ તેની સાથે વ્યવહારીક કર્મો પણ ફળની અપેક્ષા

રાખ્યા શિવાય કરવાં અને તે પણ તમામ નિષ્કર્મો બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવાં તે વખતે સમજવું ઘટે છે કે, કોહેલું સડેલુ, ગંધાતું, ભ્રષ્ટ થયેલું, ચોરી કરી પ્રાપ્ત કરેલું, એવા પદાર્થો કે ફળો જેમ પ્રભુને ધરાવાતાં નથી. તેમ મોહથી કરેલાં, વિષયવાસનાથી કરેલાં, લોભથી કરેલાં, ક્રોધથી થયેલાં, કૃપણતાથી થયેલાં કર્મો પરમાત્માને કદાપી પણ અર્પણ થતાં નથી. પરમેશ્વરને અર્પણ કરવા યોગ્ય સારા પદાર્થો જ હોય છે, તેમ સાત્વિકતાથી કરેલાં, ક્ષમાથી કરેલાં, દયા પરોપકાર ઉદારતાથી કરેલાં, માન મોટાઈ ગર્વ ગૌરવથી રહિત કરેલાં કર્મો પરમેશ્વરને અર્પણ થાય છે અને તેનું ફળ શ્રેષ્ટ જ છે.

તે સાથે વિચાર કરવાની જરૂર છે કે, જે પરમેશ્વરે આ સૃષ્ટિને નિર્માણ કરી સર્જી છે તેમ અનંત જીવો રૂપ પાષાણો ડુંગરો, નદીયો, વૃક્ષો, પક્ષીઓ, પશુઓ, મનુષ્યો પણ જેણે સર્જ્યા છે. તે પરમેશ્વરે સર્વ જગતના જીવોના નિર્માણ સમયે તેઓની દોરી પોતાને હાથ રાખેલી છે. જીવોની ઉત્પતિ સ્થીતી અને લય પોતાના હાથમાં હોવાથી તે પ્રભુની આજ્ઞામાં છે. દેવોને સર્જતાં મૃત્યુ જે મહાકાળ સમેત પણ તેમની આજ્ઞામાં જ છે, તેથી તે પરમાત્માને અર્પણ કરવા યોગ્ય ફળની ઈચ્છા વિનાનાં નિષ્કામ કર્મ જ છે તે પ્રમાણે તેવાંજ કર્મ અર્પણ કરવાથી તેમની પ્રસંન્નતાવડે તેમની કૃપારૂપે જે સુફળ તમારા યોગ્ય

હશે તે મળ્યા વિના કદાપી રહેશે જ નહિં, ત્યારે ફળની અપેક્ષા રાખવાનું શું પ્રયોજન છે ? ? ફળની અપેક્ષા રાખો અને ફળ ઉત્પન્ન થાય તેવાં સત્કર્મો કરો નહિં. તોપણ શું ફળ આવનાર છે ? ? ફળની અપેક્ષા રાખો અને અણસમજથી સત્કર્મો દુષ્કર્મોનો ભંડોળ ઉભો કરી ફળ પામો. અને તે ફળ ચીરસ્થાયી તમારી જીંદગીમાં ભોગવવા યોગ્ય રહે નહીં અગર કદાપી રહે તો તે દુઃખદાયી હોય, તે વખતે તમને પરમેશ્વર તરફ કેવી અશ્રદ્ધા થશે ? ? ખરૂં જોતાં તો તમોએ સત્કર્મો કીધાં નથી એ ભુલ પોતાની છે તે પોતાને જોવાય નહીં અને પરમેશ્વર તરફ અશ્રદ્ધા થાય તો નરકનો અધિકારી થાય છે એમ કરવા કોણ શીખવે છે ? ? આ સર્વના કરતાં નિષ્કામ બુદ્ધિએ ફલેચ્છા રહીત કર્મો બ્રહ્માર્પણ કરવાં એ વધારે ઉત્તમ છે કે પ્રભુને જેમ રાખવા હશે તેમ રાખશે. અને આપણી યોગ્યતા પ્રમાણે આપણને આપવા ઘટશે તે આપશે. તે વધારે શ્રેયકર છે. રાજાની પાસેના માણસો રાજાની પ્રસન્નતા રૂપ જ કર્મ કરે છે તેથી રાજા પ્રસન્ન થઈ આપે છે તેમ પ્રભુની હજુરના ચાહે ભલે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય હોય પણ તે પ્રભુની હજુરના હજુરીયા જીવાત્મા જ છે તે તેની પ્રસંન્નતા રૂપ કર્મ કરશે તો જ તેને સારૂ ફળ આપનાર છે. સત્કર્મનાં ફળ સત્કર્મ રૂપ જ છે. અને વિકર્મનાં ફળ વિકર્મરૂપ છે. તેથી જ સત્કર્મ કરી પરમેશ્વરાર્પણ કરવાથી

તે કર્મો અકર્મ થવા રૂપે પ્રભુકૃપાના ફળને મેળવી શકે છે. માટે હમેશાં કલ્યાણરૂપ કર્મો કે વ્યવહારરૂપ કર્મો ચાહે આત્માને માટે કે શરીરને માટે જે જે કરો; તે પરમેશ્વરાર્પણ બુદ્ધિએ પ્રભુની પ્રસન્નતા મેળવાય તેવાંજ સત્કર્મ કરવાં. અને તે પોતાના સદ્ગુરૂ સંતયોગીશ્વર પાસેથી જાણવાં જોઈએ. તે હિતકર સ્વભાવથી બરાબર બતાવે છે કેમકે, તમારી પાસેથી તેમને કાંઈપણ અપેક્ષા નથી તે તમારા અન્યાધિકારના મોહથી દબાય તેમ નથી. તમને પરમાત્મા તુલ્ય જાણવાથી તેઓ તમારૂં કલ્યાણ ઇચ્છી તમને નીચ કર્મોમાંથી અવશ્ય જાગૃત કરી બચાવવા ચુકશે નહીં. કડવી દવાઓ માતા પાય છે. તેમ કટુ વચનો કહી સંભળાવી પણ તમને નિરોગી બનાવવાની તેઓની શુભેચ્છા છે એમ જાણવું. તેઓ શરીર મોહને અને શરીરાભિમાનને ધીક્કારવાવાળા છે. તે મીથ્યા છે એમ સમજાવવાવાળા છે તેથી તે સંબંધે તમને જાગૃતિ આપી શરીર મોહકે અભિમાનથી કર્મ ન કરવા હમેશાં યત્ન કરનારા છે. અને તમારા આત્માને પોતાના આત્મા સ્વરૂપ કે પરમાત્મા સ્વરૂપ જાણવા વાળા છે. તેથી પોતાની પેઠે તમને ઘણા ઉચ્ચે દરજ્જે લઈ જવા માટે શરીર મોહ અભિમાન છોડાવવાને હંમેશાં યત્ન જ કર્યા કરવાના છે માટે તેઓ શરીરના મોહ અભિમાનને ધીકકારતી વખતે તમો એમ માનો કે આતો મારો તીરસ્કાર કરે છે, ત્યારે તમો હુજુ અભિમાની છો એમ

જાણવું કેમકે તમો શરીરરૂપ નથી જ નથી. શરીર તો તમારૂં કલ્પિત સાધન છે. તેનો મોહ તમને હોવો ઘટીત પણ નથી. તમો તો આત્મા સ્વરૂપ સ્વયં ચેતન છો. શરીરના મોહ અભિમાન પૂર્વક તમો જીવરૂપ બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય શૂદ્ર બન્યા છો. તેમાંથી તમને મુક્ત કરવાને માટે પ્રભુ જ જીવન્મુક્ત સંતરૂપ લઇને તમારી વ્હારે આવ્યા છે તે તમને આત્મા સ્વરૂપથી જાગૃત કરી સમજાવે છે કે આ કલ્પિત શરીરનો મોહ છોડો, અભિમાન છોડો, એટલે તમો જાગૃત થવાના માર્ગ ઉપર ચઢશો. તેમ સમજી તીરસ્કાર કરે છે એમ તમારે કદાપી પણ માનવું નહિં. એ તો શરીરનો અહંકાર મોહ તમારા હૃદયમાં ભરાયો છે તેને કાઢવાને પ્રયત્ન કરનાર છે. જેમ સોનામાં રૂપુંતાંબુ ભરાઇ એસી શુદ્ધ સોનાની કીંમત હલકી કરી નાખી છે તે વગળને સોનામાંથી કાઢવા માટે સોની તે વગળવાલા સોનાને વારંવાર દેવતામાં નાખી, ખાર નાખી, તેજાબ નાખી, સાફ કરી ગાળે છે તેમ આ સદ્‌ગુરૂ પ્રભુ પણ તમને શુદ્ધ પરમાત્મારૂપે સાફ કરવાને અને સો ટચનું સોનું બનાવવા વારંવાર ગાળી ગાળી તેમાં બોધ તેજાબ નાખી બાળે તેથી સોનાએ પોતાને બાળે છે એમ માનવાનું નથી. એતો વગલ (મેલ) ને બાળનારા છે. એમ પોતાના કલ્યાણને માટે સદા જાગૃતી ભોગવોતો

તમારૂં કલ્યાણ થાય. "**મનેજ કહે છે. મારોજ તિર-સ્કાર કરે છે મારૂંજ અપમાન છે.**" એમ તમો જો માનો તો તમો દ્વિજાતી શરીરે અધીકારને પ્રાપ્ત કરી આવ્યા છતાં **અધિકારી** સ્વરૂપે રહેતા નથી. તેથી તમો જાતે જ **અનધિકારી** ઠરો છો **અને** તમો જ પોતે ઉચે દરજ્જે જતાં અટકી પડો છો. તમો જ તમોને પોતાને નુકશાન કરો છો. તમારા સ્વરૂપને તમો જ ઢાંકો છો અને તમો જ કલ્યાણમાં હાની કરતા થાઓ છો. માટે જાગૃતી સેવવાના આવેલા વખતે અંધકારમાં પેસવું નહિં. દેહાભિમાન દેહ મોહ કે દેહાધ્યાસ તે ખરેખરો અહિતકર છે અને પરમાત્મા તમોને મુક્ત બનાવવાના છે. તેથી તે સંબંધે કરાતો બોધ કડવા જેવો દેખાય. પણ મીઠો અમૃત સમાન છે. એમ જાણો. દેવતા દેવતાનું કામ કરે તે બરાબર જ કરે છે. પાણી તૃષા મટાડે. તે કોઈ દીવસે વિષરૂપ જણાયજ નહીં. એ રીતની સાચી સમજણથી પોતાના આત્માના સ્વરૂપને ઓળખી તેને પ્રભુમાં પ્રભુરૂપ કરવા જેવા જ્ઞાનને અને ભક્તિને ધારણ કરી સંત સમાગમ દ્વારાએ પોતનો દૃઢ નિશ્ચય કરી લેવાને દ્વિજાતીને **સર્વોત્તમ અધીકાર** જ છે. તે પોતાના સર્વોત્તમ અધિકારનો ત્યાગ કરી શરીરના મીથ્યાભીમાન રૂપ, મોહરૂપ, નરકનિવાસ રૂપ, દુર્બુદ્ધિધારક રૂપ સત્તાના અધિકારનો ડોળ ધારણ કરી પોતાના પગમાં લાકડી મારી પોતાનું નુકશાન પોતાના હાથે કરવું.

એ મનુષ્ય શરીર ધારણ કરનારને યોગ્ય ગણાશે નહીં.

એ પ્રમાણે ક્ષત્રિય રાજપુત્રોએ જ પોતાના ક્ષાત્ર ધર્મની મર્યાદાપૂર્વક નિત્યકર્મ, સદાચાર, સદગુરૂ પ્રાપ્તી યોગ ધારણ કર્યાથી પોતાનું કલ્યાણ સાધતાં ગ્રહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં રાજતંત્રને સાચવવાની કાળજી રાખવી જોઈએ. રાજતંત્ર ચલાવવામાં રાજ્યકાર્ય કુશળતા હોવી જોઈએ. તેને માટે રાજ્યનિતિજ્ઞ માણસોના સહવાસની ખાસ જરૂર છે. અને તેની ચતુરાઈ કેળવવા માટે મનુ મહારાજે પોતાના માનવ ધર્મશાસ્ત્રમાં ( મનુસ્મૃતિમાં ) અને યાજ્ઞવલ્કયે પોતાની રચેલી યાજ્ઞવલ્કય સ્મૃતિમાં ઘણી જ **રાજનીતી** વર્ણવી છે. તેમાંની કેટલીએક જે જરૂરથી જાણવા જેવી છે તે અત્રે કહેવામાં આવે છે.

## પ્રકરણ ૮ મું.

**આ** સમયમાં આ લતા ભારતવર્ષ ઉપર સંપૂર્ણ સત્તાથી અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે તેમના તરફના આવેલા અધિકારીઓ દેશના મહાન્ રાજ્યોમાં પોતાના રાજ્યની પરીસ્થિતિ સંભાળવા અને તેમના સંબંધના અનેક પ્રકારના ગુપ્ત મર્મો વિચારતા રહે છે. નાનાં નાનાં પાંચ સાત રાજ્યોમાં પણ એક અધિકારી રહે છે. તે અધિકારીઓ ક્ષત્રિય રાજાઓના રાજ્યમાં વર્ષમાં એક વખત આવી તેમની

પરિસ્થિતિ તપાસી જાય છે. અને અંગ્રેજ સરકારને સમયે સમયે વા જરૂરીયાત પ્રસંગે માણસોથી, સેનાથી, હાથી ઘોડાથી કે પૈસાથી જોઇતી મદદ તેમના રાજ્યના પ્રમાણમાં માગતાં આપવાને યોગ્યતા ધારણ કરે છે. તે તે રાજ્યો પાસેથી અમુક ખંડણી પણ લઈ જાય છે અને તેના આધારે તે રાજ્યના ઉપર આવતી આફતો વખતે અથવા આડોસી પાડોસી રાજાઓની સીમા વગેરેની તકરારમાં તે અધિકારી વચ્ચે રહી સમાધાન પણ કરે છે. એમ આપસ આપસમાં પણ સમાધાન લાવનાર અને સમ્રાટની વફાદારી સાચવવાને યોગ્ય તે અધિકારી ક્ષત્રિય રાજાઓના ઉપર અધિકાર ભોગવે છે. તેઓ જ્યારે જ્યારે રાજ્યમાં આવે છે ત્યારે ત્યારે તેમનું સન્માન કરવું પડે છે. સમ્રાટના માનને ખાતર તેમ રાખવું પણ ઘટીત છે. છતાં જે ક્ષત્રિય રાજા પોતાની પ્રજાને ધર્મશાસ્ત્ર પ્રમાણે પાલન કરવામાં શ્રેષ્ટ રીતે જાગૃત અને પ્રજાને ન્યાય આપવામાં યથાર્થ તંત્રકુશળ હોવાથી પ્રજાને પ્રિય થઇ પડયા હોય. પ્રજા પોતાના પિતા તુલ્ય રાજાને માને અને ધર્મિષ્ટ રાજા પ્રજાના ધર્મનો વિચાર કરે પ્રજાના રક્ષણરૂપે પ્રજાના સંતોષપૂર્વક કરો વિગેરેથી પ્રજા પોતાને સુખી માનતી હોય. યથાર્થ રીતે રાજાના રાજ્યમાં પ્રજાનો કોઈ પણ પ્રકારનો પોકાર ન હોય તો પછી રાજ્યતંત્રની રાજાને શીર જોખમદારી રહેતી નથી. સમ્રાટની ખંડણી યથાર્થ ભરાતી હોય અને

આવેલા અધિકારીની યોગ્યતાનું સન્માન યથાર્થ રીતે સચવાતું હોય તો તે રાજાને પછી કોઇ પણ પ્રકારનો ભય રહેતો નથી. તો તેવા આવેલા અધિકારીઓની ખોટી સુશ્રુતા કરવાનું વિશેષ પ્રયોજન ગણાય નહીં. કંઈ જુઠું સાચું કરવું હોય, પ્રજાને કનડગત કરી નવા કરો નાંખી પૈસાનો લોભ થવાથી અન્યાય કરવો હોય, પ્રજાને પ્રેમથી પોતાને વશ અને આજ્ઞા આધિન કરતાં ન આવડતું હોય તે શાશનથી વશ કરવાની કે રાખવાની ઈચ્છા ધરાવતા હોય. વારંવાર પ્રજા પોકાર થતો હોય. રાજા પોતાની રૈયતનું રક્ષણ કરવામાં બાહોશ અધિકારીઓ ન રાખી ચોરી લુંટ વિગેરેથી પ્રજાના રક્ષણમાં હરકત પહોંચતી હોય તો જ અગર તેવા અધિકારીઆના તરફ પોતાના માનની અપેક્ષા એવા રૂપમાં રખાતી હોય કે અંગ્રેજ સરકારના અધિકારીઓ જ અમારા માટે સારા લાયકાત ભરેલા વિચારો ધરાવી અમને કંઈ ખીતાબ આપે અને તેથી પોતાનું મોટાપણું પ્રતિષ્ઠા કહેવાય એવા બીલકુલ નિર્બળ મનના વિચારો ભરાઈ રહ્યા હોય. ત્યારે જ તેમને તેવા અધિકારીઓની અધાર્મિક સુશ્રુષા સેવવી પડે છે. તેઓને રાજી રાખવા પ્રયત્નો કરવા પડે છે તેઓનું દીનદાસત્વ સેવવામાં પોતાની નાલાયકીને દાબી ઢાંકી રાખવાના પ્રયત્નનું દિગદર્શન તેવા અધિકારીઓ સમજે છે. એટલે દબાવેલા રાખવામાં તેઓ પણ મોટાઈ માની રહ્યા હોય છે. તેથી તેવા રાજાઓની ભુલો જોઈ તેમને

દબાણમાં રાખવાનો તેમનો પ્રયત્ન અને સમ્રાટનું શાશન દંડ પૌરૂષ્યત્વ આગળ ધરવું પડે તેમાં નવાઈ પણ નહિંજ અને તેવાઓની અધાર્મિક સુશ્રૃષા કરવી પણ તેમને યોગ્ય લાગે તેમાં તે પણ નવાઇ નહિં જ. પણ જે રાજા જાગૃત હોય, સર્વ પ્રકારે સબળ સાધનોવાન, પ્રજાનો પ્રિય તથા બંદોબસ્ત કુશળ રાજનીતીમાન્ પવિત્ર ધર્મિષ્ટ અને વિવેકી તેમ તંત્ર પ્રકરણમાં બાહોશીવાન હોય તો કાર્ય પ્રત્યેની દૃક્ષતાથી તેને પરમેશ્વર શિવાય અન્યની સુશ્રુતા ઉઠાવવાની જરૂર રહે જ નહિ. પોતાના ચાલતા અમલ વહીવટમાં અદક્ષતા ધારણ કરવાથી પોતાની મહત્તાને હાની પહોંચે છે. એ વિચારથી નૃપતિ કુમારો જાગૃત હોવા જોઇએ તો પછી પ્રપંચને માન આપવાની જરૂર રહેતી નથી. કાર્યદક્ષ પુરૂષની સત્ય ન્યાયનીતીમાં પ્રપંચી પુરૂષોની પ્રપંચનીતીને માન મળે નહીં. જેમ સૂર્યના પ્રકાશ આગળ આગીયાનું તેજ નકામું જ છે. તેમ સત્ય ધર્મમર્યાદાની શુદ્ધ વ્યવહાર દક્ષતા આગળ પ્રપંચ કેવળ નિર્બળ જ રહે છે. એ વાત સ્વત:સિદ્ધ જ છે, રાજા બનવા યોગ્ય પરમ પુરૂષાર્થ રૂપને મહાન્ સત્કર્મોના અમોઘ બળરૂપ જે જીવાત્મા ક્ષત્રિય પુત્ર તરીકે કોઇ એક રાજ્યમાં અવતાર ધારી થાય. તે ગયા જન્મનો પરમ પુરૂષાર્થ શાથી ડુબ્યો ?? તેમ મહાન્ સત્કર્મોનું અમોઘ બળ તેજ વિર્ય પણ કેમ લય ગયું ?? પોતાની યોગ્યતામાં

ખામી લાવનાર, પોતાના મનને હાની કરનાર, પોતાના પોરૂષત્વમાં નિર્બલતા બતાવનાર, પોતાની પ્રજાના પ્રીયપીતા તુલ્ય પ્રેમભાવનાનો હ્રાસ કરનાર, અને ધાર્મિક સુશ્રુતા ઉઠાવવાની નિર્બલતા દર્શાવનાર એવાં ક્રીયાં કર્મોનો ઉદ્ય થયો છે કે–આ અવતાર સમયમાં નૃપતિને પણ તાબેદારી ભોગવવી પડે છે ! ! ! ભલે સમ્રાટના અાધકારમાં અને આપણી સત્ય વફાદારીમાં તેમ રાજ્ય કાર્ય કુશળતામાં ખામી ન આવે એવા વિવેકો કેમ પાલન કરી શકાતા નથી ? ? વળી શાને ખાતર આવી તાબેદારી સેવવી પડે ? ? તમારી જ પ્રજા તમને યોગ્ય સત્કાર આપવાને અને તમારૂં સમ્રાટ તરીકે નામાનથી ઉત્તમ, અને એવા સહસ્ત્ર સમ્રાટના સમ્રાટરૂપ **પરમેશ્વર** તુલ્ય માન્ય આપવાને તૈયાર જ ઉભી છે. તમને **ગોબ્રાહ્મણ પ્રતિપાલ** ધર્મ વિશેષ દર્શક **માન ચાંદ** પ્રાપ્ત જ છે. તો તેથી વિશેષ ચાંદ પરમેશ્વરને ત્યાં પણ આપવા યોગ્ય નથી રહ્યો. તે જગોએ ભાષાના કલ્પિત દેહદર્શી એ. બી. સી. ડીના માનમાં શું ખાટશો ? ? તેમાં શું વિશેષ સમજ્યા છે? ? સમજ્યા. તમારી દેહાધ્યાસ દેહાભિમાન દેહમોહની ભાવનાને બલવાન બનેલી જોવાને એક પારસની ખુબસુરત પુતળીને તલવાર હાથમાં આપી શું ક્ષત્રીવટ જણાવવા ઇચ્છો છો ? આ શું સૂરાપણું સમજાવવા ઇચ્છો છો ?? અરે એ તો દેખવા માત્ર જ છે. એવા માનમાં તમો પૂર્ણ બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થનારા ક્ષત્રિયપુત્રો કેમ રૂંધાયા ? ? જરા આંખોં

ઊઘાડો ! ! ! તમારો સ્વધર્મ તમો સેવો. પોતાનો સ્વધર્મ. આપણી અજ્ઞાનતાએ કેટલો બધો નિર્બલ દેખાતો હોય તો પણ તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે અને પરધર્મ કેટલો બધો બલવાન દેખાતો હોય તો પણ તે કનિષ્ટમાં કનિષ્ટ જ અને ભય આપનાર છે એમ શ્રીકૃષ્ણચન્દ્રે ભગવત ગીતામાં અર્જુનને બોધ કરેલો છે. તે જરા ધ્યાનમાં લ્યો. અને શુદ્ધ ક્ષાત્રય બીજનું માન પોતાના હૃદયમાં સેવો. તમે તલવાર પકડીને અંગ્રેજ સરકાર સામે કે અન્ય પોતાના સ્વદેશ બંધુઓ સામે લઢવામાં બાહાદુરી ધારણ કરવાને હિંમતવાન ન બનો. પણ તમારા ક્ષાત્ર ધર્મની યથાયોગ્ય મર્યાદા પૂર્વક સાત્વિકતા, ધૈર્યતા, ક્ષામ્યતા, સહિષ્ણુતા, ઉદારતા, પરમાર્થતા, પ્રમાણિકતા, સ્વધર્મતા, સ્વમાન્યતા, સ્વતંત્રતા, સ્વાનંદતા, વિગેરે. તમોને સ્વબલ પોષક હોય તેમ વરતો. અને તેમાં હિંમતવાન મર્દ ગણાઓ. વિષય લંપટતા, દારિદ્રતા, કૃપણુતા, મીથ્યા મહત્વતા, દેહાભિમાનતા, દેહમોહતા, દેહમાનતા ત્યાગીને પ્રજાહિતૈષી સ્વભાવમાં મર્દ બનો. ન્યાયનીતિજ્ઞતા, ન્યાયદક્ષતા, અવિવેકહીનતા, પ્રજાપોષકતા, બ્રાહ્મણમાન દર્શકતા, સંતદર્શનમહત્તા, અને સર્વમાન્યસર્વાત્મતા, જો તમારા હૃદયમાં પરીપૂર્ણ જોશરૂપ હોય, અને શત્રુ જનો ઉપર પણ તમારી ક્ષામ્યતા, અને મિત્ર જનોમાં પણ તમારી પવિત્રતા ઉત્તમ હોય તો તમો ઉત્તમ ગુણોના દિગ્દર્શનથી તમારી માન્યતા પ્રભુરૂપ જ છે, એમ જાણો.

વિભૂતિ પાદમાં તમો નૃપતિ–એ પરમેશ્વરનું સ્વરૂપ જ છે એમ માન્ય કરેલું છે. પ્રજાજન પૈકી વિવેકી વિચારવાન જ્ઞાતાજનો સમજે છે તે પરમેશ્વર તુલ્ય માન્ય તો અયોગ્યતાને મળેલું નથી. તે તમને યોગ્યતાથી મલી ચુકયું છે, એ ઈશ્વરાંશ તમારામાં છતાં તેને કેમ ગુમાવી બેઠા છો ?? એવા કીયા દુર્ગુણોથી તમો તાબેદારી ભોગવવા પોતાને ભાગ્યશાળી માનો છો ?? સ્વતંત્ર રહો. તમારા સ્વરાજયમાં સ્વધર્મ બુદ્ધિથી સ્વમાનપૂર્વક તમો સ્વતંત્ર જ સ્વાધિન તૂર્યપદાત્મક શિવ સ્વરૂપ જ છો. તમો રાજકર્ત્તા છતાં સાક્ષાત્ યોગેશ્વર જ છો. તમો સર્વાધિકાર ભોગવતાં છતાં પણ નિર્મોહી ઇશ્વર છો. તમો વિદ્યા વિલાસી રહો. અવિદ્યા વિલાસરૂપ દેહાભિમાન છોડી દેહ મોહ માનના ગેડીદડાના સપાટે ન ચઢી તમારી સત્ય સ્થિતિના ભાનથી જાગૃત રહો તો તમો જ પોતે નર છતાં નારાયણ રૂપ છો, તમો જ પ્રજાના પતિ ગણપતિ સ્વરૂપ છો તમો જ પ્રજાના પીતા, પ્રજાપાલક છો. તમને રાજદંડ ધરાય છે. તે તમો જ મહાકાલ સ્વરૂપ છો. તમો જ રાજ અભિશિક્ત મહાપુરૂષ છો રાજાના રાજા, યોગીના યોગી, ત્યાગીના ત્યાગી, જ્ઞાનીના જ્ઞાની અને વ્યવહારીના વ્યવહારી સુરક્ષિત પુરૂષ છો તમને પરમેશ્વરે જ નિર્માણ કરેલા છે. તમારી યોગ્યતા પ્રભુએ જ આપેલી છે. તમો ચારે વર્ણમાં અધિષ્ટાતા છો. તમને ઇશ્વરાંશ જાણી સર્વ કોઈ નમસ્કાર કરે છે. તે તમો

પરમેશ્વરરૂપ છો. તો સર્વમાં પરમેશ્વરરૂપને જુઓ તો તમારી યોગ્યતાને કાળો ડાઘ કદાપી લાગનાર નથી. તમો શત્રુ બુદ્ધિથી જ્યાં જોવા લાગશો તો તમને શત્રુ ઠામ ઠામ દેખાશે. તમો પોતાના જ શત્રુરૂપ છો તમો પોતાના જ મિત્ર રૂપ છો તમો પોતે જ પરમાત્મારૂપ છો પણ આ જ્ઞાન તમે કેમ સંપાદન કરતા નથી ? આ અમોઘ સિદ્ધિઓના યોગમાં તમો કેમ રમતા નથી ? તમો તમારૂં માન કેમ સાચવતા નથી ? ? બળથી, માનથી, મોટાઇ મેળવો તેના કરતાં પ્રેમથી અને નમ્રતાથી જે મોટાઇ મળે છે તે સર્વ વંદનીય જ છે. રાજ્ય તંત્ર સારી રીતે જાગૃતીથી સેવવામાં આવે તો તમારૂં સર્વ બળ તમારૂં જ જ્ઞાન અને ભક્તિ છે. અને તે તમોને સદાએ સ્હાયકારી થતાં તમારા ઉદયનો પાર રહેવાનો નથી. સૌ સૌ પ્રારબ્ધ યોગ જ છે. હિંદુસ્તાનમાં તમારા જેવા કોટયાવધી ખંડીયા કે ઘર તંત્રી કે ચક્રવર્તિ થયા. થઈ ગયા. નાશ પામી ગયા. તેમની રાજ્ય શાશન તંત્રની પદ્ધતિ કેટલીએક વખત પ્રજાને માન્ય અને કેટલીએક વખત પ્રજા વિરૂદ્ધ આવી છે. છતાં જયારે તેમનો યોગા યોગ સંસ્કાર આવ્યો તે દીવસે ખરા બપોર જણાયા. અને તેવો યોગાયોગ આવ્યો કે તે રાજ્યકર્ત્તાઓ ક્યાં ગયા, કેવી રીતે લય ગયા, અને અસ્ત વ્યસ્ત થયા. તેનો ચિતાર પ્રતીહાસ જાણવાવાળા સમજે છે. પાંડવ કૌરવના વંશજો પણ ક્યાં ? ? તેમના ચક્રવર્તિ રાજ્યનું શું થયું ? ? તે પછી

છેલ્લામાં છેલ્લા દીલ્લીની ગાદીએ. અજમેરની ગાદીએ. પુનાની ગાદીએ. કેવા કેવા પુરૂષો થયા. મ્હૈસુર, કોલાપુરમાં કેવા કેવા રાજાઓ થઇ ગયા. પણ તેમનાં ખંડેરાંનાં દર્શન પણ દુર્લભ દીસવા લાગ્યાં. વિજય નગરનું બ્રાહ્મણી રાજ્ય કયાં દટાયું ?? અરે !!! મોગલ ગયા, પેશ્વાઇ ગઇ. અંગ્રેજ થયા. અને વળી તેમનો અધર્મ અન્યાય વધતાં અને પુણ્યનો ક્ષય થતાં તે પણ જાય અને વળી હિંદુસ્તાન બીજા ધણીના તાબામાં રહે એ તો કાળચક્ર ફરતુંજ રહે છે. કોઈ અમર પાટો લખાવી લાવ્યું નથી. એક ગાદી ઉપર એક વંશ જાય ને બીજો વંશ દાખલ થાય. બીજો જાય ને ત્રીજો દાખલ થાય. એક અપુત્ર મરે અને બીજો આવે. એક નાલાયક ઠરે અને બીજો લાયક ગણાય. વળી તેનો પુત્ર વિદેશ વિચરી વિચરી મરે પણ ગાદી મળે નહિં. અને કોણનું કોણ ભોગવે. અરે !! આ સંસાર ચક્ર વિચિત્ર જ સ્વરૂપ ધારી છે. માટે ક્ષત્રિય રાજપુત્રો !! અભિમાન ન કરો. રાજા રાવણનું પણ અભિમાન રહ્યું નથી. કૌરવ પાંડવોનું રહ્યું નથી. હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી રહ્યા નથી. વેન અને નંદરાજા સરખા સ્થીર સ્થાયી રહ્યા નથી. તેઓની રાજકિર્તિ પ્રજાના અમર સુખને દીપાવનારી નીકળી તો તેમની કિર્તિનાં ગાણાં આ કાળ પર્યંત ગવાય અને તેઓ નિર્બલ પરાધિન વિષયી અહંકારી નીકળે તો તેમને કોઈ પણ યાદ કરતું નથી. અત્યારે પણ આ ગુજરાત કાઠીયાવાડમાં ધર્મિષ્ટ ઉદાર ગણાતા

રાજાઓનાં ગાણાં ગવાય. "નામ રહંતાં ઠાકરો નાણાં નહિં રહંત; કિર્તિ કેરાં કોટડાં પાડયાં નહિ પડંત" એ વાત તદ્દન સાચી છે. આ પૃથ્વી માંધાતાને પરણી હતી. પણ માંધાતા સાથે ગઈ નથી. બળી નથી. માંધાતાના અંતઃકાળમાં પૃથ્વીને બોલાવી કહ્યું કે હું ચક્રવર્તિ હોવાથી તમો મારી સ્ત્રીરૂપ થયાં છો. માટે મારી સાથે સહગમન કરો. ત્યારે પૃથ્વીએ જવાબ આપતાં હાસ્ય કરી કહ્યું કે, હે નૃપવર્ય!!! તમારા જેવા હજારો નૃપતિ મને મ્હારી મ્હારી કરતાં મારા ઉપર જ બળી ખાખ થઈ મારામાં સમાયા છે. હું કોઇની સાથે ગઈ નથી. તેમ મને મારી કહેનારા મારા ધણી પણાનો દાવો કરનારા મને મુકીને ગયા છે. તેઓ મારા ધણી નથી. મારો ધણી તો એક સરજનહાર પરમાત્મા જ છે. મને મ્હારી મ્હારી કહે છે ત્યારે મને હાસ્ય આવે છે. કે આ મિથ્યા વલુરીયાં શાને માટે કરે છે.?? એમ વલવલતાં વલવલતાં એક દીવસ ડાચું ફાટી જશે. અને વ્હીલે મોંઢે એક ખુણે બળી ખાખ થશે. એવા શરીરના મીથ્યાભિમાનની મમતા વિચારનાર કેવડી મોટી ભુલ કરે છે. તે હવે પ્રત્યક્ષ જોઇ શકશો. ઉદાર દાનવીર નૃપતિઓ પણ ગયા, અને પુણ્ય પરમાર્થ ઉજ્વલ કિર્તિરૂપ ગણાયા. અને કૃપણ, પ્રજા પીડક, અને હાય પૈસાના લોભી, મોજી કે શોખીન, જુવાન કે વૃદ્ધ, ડાહ્યા કે શાણા. આ મહા કાળ ચક્રમાંથી કોઇ છુટયા નથી, છુટવાના નથી, અને છુટશે.

પણ નહિં. અને પ્રભુ પદને પામશે પણ નહિ. એતો નર જુદા જ પાકી નીકળે છે !!! એવા દાનવીર ધર્મવીર, જ્ઞાન વીર, ભક્તિ વિર, પરોપકારી વિર પુરૂષો તો માં દીકરા જ જણે છે. ?

જનની જણે તો ત્રણ જણ, દાતા ભક્ત કે (વિર) શૂર,
નહિં તો રહે ભલે વાંઝણી મતી ગુમાવે નુર.

ખરેખર સાચું જ છે જરા ચક્ષુ ખોલી જોઈએ તો આપણને આ સર્વ વાત યોગ્ય જ દેખાશે. મીથ્યભિમાનથી પોતાના દેહ મહત્તાના ખાડામાં ડુબેલાને આ સાચી વાત સાચી લાગશે જ નહિં. કેમકે મિથ્યા મોહના ચગડોળે ચઢવાથી તેમના મગજમાં ચકરી આવી ગઇ છે. તેથી ભ્રમીતજ છે. ખેર !!! કડવું પણ સ્વદેશ લાગણી પોતાના કનિષ્ટ બંધુઓની લાગણી, અને પવિત્ર ભ્રાતાઓની લાગણી અને દાઝથી પણ કહેવાય, તો ભલે !!! ક્ષમા ન કરો. ભલે પોતાના હિતનાં વચન નમાનો. ભલે પોતાનું પોતે ન સંભાળો, ભલે પોતે જાગ્રત ન થાઓ. ભલે ગમે તેમ રગડો ચલાવો. પણ તમારા ધન વૈભોગમાં સર્વ કોઇ ભાગ લેવા તૈયાર ઉભા રહેશે. તમો મિષ્ટાન્ન જમાડશો તો જમવા બધાએ આવશે. તમો તેમને નાના પ્રકારથી સંતોષશો તો તમ રાં ભુંગળાં ફુંકશે. પણ તમારા પાપ કર્મમાં ભાગ લેતી વખત પુત્ર સ્રી દાસ. દાસી. નોકર, બંધુ કે પ્રજા કોઇ આગળ આવી ભાગ

લેશે નહિં. તો તમારે એકલાએ જ ભોગવવાનું છે. એ નિશ્ચય જાણજો. જો આસ્તિક રહેશો તો પણ એજ દશા અને નાસ્તીક થતાં એમ કહેશો કે મને પાપ વળગતું નથી તો પણ પાપ તો કદાપી છુટવાનું જ નથી. એતો "*કર્યાં કર્મ ભોગવશે તેહ, વાવે તેવું લણશે તેહ" એમાં તો શંકાજ નથી. પુણ્ય કરશો તમાં પણ કોઇનો ભાગ નથી. પુણ્યમાં તો સ્ત્રી કહેશે કે મારા ધણીના પુણ્યમાં અડધો અડધ ભાગ મારો પડશે કેમકે હું અર્ધાંગના છું પણ એ તો દુનીયાંની વાતો—જે હૃદયમાં ધર્મ, દયા, ક્ષમા, ઉપકાર, ઉદારતા, સાત્વિકતા આદી સદ્‌ગુણોનું પરમાર્થ દર્શન હોય તેજ અંતરાત્મા તે પુણ્યનો પ્રકાશી છે, બાકીનાં બધાં લુખાં લાડ છે એતો સત્યયુગી વિચારનું સત્યાનાશ જ વળ્યું છે. જેમ કડક તાજી અને સત્વર ગુણ કરનારી કડવી દવા તુરત આરામ કરે છે એવા આ કડવા વિચારો પણ અધિકારી ક્ષત્રિયપુત્રોને તુરત જાગૃતી આપનાર છે અને મરણ કાલની પથારીમાં પડેલાને ધનવંતરી ઉતરી આવતાં પણ ઉગારનાર નથી તેને તો આ ગ્રંથ વાંચતાં પોતાની દુર્ગુણો ભરેલી દૃષ્ટિએ ગમે તેમ ભાસે, તીરસ્કાર કરે, અભાવ રાખે, ન વાંચે, ગાળો ભાંડે પણ નિશ્ચયથી તો આ જ સત્ય છે એમ જાણો ત્યારે જ **તમારો અને દેશનો દીવસ** ઘેર આવેલો જાણશો. સાચું બોલનારને શત્રુરૂપ માનનારની ખોટ નથી. પણ કડવા બોલા હીતકરને પરમાત્મારૂપ માનનારા કોઇ એકજ વિર હોય છે.

---

# પ્રકરણ ૯ મું.

આવી સાચી વાત છે. તેથીજ ક્ષાત્રયપુત્રોએ પોતાના ગૃહસ્થાશ્રમના રાજતંત્ર વ્હુવહાર કાળમાં પોતાની સુરક્ષીત પ્રજા પ્રત્યે પોતાનો રાજદંડ ન્યાય દર્શક જ ધારણ કરવો જોઇએ. અને પોતાની પણ યથાયોગ્ય જાગૃતી રાખવી જોઈએ.

આ ભારતવર્ષના પ્રજાપાલક રાજા તરીકે વેદધર્મની મર્યાદાએ ક્ષત્રિયપુત્રોને પ્રભુએ જ નિર્માણ કરેલા છે. એમ જાણવું. જેને વેદકર્મ મંત્રોથી ઉપનયનાદિક સંસ્કારો કરવામાં આવે છે. તેવા ક્ષત્રિય જાતીના પુરૂષોએ આ પોતાની પ્રજાનું ન્યાય પ્રમાણે પાલન કરવું જોઈએ. પરમાત્મા પરમેશ્વરનો પણ પ્રજાપાલક સ્વભાવ ગણાય છે. વેદમાં त्वमेव केवलं धर्त्तासि એવા આધારે પ્રભુ ! ! ! તમોજ આ સૃષ્ટિના ધર્ત્તા એટલે પાલન કર્ત્તા છો. તે પોતાની સામ્રાજ્યસત્તાના ન્યાયરૂપે અંશાંશીભાવથી આ પૃથ્વીપતિ નૃપતિ ક્ષત્રીપુત્રો જ છો. પ્રભુની સર્વમાન્ય આજ્ઞા સર્વ જીવાત્માઓના આત્મા અને શરીરના સંબંધે રક્ષણ કર્ત્તા છે ત્યારે તે સર્વ જીવાત્માઓના વ્યવહારના સબંધના માલમીલકતના વિ. બાહ્યતંત્રમાં રક્ષણ કર્ત્તા રૂપ આજ્ઞા કરનાર તે પૃથ્વીપતિ છે. એજ પ્રજા પાલક સ્વરૂપે પોતાની જ સત્તારૂપે પરમાત્મા જ પોતે ક્ષત્રિય સ્વરૂપે ઉત્પન્ન થઇ પ્રજાજનનું

બાહ્ય રક્ષણ કરે છે માટે જ ક્ષત્રિય પુત્રો જ પરમાત્માનો અવતાર છે એમ જાણવું.

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः सधर्मराट् ॥
स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥

આ પૃથ્વીપતિ ક્ષત્રિય રાજપુત્રો, અગ્નિદેવતા, વાયુદેવતા, સૂર્યદેવતા, ચન્દ્રમાદેવતા, યમદેવતા, કુબેરદેવતા, વરૂણદેવતા, અને ઇન્દ્રદેવતા. આ આઠ લોકપાલ દેવતાઓના સનાતન દિવ્યઅંશોના અભેદપણાથી નિર્માણ કરી પરમેશ્વરે પોતાના રૂપે સરજી ન્યાય આપવાને સમર્થ બનાવ્યા છે; તેથી તેમનો પ્રભાવ પણ તેવો જ એટલે પરમેશ્વર સ્વરૂપ જ જાણવો. એનો ગુપ્ત અર્થ એવો સમજવાનો છે કે, આ નૃપતિ શત્રુઓને અગ્નિની પેઠે તપાવનારો છે. વાયુની પેઠે પોતાના ન્યાયનો પ્રવાહ વહેવરાવનારો છે. સૂર્યની પેઠે દરિદ્રતા અને પ્રમાદ રૂપી શીતનો હરનાર છે. ચન્દ્રમાની પેઠે અમૃત દૃષ્ટિથી પ્રજાને શાન્તિ આપનાર છે યમનીપેઠે સત્ય ન્યાય આપવાવાળો છે. કુબેરની પેઠે માણેક, મોતી, સોના, રૂપાના કોશનો ભંડાર સંભાળવાવાળો છે. વરૂણની પેઠે અત્યંત ઉદારતાથી ધર્મ પ્રજાની તૃષા છીપાવનારો છે અને ઇન્દ્રની પેઠે અધિપત્યપણાના મહાન્ યોગથી નાના પ્રકારના વૈભવો અને રાજ્યછત્રને ધારણ કરનારો આ ક્ષત્રિયપુત્ર નરેન્દ્ર સ્વરૂપ છે. એવી તેની પ્રભા લોક માત્રને આંજનારી છે. જેથી આ નૃપતિના તેજ સામે જોવા કોઈ

પણ શક્તિમાન નથી. તો સ્હામું થવાને તો કોણ જ શક્તિમાન છે ? ? આવી રીતે દેવતાઓના સ્વરૂપથી રાજા કદાપી પરાધીન કે તાબેદારી ભોગવી શકતો નથી. એવી તેમની વ્યવહારીક ન્યાય નીતી દર્શક પદ્ધતિ રાગદ્વેષ રહીત વૃત્તિ. સત્યતા શીલતા બ્રહ્મચર્ય વિગેરેથી મહાન્ પ્રભાવથી ભરેલી જ ગણાય છે. રાજા બાલક હોય તો પણ મનુષ્ય રૂપ ધારીને તેમની અવગણના કદાપી કરવી નહિં. કારણ કે તે દેવ સ્વરૂપ જ છે. માત્ર નર રૂપથી તે અત્રે પૃથ્વીપતિ છે. જેમ બ્રહ્માનંદને સેવનારા જીવન્મુક્ત સંતપુરૂષો મનુષ્ય દેહધારી જણાતા હોય તો પણ તે અવગણના કરવારૂપ નથી કેમકે તે જ સાક્ષાત્ પ્રગટરૂપ શરીરધારી ગણો કે ન ગણો પણ પરમાત્મા જ છે. તેમ નૃપતિને જાણવું જોઈએ આમ છતાં ક્ષત્રિયપુત્રોએ કાર્યનો, શક્તિનો, દેશનો, કાળનો, વિચાર કરીને જ પોતાનો રાજધર્મ સિદ્ધ કરવા અનેક સ્વરૂપો ધારણ કરી ચાલવું જોઈએ.

तस्यार्थे सर्व भूतानां गोप्तारं धर्ममात्मजम् ॥
ब्रह्मतेजोमयं दंडमसृजत्पूर्वमीश्वरः ॥

એવા ઉપનયનથી દ્વિસંસ્કાર જન્મ દ્વિ જ રૂપ મહાન અધિકારને પ્રાપ્ત થયેલા ક્ષત્રિય રાજપુત્રને માટે પરમેશ્વરે જ–સર્વ પ્રાણીઓ અર્થાત્ સર્વ જીવાત્માઓના સંરક્ષણરૂપ બ્રહ્મતેજોમય, સ્વધર્મ સ્વરૂપ આ રાજદંડને ઉત્પન્ન કરી તેમને સોંપેલો છે. આ રાજદંડની સત્તાથી અને રાજદંડના

ભયથી સ્થાવર જંગમરૂપ તેના રાજ્ય નીચે વસતા સર્વ પ્રાણીઓ પોતપોતાના યથાવિધિ પ્રારબ્ધ વૈભોગોનો રૂડા પ્રકારે ઉપયોગ કરી શકે છે. તથા યાવત્ પ્રાણીઓ સ્વધર્મમાંથી પતિત થઇ શકતા નથી. તે રાજદંડ જ રાજા છે તેમ રાજા એજ રાજદંડ છે. આ રાજદંડજ સર્વ પ્રજાને શિક્ષા કરે છે. તેમ સર્વ પ્રજાનું અધર્મમાંથી તથા ભયમાંથી રક્ષણ પણ કરે છે. સૌ જગત સુઇ જાય પણ આ રાજદંડ સદાએ જાગૃત છે. માટે ધર્મ શાસ્ત્રના નેતા જનો આ સ્વધર્માચરણમાં સર્વોપયોગી આ રાજદંડને જ પ્રમાણરૂપે અંગીકારે છે. તેથી જ यथा राजा तथा प्रजा આ ન્યાય વર્ત્તાય છે. રાજા તે દંડ સ્વરૂપ હોય તો પ્રજા પણ તેજ ન્યાયને માનવાવાળી છે જ છે. જો રાજા અન્યાયી અસત્વાદી હોય તો પ્રજા પણ અન્યાયી પ્રપંચી અને અનૃતવાદી જ હોય છે. એટલા જ માટે ધર્મશાસ્ત્રકાર જણાવે છે કે–

समीक्ष्य सधृतः सम्यक्सर्वा रंजयति प्रजाः ॥
असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥

એટલાજ માટે સંપૂર્ણ સ્વધર્મ મર્યાદાનું પાલન કરી સત્યતાથી, ન્યાયથી પવિત્રતાથી, બ્રહ્મચર્યાદિક સેવનથી, પ્રજાપાલક, દયા, ઉદારતા, ક્ષમા, સંતોષથી અને અનેક રીતની પ્રમાણીકતાથી. ક્ષત્રિયપુત્રોએ આ રાજદંડ વિચારપૂર્વક ધારણ કર્યો હોય. તો તે સર્વ પ્રજાને પ્રીય, પ્રજા

રંજન કરનારો છે એટલે પ્રજાને સંતોષ પમાડનારો છે. અને સર્વ રીતે પોતાની અભિવૃદ્ધિ કરનારો છે. પરંતુ જો લોભને ખાતર માન અભિમાન મોહને ખાતર, પ્રપંચ દંભ પાખંડ છળકપટ વ્યભિચાર અનૃતને ખાતર વૈભવાદીકના શોખને ખાતર, આ રાજદંડ ધરાયતો પોતાના કુલનું, પુત્ર પૌત્રનું, લક્ષ્મીનું, સુખનું, આનંદનું, અને પોતાની પ્રજાનું, તેમ અધિકાર સત્તાનું, નિંકદન કરનારોજ જાણવો જોઈએ. જો સત્યમર્યાદાનો, ન્યાયનો, રાજદંડ ન હોય તો પ્રથમતઃ બલવાન (નોકરશાહી) પુરૂષો ગરીબ માણસોને તદ્દન છુંદીજ નાખે છે અધિકારીઓ પ્રજાને ચુસી ચુસી દબાવી દબાવીને લુંટી ખાય છે. રાજ્યસ્થિતિ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ જાય છે—અન્યાય, પ્રપંચ, છળકપટ, વિગેરે અનેક અપરાધો રાજ્યમાં ઉત્પન્ન થવા પામે છે. બ્રહ્મહત્યા સ્ત્રીહત્યા, બાલહત્યા વિધવાગમન વ્યભિચારાદિક વધતાં પાપનો પુંજ ઉત્પન્ન થાય છે. તેનો સર્વભાર રાજદંડ ધારકની અયોગ્યતાજ ગણાય છે. માટે ક્ષત્રિયપુત્રોએ બહુજ જાગૃત રહી રાજદંડ ધારણ કરવો. સતિ સ્ત્રીને જેમ અગ્નિ કે પરીતાપી વ્યભિચારી પુરૂષો સતાવી શકતા નથી. તેમ પરમ પવિત્ર ધર્મ જાગૃતીવાન સત્યવાદી જીતેન્દ્રિય પ્રમાણીક દયાવાન ક્ષમાવાન નિર્લોભી ઉદારતાવાન. યજ્ઞકાર્ય કરનાર નિરભીમાની, નિર્મોહી ન્યાયી ક્ષત્રિય નૃપતિને આ રાજદંડ કદાપી પણ દુ:ખ કષ્ટ કે ભય આપી શકનારજ નથી. તેમ

ન્યાય અસત્ય. અપવિત્રતા. આદી દુષ્ટોનો સત્વર વિનાશ
ઈ જાય છે. જેમ બ્રહ્મદંડ બ્રાહ્મણને પ્રાપ્ત છે-એમ
ાજદંડ ક્ષત્રિઓને પ્રાપ્ત છે. પૂર્ણ પ્રતાપી જીતેન્દ્રિય.
સત્યવાદી, દયાવાન ક્ષમાવાન તપશ્ચર્યાવાન. અક્રોધી બ્રહ્મ-
વેદ્યાપૂર્ણ જીવન્મુક્ત સંતયોગી બ્રાહ્મણજ આ બ્રહ્મદંડ
ારણ કરી શકે છે તેમ તેવાજ નિશ્ચયવાળા ક્ષત્રિય નૃપતિ
વિત્ર હોય તેજ રાજદંડ ધારણ કરી શકે છે એવો એક
ાખલો વસિષ્ટ અને વિશ્વામીત્રનો છે. શ્રીવસિષ્ટજીમહારાજ
જીવન્મુક્ત પરબ્રહ્મ સ્વરૂપ યથાયોગ્ય પુરૂષ હતા. તેથી
મની પાસે બ્રહ્મદંડ હતો. વિશ્વામીત્ર ક્ષત્રિયનૃપતિ હતા.
મને અત્યંત તપશ્ચર્યાથી પોતે બ્રાહ્મણ સ્વરૂપ થવા ઇચ્છતા
તા. પણ ક્ષત્રિયઓનો કેટલોએક રાજબીજત્વનો સ્વભાવ
બ્રાહ્મણના બળને પહોચી શકતો નથી. તેથી જ્યાં સુધી તે
ાહ્મણના બ્રાહ્મણપણાને અનુસરે નહિં ત્યાં સુધી તે ક્ષત્રિયજ
તા. તેથી વસિષ્ટ મહારાજ ઘણી વખતે તેને રાજર્ષિ
કહેતા હતા. તેથી તેમને અપમાન લાગતું હતું અને
હેતા માનતા કે આટલી આટલી તપશ્ચર્યાથી પણ
બ્રહ્મર્ષિ કહેવાતો નથી અને મને વસિષ્ટજ રાજર્ષિ
કે છે તેથી માહાન ક્રોધથી વસિષ્ટજીના સો પુત્રો તેમણે
ારી નાખ્યા. અંતે એક વખત શરદપૂર્ણિમાની નિર્મલ
ત્રીએ વસિષ્ટને મારવાનો નિશ્ચય કરીને વિશ્વામિત્ર હાથમાં
ાસ્ત્ર લઇ વસિષ્ટની પર્ણકુટી પાછળ સંતાઈ રહ્યા. રાત્રીના

સમયે નિર્મલ ચન્દ્રમાની રાત્રીમાં વસિષ્ટજી બીરાજ્યા હતા. તે વખતે પોતાનાં ઋષિપત્નીએ કહ્યું કે હે સ્વામી ! ! ! આજની રાત્રી કેવી નિર્મલ જણાય છે. ! ! ! તેના જવાબમાં વસિષ્ટજીએ કહ્યું કે હે સાધ્વી ! વાહ ! ! વાહ ! ! જેવું શ્રી વિશ્વામીત્રના તપનું તેજ નિર્મલ છે તેવી આ ચન્દ્રમા અને રાત નિર્મલ છે પોતાના તપનાં વખાણ પોતાના મનથી માનેલા વસિષ્ટ જેવા શત્રુના મુખથી નીકળતાં જોઈ વિશ્વામીત્રના હ્રદયમાંથી શત્રુભાવ અને ક્રોધ તુરત ઉતરી ગયો. શસ્ત્ર ધરેલા હાથે સામા આવી વસિષ્ટજીને સાષ્ટાંગ દંડવત કરી પગે લાગ્યા. અને અપરાધની ક્ષામ્યતા માગી. તે વખતે વસિષ્ટજીએ કહ્યું આવો બ્રહ્મર્ષિ-આ વખતે બ્રહ્મર્ષિ કહેવાનો અર્થ એવો કે. તપશ્ચર્યાવાન છતાં ક્રોધ અને શત્રુતા જેના હ્રદયમાં ચંડાળ રૂપે વાસ કરી, બ્રહ્મઘાતીક બનાવે એવાને બ્રહ્મર્ષિ કેમજ કહેવાય ? પણ જ્યારે તે નીકળી જતાં વિનય વિવેક બુદ્ધિથી શત્રુભાવ છુટતાં, ક્રોધ છુટતાં, પરમ પ્રેમસ્વરૂપ હ્રદયની સ્વચ્છતા થાય ત્યારે તેના તપનું તેજ પ્રભારૂપ ખીલે.

જ્યારે તેવો સ્વભાવ થયેલો વસિષ્ટજીના જાણવામાં આવ્યો ત્યારે જ તેમણે તેમને બ્રહ્મર્ષિ કહ્યા. વિશ્વામીત્રે પુછયું. તમોને મેં ઘણા શ્રાપ આપ્યા પણ તમને એક પણ કેમ ન લાગ્યો ? તેના જવાબમાં વસિષ્ટ કહેવા લાગ્યા કે. મારા સો પુત્રોને તમોએ માર્યા છતાં મને તમારા ઉપર વેર આવ્યું

નથી. તેમ તમને શત્રુરૂપે મેં જોયા નથી. એવું જે મારા બ્રહ્મસ્વરૂપના સભર અભેદ અદ્વિતીય જ્ઞાન ભક્તિના પુર્ણ બળરૂપ બ્રહ્મદંડ (બ્રહ્માસ્ત્ર) મારી પાસે છે. તેથી તમારા આપેલા શાપો મને દગ્ધ કરી શકયા નહોતા. વા તમારી પાસે રહેલા રાજદંડનો ત્રાસ ભય પણ મને લાગતો નહોતો. હવે તમો ક્રોધને જીતી શકયા છો. શત્રુત્વને જીતી શકયા છો. તમારામાં બ્રહ્મત્વને યોગ્ય વિનય વિવેક નમ્રતા અને સત્યતાએ વાસ કર્યો છે. આજ તમને પોતાના દુર્ગુણો સમજાવા લાગ્યા છે, તમો અપરાધની ક્ષામ્યતા ઇચ્છો છો. અને બ્રાહ્મણોને શીરોમણી માનો છે. આવા તમારા પ્રભુ તુલ્ય, બ્રાહ્મણ તુલ્ય, સ્વભાવને ધારણ કરવાના યોગથી તમો બ્રહ્મર્ષિ થયા છો અને આજથી તેજ સદ્ગુણોને યોગે બ્રહ્મદંડ તમારી પાસે પણ નિવાસ કરશે. હવે શિક્ષા કરવાનો રાજદંડ ત્યાગ કરો. અને શત્રુને પણ શિક્ષા ન કરવા યોગ્ય બ્રહ્મદંડ ધારણ કરો. અપરાધીઓના અપરાધના ફળરૂપ રાજદંડને છોડો અને અપરાધી જાણતાં છતાં તેનો બચાવ કરી અભય આપવારૂપ બ્રહ્મદંડને ધારણ કરો. બ્રાહ્મણત્વને છાજતા. સદ્ગુણો અને ન્યાય નીતીને ધારણ કરવાથી આ રાજદંડ પણ બ્રહ્મદંડનું ફળ આપે છે. બ્રહ્મદંડ આગળ રાજદંડનો કશો હિસાબ નથી. એવી પવિત્ર મર્યાદા સેવનાર નૃપતિઓ રાજદંડ ધારણ કરીને પણ બ્રહ્મદંડના ધારક જીવન્મુક્ત

યોગીના પરમપદને પામેલા છે. અને હાલ પણ સમજે તો પામે. શત્રુનો રાજદંડથી પરાજય કરવો તેના કરતાં શત્રુના ઉપરની શત્રુતાવટ છોડી અભય આપવાથી પરાજય કરે તે શ્રેષ્ટ છે. ક્રોધ, બલ, હિંસા આદી અનેક માનસિક શસ્ત્રોથી વિજય મેળવવો તેના કરતાં નિર્મલ ન્યાય, સત્ય વાણી, શૈલતા, ક્ષમા, દયા આદી સદગુણોના અહિંસક પરાક્રમથી વિજય મેળવવો શ્રેષ્ટ છે. ચોર પુરૂષોને ત્રાસ આપી શરણુ રાખવાને બદલે તેમને સદ્‌વિદ્યા સદ્‌બોધદ્વારાએ ક્ષમા આપી. ઉદ્યમે વળગાડી. ઉપકાર કરી. તેમની ચોરબુદ્ધિ તજાવી શરણુમા રહેવાની ઈચ્છા કરતા કરવા એ વધારે બળવત્તર છે. પ્રજાને મહાન્ મોટા ત્રાસદાયક કરોથી વિંધી નાખી પોતાનો ખજાનો તર કરવાની બુદ્ધિ કરતાં પ્રજાના વ્યવહારમાં લાભદાયક પ્રજાને સુખદાયક અને પ્રજાને જોઇતાં સાધનો વડે પડતી અડચણોમાંથી બચાવવા રક્ષણમાં સ્હાય-કારી બની. ઉદ્યમોની ખીલવણીથી પ્રજાને સંતોષ આપવા રૂપ ક્રિયાનો ખજાનો તર કરો. તો તે ધનનો ખજાનો પણ તર કરશે. અને પ્રજા આભાર માનશે એવો રાજદંડ તે બ્રહ્મદંડજ છે. એવા અદૂલ ઈન્સાફી દયાલુ રાજાઓ જનક રાજાની અને રામચન્દ્રની પેઠે સર્વ ભોગ ભોગવતાં પણ મુક્તજ છે.

જે નૃપતિની મતિ દ્વિજ સંસ્કાર રહિત અને ધર્મ શાસ્ત્રના અધ્યયનથી રહિત. કેવળ દેહાધ્યાસી હોય. તે

રાજા દંડની યોગ્ય વ્યવસ્થા કરી શકતા નથી. તેથી રાજા રાજધર્મથી ભ્રષ્ટ થાય છે. અને તેજ રાજદંડ તેમનેજ પરિતાપી થાય છે.

ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः।
त्रैविद्य वृद्धान्विदुषस्तिष्ठेतेषां चसासने॥

ક્ષત્રી નૃપતિએ પ્રભાતમાં ઉઠીને સ્નાન સંધ્યા અકાર પંચાયતન દેવ પૂજાથી પરમેશ્વરની ઉપાસના કરીને વેદ વિદ્યા વડે શ્રેષ્ટ એવા વિદ્વાન અને વૃદ્ધ બ્રાહ્મણોની સેવા કરવી. અને તેમની આજ્ઞા માન્ય કરવી. જો કે નૃપતિ પુત્રો સ્વભાવીક બુદ્ધિવડે અને અર્થ શાસ્ત્રાદિકના જ્ઞાનવડે કેળવાયેલા હોય. તોપણ તેઓએ વિદ્વાન બ્રાહ્મણો પાસેથી નિત્ય વિનય, વિવેક, નમ્રતા, વિગેરે બ્રહ્મચર્યથી થતો લાભ, જીતેન્દ્રિય પુરૂષોના વિજયો, સત્ય બોલવાથી થતા ફાયદાઓ દયા ક્ષમાથી થતી સદ્કિર્તિ, નીરભીમાનથી મળતી યોગ્યતા, વિગેરે જાણવુ. જે રાજા આમ વિવેક અને મર્યાદાઓ સંભાળે છે. તે નૃપતિને કદાપી પણ હાની પહોંચતી નથી.

## પ્રકરણ ૧૦ મું.

**અવિનય** રૂપથી બ્રાહ્મણોનું અપમાન કરવાવડે વેન રાજા તીરસ્કારને પામ્યો હતો અને આખરે તેને પ્રજાએ મારી નાખ્યો હતો. નહુષ રાજા ઇન્દ્ર થયો હતો અને

ઇન્દ્રપદના અભિમાનથી સપ્તર્ષિઓનું અપમાન કરતાં શાપ દીધો હતો અને સ્વર્ગથી ભ્રષ્ટ થઇ સર્પરૂપે હીમાલયમાં નવાસ કરવો પડયો હતો. વિગેરે દાખલાઓ પુરાણોમાં મોજુદ છે તેટલાજ માટે વિનય શીખવોજ જોઇએ.

त्रैविद्येभ्यस्त्रयीं विद्यांदण्डनीतिं च शाश्वतीम् ॥
आन्विक्षिकीं चात्मविद्यां वार्तारंभाश्च लोकतः ॥

ત્રણુ વેદને જાણુવાવાળા વિદ્વાન બ્રાહ્મણોની પાસેથી ત્રણુ વેદનું અધ્યયન કરવું. દંડનિતિ ભણાવનાર રાજનિતિજ્ઞ પુરૂષ પાસેથી દંડનિતિનો અભ્યાસ કરવો. જે ધન યોગ ક્ષેમરૂપ અચલ રહે એવા સદ્‌વર્તનના નિયમપૂર્વક ધનાદિક મેળવવા અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો. મીથ્યા કુતર્ક અને વિનાશ લાવનારાં પરીણામોથી ભરેલા કુતર્કો કે અવિચારી અનુમાનોરૂપ કુતર્કોનો ત્યાગ કરી ન્યાય, વિનય, વિવેક,થી ભરેલાં શાસ્ત્ર વિહિત તર્કોને માટે તર્ક વિદ્યાનો અભ્યાસ કરવો. બ્રહ્મવેત્તા જીવન્મુક્ત સંત યોગેશ્વર મહાત્માઓ પાસેથી પોતાના આત્મ કલ્યાણને માટે બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો. તેમ જ વ્યવહાર કુશળ પુરૂષોથી ખેતીવાડીનો, વ્યાપારાદીકનો, પશુપાલનનો, ઉદ્યોગ હુન્નરની વૃદ્ધિનો, પ્રજાને લાભદાયક કળા કૌશલ્યતાનો વિગેરે પોતાની પ્રજા અને પોતાને જેમાં વધારે સુખી રહેવાય. એમ જુદા જુદા વિષયો રૂપનો પણ અભ્યાસ કરવો.

**इन्द्रियाणां जयेयोगं समातिष्टे दिवानिशम् ॥**
**जितेन्द्रियो हिशक्नोति वशे स्थापयितुं प्रजाः ॥**

પોતાની ઈન્દ્રિયોને પોતાને વશ રાખવા માટે નૃપતિ કુમારોએ વા ક્ષત્રિય પુત્રોએ પોતાના જ કલ્યાણ [illegible] દિન-નીશ પ્રયત્ન ચાલુ જ રાખવો જોઇએ. કેમકે જીતેન્દ્રિય રાજા પોતાના આત્મ પ્રકાશ બ્રહ્મચર્યના બળથી પ્રજાને પોતાને પ્રેમવશ રાખે છે. અને શત્રુઓ પણ તેના સામું જોઇ શકવા શક્તિમાન થતા નથી. હવે ચાહે પૃથ્વીપતિ રાજા મહા-રાજા હોય કે નાના ગામ ગીરાસના ઠાકોર, ભાયાત, હોય કે ઘરધણી ક્ષત્રિય હોય, છતાં ધર્મશાસ્ત્રની મર્યાદા તો સર્વને માટે એક સરખી જ જાણવી જોઇએ. રાજાઓએ વા ક્ષત્રિય પુત્રોએ પોતાના કલ્યાણને માટે અથવા પોતાની પ્રજાના અભ્યુદયને માટે અથવા સ્વદેશોન્નતિને માટે ( એક રાજાનું જોઈ બીજા નૃપતિઓ પણ તેવો સુધારો કરવા લક્ષ રાખે ) વા પોતાના પુત્ર કુટુંબ સહોદરને માટે ધર્મ-શાસ્ત્રની મર્યાદા પ્રમાણે પોતાનું વર્ત્તન રાખવું જોઈએ. સ્વધર્મ એ બળવાન બનાવનાર તત્વ છે.

ધર્મ શબ્દનો શાસ્ત્રાર્થ જોતાં જણાય છે કે, ધૃઞ્ ધાતુનો અથ ધારણ કરવું એવો થાય છે. એ અર્થ સાથે મદ્ પ્રત્યય લાગવાથી ધર્મ શબ્દ સિદ્ધ થાય છે. મીમાંસા-કારનું વચન છે કે नोदना लक्षणोऽर्थो धर्मः ॥ વેદના વિધિ-રૂપ મંત્રોથી લક્ષણા પૂર્વક જે અર્થ પ્રેરાય છે. તે ધર્મ છે.

દ્રવ્ય ( પદાર્થ ) ગુણ, અને કર્મ તે ધર્મનાં સાધનો છે. અર્થાત્ વેદ વિધિનાં જે કર્મો તે ધર્મ કહેવાય છે. વેદમાં જેનો નિષેધ કરવામાં આવ્યો હોય તે લક્ષણો કે તે વર્ત્તનવાળો કે તે કર્મોવાળો તે ધર્મ કહેવાય નહીં. એમાં ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારેનો સમાવેશ થાય છે.

વળી વૈશેષિક દર્શનકારે यतोभ्युदय निश्रेयस सिद्धिःस धर्मः ॥ જે વેદની મર્યાદાવાળા પોતાના શરીર વ્યવહારના વર્તનથી, અભ્યુદય એટલે ઉન્નતિ–એમાં બધી પ્રકારની ઉન્નતિનો સમાવેશ થાય છે. જેમ વેદ કર્મોની ઉન્નતિ–સાત્વિક કર્મોની ઉન્નતિ–ધન ધાન્યની ઉન્નતિ–પૂત્ર પૌત્રાદિકની ઉન્નતિ–પ્રજાની ઉન્નતિ આદિ નાના પ્રકારના સુખની ઉન્નતિ સ્વદેશની ઉન્નતિ–એ પ્રમાણે શરીરને જે જે પ્રકારે સાધનીભૂત જણાય તે તે પ્રકારની ઉન્નતિ થાય. ( દીનપરહીન ઉદય કાળ જ દેખાય ) તથા નિશ્રેયસ એટલે–કલ્યાણકારી ભાવ એટલે શરીર સાધન સુખની ઉન્નતિ સાથે આ પોતાના જીવાત્માનું સત્ય સ્વરૂપ પરમાત્મા જ છે. આ સર્વ પરમાત્મા સ્વરૂપ છે અને તે सत्यंज्ञानमनंतंब्रह्म આ શ્રુતિથી અને તથી પણ પરે.

यतो वाचो निवर्तते अप्राप्य मनसासह ।
आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचनेति ॥

આ શ્રુતિના પ્રમાણભુત જીવ કે ઈશ્વર કે માયા કે શરીર કે જગત આદી દશ્યાદશ્ય કંઇ પણ નહિં. અર્થાત્

વાણીમાં આવતાં અને મનવડે કલ્પાતાં યાવત્ સ્વરૂપો **લય** પામે છે. અવશેષમાં અવશેષ અને પૂર્ણમાં અવશેષ જે રહે તે સ્વ સ્વરૂપ **પરમાત્મા** આનંદ સ્વરૂપ છે. તેને જાણીને નિર્ભય થાય છે. એ પ્રમાણનું સત્ય સ્વરૂપનું, જ્ઞાન સ્વરૂપનું, અને અનંત સ્વરૂપનું જે **ભાન** તે જ **નિશ્રેયસ** છે.

આમ બે પ્રકારથી એટલે શરીર તરફથી **અભ્યુદય** અને જીવાત્મા તરફથી **નિશ્રેયસ.** એમ બે વેદ વિધિની લક્ષણાના મર્મ વિચારનો જે પ્રમાણ માર્ગ બતાવનાર તે જ ધર્મ છે.

સારી રીતે યાદ રાખવું ઘટીત છે કે ધર્મ મર્યાદા પાલન કરવાથી શરીર નિદઢ અને લાંબુ આયુષ્ય ભોગવતું રોગ રહિત રહી શકે છે. ધન ધાન્યાદિક પશુ પુત્રાદિક પદાર્થોની પ્રાપ્તિ થાય છે, વેદ કર્મોનું બળ વૃદ્ધિ પામતાં સકામ કર્મનો વિલય કરી નિષ્કામ બ્રહ્માર્પણ ભાવના વધે છે અને પોતાની, પોતાની પ્રજાની, અને આખરે સ્વદેશની ઉન્નતિ થાય છે. હૃદય બળવાન બને છે. બુદ્ધિ સાત્વિક, અને અર્થ મર્મના ગુપ્ત તત્વો જાણવાવાળી થાય છે. બ્રહ્મચર્ય પાળવાની ઈચ્છા થાય છે. દયા, ક્ષમા, ઉદારતા, સહનશીલતા, પરમાર્થતા પ્રમાણીકતા વધે છે. નમ્રતા, વિવેક, વિનય આદીનો પ્રકાશ થાય છે. વિદ્વાન બ્રાહ્મણો અને સંત યોગી સંન્યાસી બ્રહ્મચારી વિગેરે જ્ઞાનનિષ્ટ પુરૂષોમાં પ્રેમ ઉત્પન્ન થાય છે. દેહના સુખનો નાશ કરનારી વિષય વાસ-

નાઓ અને અજ્ઞાનનો સમૂળો નાશ થાય છે. પવિત્રતા તપ, વ્રતના આચરણથી બ્રહ્મવિદ્યા તરફ સાચો દૃઢ વિશ્વાસ બેસે છે. અને જીવ બ્રહ્મની એકયતાના અભેદ યોગમાં રમવા સદ્ગુરૂ સંત પરમાત્મામાં પ્રેમભાવના પ્રગટ થાય છે. અને અંતે એકંદર જીવન્મુક્તતાનો અનુભવ કરાવે છે એવો એક માત્ર ધર્મ છે. ધર્મ શાસ્ત્રના જાણકાર વિદ્વાન મહાત્માઓ અગર બ્રાહ્મણો જે માર્ગ બતાવે તે જ ધર્મ કહેવાય છે. જેઓ રાગદ્રેષ રહિત હોય તે જ સંત કહેવાય છે. અને તે જ વિદ્વાન છે. શાસ્ત્રો પુરાણો આદિના અભ્યાસથી વિદ્વાન નથી. પણ તેમાં લખ્યા પ્રમાણે પોતાનું વર્ત્તન રાખે તે વિદ્વાન છે. નિરાલમ્બોપનિષદમાં વિદ્વાન શબ્દની વ્યાખ્યા કરી છે કે, सर्वान्तरस्थं सच्चिद्रूपं परमात्मनं वेत्ति सविद्वान् ॥ श्रुतेः ॥ સર્વ જીવાત્મા સ્વરૂપના અંતરમાં સત્ ચિત્ રૂપ આનંદઘન પરમાત્માને જે જાણે છે અને તેવી રીતે સર્વદા પોતાનું વર્તન રાખે છે. તે જ વિદ્વાન છે. એટલે વિદ્વાન શબ્દથી બ્રહ્મવેતા સંત જ વિદ્વાન છે. બાકી તે ધર્મ શાસ્ત્રનો બોધ કરે પણ તેમનાથી તે વર્ત્તનમાં મુકાય નહીં તે પઢત પંડિત જાણવા જોઈએ. ધર્મ શબ્દના અર્થથી મેધાતિથિ પણ જણાવે છે કે धर्मलक्षणश्चार्थो न लोकावगम्यः शास्त्रैकगोचरोयम् ॥ ધર્મરૂપ પદાર્થ લૌકીક માર્ગ વિચારથી જાણવામાં આવતો નથી, માત્ર એક શાસ્ત્ર પ્રમાણથી જ જાણવામાં આવે છે. લૌકિક પ્રમા-

ણનો આશ્રય લેનાર તે વિદ્વાન ધર્મિષ્ટ ગણાય નહિ. પણ શાસ્ત્ર પ્રમાણથી જે માર્ગ સત્ય છે તે પ્રમાણે વર્તન ચલાવવાથી તે ધર્મિષ્ટ કહેવાય છે તે જ વિદ્વાન છે. તે જ બ્રાહ્મણ છે તે જ સંત જીવન્મુક્ત છે.

અત્યારે તો આ ધર્મ શબ્દનો આધુનિક વિદ્વાનો "ફરજ" એવો અર્થ કરે છે–એનો શુદ્ધ ગુજરાતી શબ્દ કર્ત્તવ્ય કહેવાય, તો કર્ત્તવ્ય એટલે કર્ત્તાભાવનાથી કરાયેલું કર્મ–તે કર્ત્તવ્ય છે. એટલે આવો ટુંકો અને અવિધિરૂપ અર્થનો વિચાર હૃદયમાં ઠસાવવાથી તે ધર્મ શબ્દના અર્થમાં સમાવેશ કરી શકતો નથી. કર્ત્તાપણાની ભાવનામાં દેહોહં બુદ્ધિ રહે છે. અને તેવા દેહોહં બુદ્ધિના કર્ત્તાપણાના કર્મમાં રહેલો અકર્મ યોગ બદલાઇને વિકર્મ ભાવ પ્રાપ્ત થાય છે. કર્મ બ્રહ્માર્પણ કરવાને શાસ્ત્ર મર્યાદા છે. ફળની અપેક્ષા રાખીને કર્મ [ કર્તવ્ય ] કરાય છે તે સકામ થતાં પરમેશ્વરાર્પણ પણ ન ગણાતાં લૌકિક કહેવાય છે. જેથી કર્ત્તાપણાની ભાવનાનું તે કર્મ–તે ધર્મ સ્વરૂપ નથી જ નથી. શાસ્ત્ર પ્રમાણરૂપ એટલે બ્રહ્માર્પણ થતું કર્મ તે કર્ત્તવ્ય રૂપ નહિં. એટલે ધર્મનો અર્થ કર્તવ્ય અથવા ફરજ ગણાય જ નહિં. ફરજ એટલે કર્ત્તવ્ય તે જીવાત્માનો અહંકારી ભાવ છે.–અને ધર્મમાં તે ન હોવો જોઇએ. પ્રભુથી આજ્ઞારૂપ જે કર્મ–તે પ્રભુ કૃપારૂપે અભ્યુદય દર્શાવે. અને અંતે તે નિશ્રેયસ એટલે મોક્ષ પણ સમ-

આવે. એવાં જે કર્મો-અર્થાત્ શાસ્ત્ર પ્રમાણરૂપ કર્મો તેજ ધર્મ સ્વરૂપ છે એમ વિદ્વાનો માન્ય કરે છે.

જે માર્ગે પોતાનો શરીર વ્યવહાર ચલાવતાં અને આત્મા પરમાત્માની ઐક્યતા સાધતાં ઉન્નતિ અને મોક્ષ થાય. તેજ જો ધર્મનો સાચો અર્થ-હોય તો જીવાત્માઓ પોતાની આપે પોતાની ઈચ્છામાં આવે તેવા કર્ત્તવ્યોને ધર્મ માને નહિં. એવો સ્પષ્ટ અર્થ થાય છે-આ ઉપરથી પોતાના મોક્ષ અર્થને ખપનાં દયા, ક્ષમા, સત્ય, ન્યાય પ્રમાણીકતા, સાત્વિકતા, આદી શાસ્ત્રોમાં વિધિરૂપ વર્ણ-વેલાં કર્મો સેવે, તેમ જેને શાસ્ત્રોએ માન્ય કર્યાં નથી એવાં અવિધિનાં કર્મોનો ત્યાગ કરે. કરેલાં શાસ્ત્રવિધિનાં કર્મોને બ્રહ્માર્પણ કરે. તો તે ઉન્નતિરૂપ પણ થાય. અને મોક્ષરૂપ પણ થાય. તો તે ધર્મ કહેવાય. એમ સમજવું જોઈએ.

## પ્રકરણ ૧૧ મું.

આવો બરાબર અર્થ સમજીને શાસ્ત્રમાં કહેલા માર્ગે જ જવું જોઇએ. પોતાના ઈચ્છીત મન મંતવ્ય માર્ગે જવું એ શાસ્ત્રમાર્ગ કહેવાય જ નહિં. અને તેથી પોતાની મેળે ગમે તે રીતે પોતાનું કર્ત્તવ્ય બજાવતાં ઉન્નતિ પણ થાય નહિં. અને મોક્ષ માર્ગ પણ સિદ્ધ થાય નહિં.

પોતાના સ્વાર્થ કર્ત્તવ્યમાં તો **અધર્મને પણ ધર્મ મનાય,** અન્યાયને ન્યાય ધર્મ મનાય, અનિતિને નિતિ ધર્મ મનાય, દોષને નિદોષ ધર્મ મનાય. મોહને નિર્મોહ ધર્મ મનાય. સ્વાર્થને પરમાર્થ ધર્મ મનાય. વિષયી છતાં નિર્વિષયી મુકત ધર્મ મનાય. ક્રોધી છતાં અક્રોધરૂપ ધર્મ ગણાય. તો પણ કહેવાયકે હું જે કરૂં છું તે મનુષ્ય શરીરનું મારૂં મન કર્તવ્ય સમજીને કરૂં છું. એમ થાય તો પછી આથી બીજો **નાસ્તિક** કોણ ? ? પણ શાસ્ત્રમાં જેનો નિષેધ કરવામાં આવ્યો હોય તે માર્ગનો તમો પણ **નિષેધ** કરીને ચાલો ત્યારે વાત સાચી કહેવાય. વેદમાં नानृतंवदेत् જુઠું કદાપી પણ બોલવું નહિં. એમ જો પાળો તો તમારી વાત સાચી તે કર્ત્તવ્ય પણ સાચું. न सुरांपिबेत् " દારૂ ન પીવો એવો નિષેધ બતાવ્યો છતાં અમારા ક્ષત્રિઓનો તો ધર્મ છે કે દારૂ પીવો. એવો અર્થ કરવો તે **ધર્મ** પાદર્યો ગણાય નહિ. વેદમાં વિધિ અને નિષેધ એવાં બે પ્રકારનાં વાકયો છે. તેનો અર્થ બરાબર સમજવો જોઈએ. **ધર્મ** એટલે વેદમાં વર્ણવેલાં વિધિવાકયો પ્રમાણે પોતાનું વર્ત્તન ચલાવવું. તેજ **ધર્મ** કહેવાય છે. અને તે ચારવર્ણને માટે જ નિશ્ચયમાં આવેલાં છે માટે ક્ષત્રિયપુત્રોએ ધર્મ મર્યાદા અવસ્ય સેવન કરવી જોઇએ.

दशकाम समुत्थानि तथाष्टौ क्रोधजानि च ॥
व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥

ક્ષત્રિય રાજપુત્રોએ કામથી ઊત્પન્ન થએલાં દશ વ્યસનો અને ક્રોધથી ઊત્પન્ન થયેલાં આઠ વ્યસનો–પરીણામે દુઃખ દેનારાં જાણીને તેનો પ્રયત્ન પૂર્વક ત્યાગજ કરવો ઘટે છે. [ દશ અને આઠનું વર્ણન જુઓ ].

**मृगयाक्षा दिवास्वप्नः परिवादः स्त्रियोमदः ॥**
**तौर्यत्रिकं वृथाटया च कामजो दशको गणः ॥**

[૧] મૃગયા રમવી, [૨] જુગાર ખેલવો, [૩] દીવસમાં નિદ્રા લેવી, [૪] પરનિંદા કરવી, [૫] સ્ત્રીઓની સેવા કરવી, [૬] મદીરાપાન કરી મદમસ્ત બનવું. [૭] નાચતાં શીખવું. (૮) ગીતો ગાવાં, (૯) વાદીત્ર વગાડવાં, તથા [૧૦] વૃથા ભટકવું. આ દશ વ્યસન કામથી ઊત્પન્ન થાય છે. માટે આ દશ વ્યસનનો ક્ષત્રિય રાજપુત્રોએ પ્રયત્ન પૂર્વક ત્યાગ ઇચ્છિવો જોઇએ.

**पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थ दूषणम् ॥**
**वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपिगणोष्टकः ॥**

[૧] પારકાની ચાડી સાંભળવી અને ખાવી. (૨) સાહસકર્મ ( માહાત્માની નીંદા કરવી અગર તેમને કેદ વિગેરે દુઃખ આપવું તે ) કરવું. [૩] દ્રોહ એટલે કપટ કરીને વધ કરવો તે [૪] ઇર્ષ્યા–એટલે બીજાના અથવા સત્પુરૂષના ગુણોનું વા સતકિર્તિનું સહન ન કરવું તે [૫] અસૂયા એટલે અન્ય પુરૂષોના ગુણોને જાણતા છતાં તેના

ઉપર દોષનો આરોપ મુકવો તે (૬) અર્થ દુષણ એટલે અન્યનું હરી લેવાની બુરી દાનત રાખવી તે અથવા લેણદારનું લેણું ન આપવું તે (૭) વાગ દંડજ એટલે વાણીવડે તીક્ષ્ણતા ક્રૂરતા વાપરી સારા માણસને માટે હલકા શબ્દો વાપરવા તે–અને (૮) પારૂષ્ય એટલે પોતાનું બળ બતાવી મારામારી કરવી તે–એ આઠ પ્રકારનાં વ્યસનો ક્રોધથી ઉત્પન્ન થએલાં જાણવાં.

આ **કામથી** અને **ક્રોધથી** ઉત્પન્ન થએલાં વ્યસનોનું મૂળ **લોભ** છે, લોભથીજ આ બંન્ને ગુણો ઉત્પન્ન થાય છે. માટે તેને પ્રયત્નથી જીતવાની કાળજી નૃપતિ ક્ષત્રિય રાજપુત્રોએ ધારણ કરવી. કામથી ઉત્પન્ન થએલાં દશ વ્યસનોમાં નીચે જણાવેલાં ચાર વ્યસનો તો અવસ્ય જ ત્યાગ કરવાં જ જોઇએ.

**पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ॥**
**एतत्कष्टतमं विद्याश्चतुष्कं कामजे गणे ॥**

[૧] મદિરાપાન, (૨) જુગાર, (૩) સ્રીસંગ અને (૪) મૃગયા આ કામથી ઉત્પન્ન થનારાં ચાર વ્યસનોને ક્રમવાર ક્રમવાર મહા દુઃખદાયકજ જાણવાં જોઇએ. અર્થાત્ આ ચાર વ્યસનો તો રાજકર્ત્તાએ અવસ્ય મેવ ત્યાગ જ કરવાથી સુખી થાય છે. તેમજ

**॥ दण्डस्यपातनं चैव वाक्पारूष्यार्थ दूषणे ॥**
**॥ क्रोधजेऽपि गणे विद्यात् कष्टमेतत्त्रिकं सदा ॥**

(૧) મારામાદી કરી પતન કરવું. [૨] વાણીનો પુરૂષાર્થ કરી ગાળાગાળી કરવી. અને (૩) પરાયા ધનની હાની કરવી. એ ત્રણે ક્રોધજન્ય વ્યસનોમાં દુઃખ દેનારાં જાણવાં.

सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषंगिणः ॥
पूर्वं पूर्वं गरुतरं विद्यात् व्यसनमात्मवान् ॥

ઉપર ગણાવેલાં મદિરાપાન, જુગાર, સ્ત્રી સંગ, મૃગયા, મારામારી, ગાળાગાળી અને પરાયા ધનની હાની. આ સાત વ્યસન એક બીજાનાં અનુસંગી અને પૂર્વ પૂર્વ ભાવવડે વિશેષ દુઃખદાયક છે. માટે બુદ્ધિમાન, દક્ષગણાતા વિવેકી અને વિચારવાન નૃપતિરાજકુમારોએ આ સાતેનો સમૂળો (લોભ સહિત) ત્યાગ કરવા કદાપી ચુકવું નહિં.

काम जेषु प्रसक्तो हि व्यसनेषु महिपतिः ॥
वियुज्यतेऽर्थ धर्माभ्यां क्रोधजेष्वात्मनैवतु ॥

જે ક્ષાત્રિયરાજપુત્રો-કામથી ઉત્પન્ન થનારાં વ્યસનોમાં આસક્ત બને છે તે પોતાના ક્ષત્રિય ધર્મનો અને લક્ષ્મીનો નાશ કરે છે. અને જે રાજા ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનોમાં આસક્ત થાય છે. તેની બુદ્ધિ ભ્રષ્ટ થતાં બુદ્ધિને આદ્ય લઇને અંતઃકરણં ઇન્દ્રિઓ સહવર્તમાન શરીરનો નાશ કરે છે.

પૂર્વે વર્ણવી ગયેલા સાત વ્યસનોના શ્રગારરૂપ બનેલા આધુનીક ક્ષત્રિય નૃપતિઓ પોતાનું માન કિર્તિ બળ અને

સકળ પુરૂષાર્થનું ભંડોળ રૂપ આ સાતે ત્યાગ કરવા યોગ્ય ધર્મો પોતાને માટે સુખ સાધન છે. એમ માની બરાબર દ૯ પકડી બેઠા છે. અને માની બેઠા છે કે દારૂ પીવો, જીવડાં મારવાં, સ્ત્રી સંગમાં મરદાઇ બતાવવી અને જુવા પત્તાં ખેલવાં, એ તો અમારો ક્ષત્રિઓનો ધર્મજ છે. પણ બંધુઓ ! ! ! વિચાર કરો કે જેનો શાસ્ત્રમાં નિષેધ કીધો તે કદાપી **ધર્મ** કહેવાયજ નહિં. દારૂ પીવાથી, જીવડાં મારી તેનું માંસ ખાવાથી, અતિ સ્ત્રીસંગ કરવાથી તથા જુગાર રમવાથી તમારી ઉન્નતિ કેવી રીતે માનશો ? ? જુઓ મદ્યપાન કરવાથી માણુસ બેભાન થાય છે. મોંમાં ધુળ પેશી જાય છે. ગમે ત્યાં લથડી પડે છે. શરીરનું ભાન રહેતું નથી. લાજ છોડી નગ્ન ફરવા લાગે છે. પોતાની પવિત્રતા ધર્મ કર્મ સ્નાન સંધ્યા સહિત બુદ્ધિનો નાશ થાય છે. પવિત્ર બ્રાહ્મણો તેનો તિરસ્કાર કરે છે. સદ્‌ગુણોનો લય થાય છે. સત્પુરૂષો તેવાનો વિશ્વાસ રાખતા નથી. પોતાની ગુપ્ત પણ કહી દેવાય છે. નિંદાપાત્ર ગણાય છે પ્રભુનો કોપ થાય છે. ઉપવિત ભ્રષ્ટ થાય છે. મદ્યપાન કરનારને અવસ્ય માંસ ખાવુંજ પડે છે. એટલે એક દુર્ગુણ ધારણ કરવાથી બીજો દુર્ગુણ પણ આવી વસે છે સંગ્રહવો પડે છે. કેમકે મદિરાની આતસમાં માંસ ન ખાય તો મદિરા તેનું કાળજુ બાળીને તેને ક્ષય ઉત્પન્ન કરી મૃત્યુને વશ કરે છે. માટે* **જીવહિંસા કરવી** જ પડે છે. જેવી રીતે પોતે **પરમેશ્વરની**

સૃષ્ટિમાં એક જીવાત્મા રૂપ છે, તેવીજ રીતે પરમાત્માની સૃષ્ટિમાં તે જીવાત્માઓ પણ પ્રભુના જીવાત્માઓ છે. તમો પોતાને માટે સ્વતંત્રતા સમજ્યા છો ત્યારે તે પણ પરમેશ્વરના જગતરૂપી બગીચામાં સ્વતંત્ર રમે છે. તમને કોઇ મારે તો તમને જેવું કષ્ટ થાય, તેવું તેઓને મારવાથી પણ કષ્ટ થાય છે. તમને કડવું કહેવાને શા માટે ડર ખાવો જોઇએ ? ? અધર્મ માર્ગેથી તમને બચાવવા માટે અમો યત્ન શા માટે ન કરીયે ? ? તમો અંધ બની કુવામાં પડતા હો તો તમને શા માટે બચાવવા નહિં ? ? બ્રાહ્મણો અને સંત પુરૂષો તમારા હિતકર પુરૂષો છે. તેઓ જો તમને સત્ય માર્ગ ન બતાવે તો તે કોઇ કારણસર તમારી ભુલ બતાવવાને તમારા માન સત્તા મોહથી દબાયેલાજ હોવા જોઇએ. તમારા ધનની, તમારા માનની, તૃષ્ણાવાળા તેઓ નિર્બલ હોવા જોઇએ કે તેઓ પોતાનું પણ અહિત ઇચ્છે છે. અને તમારૂં પણ અહિતજ ઇચ્છે છે. જો સાચા હિતકર હોય તો ભલે કટુ લાગે-પણ હિતકર બોધ કરી તમને પાપમાંથી, દુઃખમાંથી, અપમાનમાંથી, નિર્બલતામાંથી, અને વ્યસનના બંધનમાંથી મુક્ત કરવાજ જોઇએ. વિચારો કે જે શરીર બ્રહ્માના બાહુમાંથી ઉત્પન્ન થાય છે તે રૂપે પણ પવિત્ર છે. વળી તમને ઉપવિત સંસ્કારથી દ્વિજ એવો વેદાધિકાર પરવાનો મળેલો છે. તે પણ ઉચ્ચતર પવિત્ર છે. તમારૂં આ મુખ વેદમંત્રોને બોલવા રૂપ પરમાત્માની સ્તુતિ કરવા

રૂપ, સંત બ્રાહ્મણોના વંદન ગુણ ગાવા રૂપ, પવિત્ર મિષ્ટાન્ન પયપકવ ઘ્રત પકવ વા ખાટાં ખારાં તીખાં વિગેરે દેવ નૈવેદ્યમાં વાપરવા ભોજન કરેલાં હોય. તે નૈવેદ્ય થયા પછી પૂર્ણ શાન્તિથી પ્રસાદ લેવા રૂપ-વિવેક વાણી બોલવા રૂપ. સત્ય વાણી બોલવા રૂપ-નમ્ર વાણી બોલવા રૂપ-સુગંધયુક્ત પાન સોપારી એલાયચી લવિંગ કસ્તુરી આદિ પદાર્થ ખાવા રૂપ-પ્રભુ કિર્તન કરવા રૂપ, પ્રભુ સ્મર્ણ કરવા રૂપ, આવા પવિત્ર મુખમાં આ દારૂ તાડી શોભશે કે ?? આવા પવિત્ર મુખમાં આ અનેક જીવોનાં-પક્ષીઓ રૂપનાં માંસનો આહાર શોભશે કે ?? આ પવિત્ર વેદોચ્ચારવાળા ગળામાં એવો ગંધાતો તામસી પદાર્થ ઉતરે છે કે ?! આ પવિત્ર દંતપક્તિ નીચે કેવળ નિર્દય રૂપથી જીવના માંસના કડકા ચવાય છે કે ?? અરે !!! આ ક્ષત્રિય રાજપુત્રો જેવા બ્રાહ્મણોથી નંબર બીજાના પવિત્ર બંધુઓને શોભા રૂપ કે **ધર્મરૂપ** હોય કે ?? તમારાથી ઉતરતા વૈશ્ય અને તેનાથી ઉતરતા શૂદ્ર કે જે શૂદ્રો પણ દારૂ માંસને અડકતા નથી. કલાલની દુકાન પોતાને ઘેર માંડતા નથી. કસાઈનું બારણું પોતાનું મેહેલ જાણતા નથી, તે તમો ઉપવિત પહેરો. વેદ કર્મ કરાવવાનો આગ્રહ કરો, બ્રાહ્મણો કે જે પૈસાને માટે ગુલામ બન્યા છે ને તમોને પૈસા ખાઈ પણ સુધારતા નથી. તમારૂં હિત સાચવતા નથી. તેવા લોભી બ્રાહ્મણો તમને કર્મ કરાવે તો તેઓ પણ અધોગામી થવાના અને તમને પવિત્ર

બનાવ્યા વિના તમોએ પણ કર્મ કર્યું. તેથી તમારી પણ તેજ **સ્થીતી** થવાની. હવે આથી વિશેષ ઠપકો તમને કોણ આપનાર છે. આવાં હિતકર કટુવચન તમારા **સત્ય હિતસ્વી** વિના કોઇ કહી શકવા શક્તિમાન નથી. શત શૂદ્રો કે જે દારૂ પીએ નહિં, માંસ ખાય નહિં, તેવા પવિત્રપણે પોતાનો ધંધો કરીને પોતાનું ગુજરાન કરતા હોય તેનું **દાન** પણ લેવાય નહિં. અને આ દારૂ પીનાર, માંસ ખાનાર, ક્ષત્રિયપુત્રોને ત્યાં વેદ કર્મ તો કરાવાય ! ! ! અહાહા ! ! ! આ કલિયુગ નહિં તો બીજું શું ? ? ? રાજમેહેલમાં ગણપતિ આદી પંચાયતન દેવ હોય તેની પૂજા લોકને બતાવવાને કરવાની. અને સવાર થયો કે પાણીમાં ઉછરતાં, ઉડતાં, બીચારાં નિરપરાધી જીવાત્મા પ્રાણીઓનો સંહાર ! ! ! અરે આતો પરમેશ્વરની પૂજા કરી પુષ્પ ચઢાવાતાં હશે તો ? ? જે હિંસક પ્રાણીઓ વાઘ, વરૂ, ચીતા, રીંછ આદી કુરતાથી ગાયો જેવાં સાત્વિક પ્રાણીઓનો અને મનુષ્ય જેવા પરમેશ્વર રૂપ પ્રાણીઓનો વિનાશ કરે. તેમના ત્રાસમાંથી તમારી તલવાર બંધુક ઉગારનાર જાણી તમને " **ગૌબ્રાહ્મણ પ્રતિપાલ** " એવો **દેવનો અધિકાર અને ચાંદ** આપ્યો. તે શું કબુતરાં, હોલાં, જળકુકડી, બતકોનો નાશ કરવા માટે કે ? ? ભાઇઓ ! ! ! આ સંસારની ગુલામગીરીમાંથી છુટવાને તમારૂં શૂરાતન જ્યારે કામ આવતું નથી. ત્યારે તમો જળકુકડીઓને મારી ક્ષત્રિયનું શૂરત્વ જણાવો

છો કે ?? તમો પોતાને કેટલે ઉચ્ચે દરજ્જે અનુભવો છો ?? જીવાત્માઓમાં અને સૃષ્ટિ વિલાસમાં નીચામાં નીચી યોની પાષાણુયોનીના જીવો તે. તેનાથી ઉંચા ઝાંટવા, વેલા, અને વૃક્ષ સમૂહ યોનીના જીવો છે તેનાથી ઉંચા પરચુરણ અને પક્ષીયોનીના જીવો છે તેનાથી ઉચા પશૂયોનીના જીવો છે. તેનાથી ઉંચા મનુષ્યયોનીના અતિ શૂદ્રાદિક જીવાત્માઓ છે તેનાથી ઉંચા અસત્સત્ શૂદ્રાદિકો છે તેનાથી ઉંચા વૈશ્યો છે અને તેનાથી ઉંચા તમો ક્ષત્રિય રાજપૂત્રો ઉંચામાં ઉંચા છો. માત્ર તમારાથી ઉંચા એકુપદ બ્રાહ્મણો જ છે. અને બ્રાહ્મણથી ઉંચા પરમાત્મા પરમેશ્વર છે. હવે તમારે અને પરમેશ્વરને એકજ ભીંત રહી ત્યાં તમો હાથે કરીને પશુ કરતાં અને પક્ષી કરતાં પણ નીચા બનવાની ક્રિયા કરો છો એ તમને શોભા રૂપ છે કે ?? જરા આંખો ઉઘાડીને જુઓ !!! અમો સાચુ કહેનારા જ્યારે તમારા શત્રુ રૂપ તમને દેખાઇએ. ત્યારે તમને દારૂમાંસ લાડ કરી કરી પાનારા અને ખવરાવનારા **"મારા સમ તમારા સમ"** કરી કરી પાય. એ તમારા સાચા મીત્રો તમને સમજાયા. ત્યારે હવે ધર્મની અવધીજ આવી જાણો. જરા કડણુ તો પડશે. પણ ધોબીરૂપ બનેલા આ બોધક પુરૂષોને હવે તમારાં ઘણા જન્મનાં મેલાં કપડાં **ધોવા દો-ધોવા દો** સાફ ધોળાં ચંદન જેવાં કરી આપે છે. તેને રોકો નહિ. તેને રોકશો નહિં. આ બોધ વૃષ્ટિમાં ઉભા રહી પાપોનું ક્ષાલન

કરી નાખો. એમ ખરી ખાત્રીથી માનો કે આટલા જન્મોથી કોઈ ધોનારો મળ્યો હોત તો ક્યારનાએ પ્રભુપદને પામી મુક્ત બન્યા હોત. પણ તેમ નથી બન્યું પણ આ વખતે અનેક તરેહથી પુણ્યનો યોગ આવી લાગતાં આ બોધામૃત વૃષ્ટિનો અખંડ ધારરૂપ વરસાદ વરસે છે તો હવે પૂર્ણ પવિત્ર બનીને પ્રભુના ચર્ણમાં નિવાસ કરો એટલે જન્મ-કૃતાર્થ !!! મદિરાપાન અને માંસાહાર આ બે વધ્યાં તો ત્રીજો સ્ત્રીસંગ વધ્યો. અને આ બે અપવિત્ર પાપો નાશ પામ્યાં કે ત્રીજું પાપ એની મેળે નાશ પામે છે. અને ચોથું તો મરીજ ગયું જાણો. શમશેર પકડનારો ક્ષત્રિ-પુત્ર શેર એટલે વાઘ અને સમ એટલે બરાબર વાઘ બરા-બર વાઘ જ છે. તે બકરાબકરીનો-ભુંડ ભુંડણીનો-વ્યવહાર કદાપી કરતો જ નથી. તે વિષયી હોતો જ નથી. વાઘનો બચ્ચો વાઘરૂપજ હોય છે. જે વાઘ હોય છે તે વાઘણ સાથે જ સંગ ઇચ્છે છે. વાઘણ એકાદ વખત ફળે છે અને ભુંડણી ઘણી વખત ફળે છે જે ભુંડણી હોય છે તેને વાઘ સાથે રમવાનો વખત સ્વપ્નામાં પણ નથી. તેમ વાઘ હોય તે મરણાન્તે પણ ભુંડણી સાથે વિહાર કરતો નથી—

एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना ॥
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥

જેમ એક પણ જો સુવૃક્ષ હોય તો તેના સુપુષ્પની સુગંધીવડે સર્વ વન સુવાસિત થાય છે. તેજ પ્રમાણે પો-

તેના કુલમાં એકજ સુપાત્ર પુત્ર પાકે છે તો આખું કુલ સુપાત્ર થાય છે જેમ મેઘમંડલ આકાશમાં તારાઓ ઘણાજ હોય છે પણ તે અંધકારનો નાશ કરવાને સમર્થ નથી. પણ એક જ ચન્દ્ર અવસ્ય અંધકારનો નાશ કરે છે તેમજ એકજ પુત્ર સુપાત્ર હોય તો રાજ્યને તારે છે, પોતે તરે છે, અને કુપાત્ર પુત્રો વધારે હોય તો પણ તેથી શું ? ? રાજાની ગાદી ઉપર એક પુત્ર હોય અને તે સુપાત્ર હોય તો સૂર્ય સમાન ગણાય છે. અને તે પરમેશ્વરની કૃપારૂપ ગણાય. સંસારના વિષયી અંધ પુરૂષો ઘણા પુત્ર પુત્રીઓથી પોતાને મહાન્ મનાવે છે અને તેને પરમેશ્વરની કૃપા માને છે. પણ પણ એ ખોટું માનવાનું છે તેના ઉપર કામદેવની કૃપાથી અને વિષયોની કૃપાથી આ બધો ઢગલો છે. એમ જાણવું. ઉલટી અતિ પ્રજાથી રાજ્ય પૃથ્વીના ભાગ પડી જાય છે અને અતિ પ્રજાના દર્શનથી તેના બાપની વિષયીરૂપે પરીક્ષા પણ થઇ જાય છે પણ યાદ રાખવું જોઇએ છે કે.

यथा यथा निषेवंते विषयान्विषयात्मकः ॥
तथा तथा कुशलता तेषां तेषूपजायते ॥

વિષયોની આસક્તિવાળા વિષય મોહી પુરૂષો જેમ જેમ વિષયોનો વિશેષ ઉપભોગ કરે છે. તેમ તેમ તેવા પુરૂષો વિષયોમાં કુશળતાની વૃદ્ધિને પામે છે.

तेऽभ्यासात् कर्मणां तेषां पापानामल्प बुद्धयः ॥
सं माप्नुवंति दुःखानि तासु तास्विह योनिषु॥

તે વિષયોમાં અભ્યાસ વડે તેવા વિષયી પુરૂષોના શુક્રનો નાશ થતાં અંતે તેની અલ્પ અને મંદબુદ્ધિ થઈ જાય છે. મંદબુદ્ધિથી સુક્ષ્મવિચાર કરવાની શક્તિ તેને રહેતી નથી. જ્યાં સુક્ષ્મ વિચાર નથી ત્યાં જ્ઞાન નથી અને જ્યાં જ્ઞાન નથી ત્યાં ભક્તિ પણ નજ હોય. એવી રીતે તે સર્વનો નાશ વિષયોથી થાય છે અંતે તે વિષયી જીવાત્મા વારંવાર પાપકર્મમાં ઉત્સુક રહેવાથી અનેક પશુપક્ષીની અધમ યોનીમાં અવતરીને બહુજ દુ:ખો ભોગવે છે એમ ધર્મશાસ્ત્ર કહે છે.

અતિ સ્ત્રીસંગ કરવાને ક્ષત્રિયપુત્રોને ધર્મશાસ્ત્રકાર મનાઈ કરે છે તેનું કારણ એવું સમજવાનું છે કે પરમાત્માના પરમ પદને પામવા યોગ્ય વૈશ્ય-ક્ષત્રિય અને બ્રાહ્મણો ઉત્તરોત્તર ઉચ્ચ ઉચ્ચ અધિકારી છે. બ્રાહ્મણથી નંબર **બીજોજ** ક્ષત્રિય છે. જ્યારે તે ઘણોજ પાસેમાં પાસે છે વળી બ્રાહ્મણો જેમ તપથીજ હવે છેલ્લામાં છેલ્લા જ્ઞાન ભક્તિના બળે પરમાત્માને પામે છે તેમ ક્ષત્રિય નૃપતિઓ સત્ય, ન્યાય, દયા, ક્ષમા, સાત્વિકતા બ્રહ્મચર્ય, પરોપકાર, ઉદારતા, પ્રમાણીકતા, આદિ મહાન ગુણોની તપશ્ચર્યા અને રાજ્યવૈભવ ભોગોના દેહાભિમાન મોહથી રહીતપણાએ સત્ય ન્યાય આપી, અહિંસાને સેવી પરમપદને અગર બ્રાહ્મણત્વને પામવા યોગ્ય થાય છે માટે રાજાએ સત્યન્યાય વખતે પ્રજાના રક્ષણને માટે અત્યંત વિર્યબલથી સુક્ષ્મ-

બુદ્ધિનો સતત્ વિચાર સેવવો પડે છે માટે રાજાએ સારી રીતે બ્રહ્મચર્યનું સેવન કરી સંતોષ વિર્ય ધારણ કરવું કે જેથી સત્યાસત્ય બરાબર સમજીને ન્યાયાસન શોભાવે છે. માટે બહુ સ્ત્રીસંગ કરવો નહિં. સ્ત્રીસંગથી વિર્યનો નાશ થતાં બુદ્ધિ ચક્ર લુખું ફરે છે. અને ચક્રો ઘસાઈ જાય છે તેથી તેનો ખખડાટ થતાં સુક્ષ્મવિચારની ગતી બંધ થઈ જાય છે. જ્યાં બુદ્ધિનો નાશ થયો. અર્થાત્ બુદ્ધિનો નિશ્ચયાત્મક ધર્મ નાશ પામે એટલે બુદ્ધિ જ મનરૂપ થઈ અનેક સંકલ્પ વિકલ્પરૂપ બની જાય છે. એટલે નીચી ઉતરી જાય છે. ત્યાં અહંકારના પંજામાં સપડાય છે એટલે આત્માના ભાનથી રહિત થાય છે એમ બુદ્ધિનો નાશ થતાં નિશ્ચયાત્મકરૂપ આત્મભાનનો પણ નાશ થાય છે એવો અનુભવ વિર્યનાશનો થાય છે જેથી દરેક માણસે બ્રહ્મચર્ય પાલન કરવા ઉપર પુરતું ધ્યાન આપવું જોઇએ અને નૃપતિઓએ તો સત્ય ન્યાય આપવાનો છે. તેથી વિશેષે બલવાન ધ્યાન આપી દુઃખના પંઝામાંથી બચવું જોઇએ છે.

द्युतं समाव्हयं चैव राजा राष्ट्रान्निवारयेत् ॥
राजान्त करणावेतौ द्वौ दोषो पृथिवी क्षिताम् ॥

હવે જુગારને માટે જુઓ. કે જ્યારે માનવ ધર્મશાસ્ત્રમાં ક્ષત્રિય નૃપતિઓએ પોતાના સ્વદેશમાંથી દ્યુત તથા સમાવ્હય એ બન્ને રમતોનો સમુળો નાશ કરવો. કેમકે

આ બંન્ને રમતો ક્ષત્રી નૃપતિના રાજ્યની પાયમાલી કરનાર છે. આ બન્ને રમતો ઉઘાડી રીતે એક જાતની ચોરી ગણાય છે માટે આ બંન્ને રમતોનો નાશ કરવાને રાજાએ સતત પ્રયત્નજ કરવો જોઇએ. સોગટાંબાજી, ગંજીફાનાં પાનાં, હારજીતની ચોસર, સટ્ટાના ધંધા, આંકના, અફીણના, ઇત્યાદી વ્યાપારના હવે સટ્ટા થવા લાગ્યા છે. એ પણ દ્યુતજ છે.

द्युतमेतत्पुरा कल्पे दृष्टं वैरकरं महत् ॥
तस्माद् द्युतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥

પૂર્વકાળમાં દ્યુત રમતમાં માહાન્ મોટું વૈર ઉત્પન્ન થયેલું જાણવામાં અને જોવામાં આવ્યું છે. તેથી માહાન્ બુદ્ધિમાન પુરૂષોએ હાસ્યવિનોદમાં એટલે ગમ્મત રમતમાં પણ દ્યુત, સોગટાંબાજી કે ગંજીફાનાં પતાં રમવાં નહિં.

## પ્રકરણ ૧૨ મું.

આવી રીતે શાસ્ત્રવિધિ દ્યુત રમવાને માટે મના કરે છે. તેથી રાજાઓએ તેનો નાશ કરવાનો પ્રયત્ન કરવો. જ્યારે રાજાઓને દ્યુતની રમત પ્રજામાંથી નાશ કરવા ધર્મશાસ્ત્ર આજ્ઞા કરે છે ત્યારે રાજાને પોતાને વા પોતાના પુત્રોને રમવાને માટે આજ્ઞા કેમજ હોવી જોઇએ ???

આજકાલ તો એવું ચાલે છે કે, ચાર ભાઈબંધો ભેગા થયા કે ચાર માણસો એકાન્ત સમયે નૃપતિ કુમાર પાસે ભેગા થયા કે આ ગંજીફો કાઢયો કે આ ટપટપીયું વગાડવા લાગ્યા. નીરાંતે ફુરસદથી બેસી ટીપી એકબીજાની હારજીતની ગમત કરી વેરાય. પણ ધર્મશાસ્ત્ર તો હાસ્ય ગમતમાં પણ જુગાર દ્યુત પાનાં રમવાને મનાઇ કરે છે. તે તરફ ધ્યાન આપો.

મૃગયા રમવી એ પાપરૂપ છે. છતાં કંઇક અંશે મૃગયાની રમત નિયમીત હોય તો વિશેષ ઠીક–કારણ તેથી કુદવા દોડવાની કસરત થાય છે. તેથી પીત્ત શ્લેષ્મ વિગેરે દોષો ક્ષય પામે છે. નિશાન વિંધવામાં બળવાન બને છે. પણ તે રમત આસક્તિરહીત ( મૃગયા ) રમવી જોઇએ. મૃગયા રમવામાં નાનાં નાનાં નિરપરાધી પક્ષીઓનો નાશ કરી પોતાના ઉદરના પોષણનો સ્વાર્થ તેમાં હોવો જોઇએ નહિં. મૃગયાની કંઇક છુટ હોવાથી હવે મૃગયામાં તો પાપી પેટ ભરવાનો ધંધો થઇ પડયો છે. ત તરફ ધ્યાન આપવું જો જીવહિંસામાં પાપ ન હોય તો ધર્મ શાસ્ત્રકારો જીવહિંસાનું પ્રાયશ્ચીત શા માટે વર્ણવે ? ? માટે પાપ થાય છે તેથી ક્ષત્રિય નૃપતિઓનો બચાવ કરવા તે પ્રાયશ્ચીતનો નિશ્ચય બતાવવામાં આવ્યો છે.

हत्वा हंसं बलाकांच बकं बार्हिणमेवच ॥
वानरं श्येनभासौच स्पर्शयेत् ब्राह्मणाय गाम् ॥

દ્વિજ પુરૂષોએ બગલીને, બગલાને, મોરને, વાંદરાને, શકરાબાજને, અને ભાસને મારીને બ્રાહ્મણને ગાયનું દાન આપવું. બકરાને અને મેંઢાને મારીને બલદનું દાન આપવું. માંસાહારી [વાઘ, રીંછ, ચિત્તા]ને મારીને દુઝણી ગાયનું દાન આપવું. વિગેરે જે પ્રાયશ્ચીત વિધાન બતાવે છે તેથી સમજાય છે કે જો તેવાં જીવડાંને મારવાનું પાપ ન હોય તો તેનું પ્રાયશ્ચીત શા માટે બનાવવામાં આવ્યું છે ? ? તેનો વિચાર કરો.

મદિરાપાનને માટે પણ તેવુંજ પ્રાયશ્ચીત શાસ્રકાર સૂચના કરે છે.

**अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरा संस्पृष्टमेवच ॥**
**पुनः संस्कार मर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥**

ન જાણવામાં આવવાથી જે અનાજને વિષ્ટાનો મુત્રનો અને સુરા એટલે મદિરાનો સ્પર્શ થયો હોય અને તે અનાજ ખાધામાં આવે તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો કે જેઓ દ્વિજાતી અધિકાર વાળા છે તેઓએ પુનઃ ઉપનયન સંસ્કારરૂપ પ્રાયશ્ચીત લેવું જોઇએ.

આ એકજ શ્લોક વિવેકી અને શ્રદ્ધાવાન પુરૂષને માટે બસ છે. અને અવિવેકી અવિચારી અને અશ્રદ્ધાળુ માણસને હજારો શ્લોક ધર્મશાસ્ર કહે. પણ જેને પોતાને નુકશાન કરનાર પોતાને અહિત કરનાર પોતાના ન્યાયરૂપ ક્રિયા કરી છે. અને મિથ્યાભિમાનથી શાસ્ર ઉપર પણ પગ મુકવો છે તેને કહેવાથી પણ શું છે ? ?

જ્યારે દ્વિજાતીને એમ જણાવે છે કે મદીરાનો માત્ર સ્પર્શજ થયો હોય એવું અનાજ ખાવાથી પુનઃ સંસ્કાર કરવા પડે ત્યારે કેવળ વ્યસનરૂપથી અગર શરીર સુખબુદ્ધિથી કે વિષયબુદ્ધિથી જાણી જોઇને મદીરાપાન કરે તો પછી હવે શું પ્રાયશ્ચીત આપવું તે લખવુંજ શા માટે??

सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ॥
तस्माद् ब्राह्मण राजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥

સુરા અન્નના લોટમાંથી બને છે માટે તે અન્નનો મલ કહેવાય છે. અને મલ તે પાપનુંજ નામ છે માટે બ્રાહ્મણે ક્ષત્રિયે અને વૈશ્યોએ સૂરા કદાપી પીવી નહિ.

આ ઉપરથી ક્ષત્રિય રાજપુત્રોને સમજાશે કે, મદીરા પીવાનો ક્ષત્રિય રાજપુરૂષોનો ધર્મજ નથી તેમ જીવહિંસા કરવી તે પણ ક્ષત્રિય ધર્મ નથી. આવી રીતે ધર્મશાસ્ત્રની સાફ મનાઇજ છે.

મહાપાપના પ્રાયશ્ચીત વિધાનમાં શાસ્ત્ર લખે છે કે

सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ॥
तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એટલે દ્વિજવર્ણના કોઇએ સુરા પીધી હોય તો તેણે સુરાને અગ્નિના જેવી લાલચોળ કરી ઊની ઊની તે પીવી તેથી તેની કાયા બળી જાય છે. એટલે તે પાપમાંથી મુક્ત થાય છે.

यक्षरक्षः पिशाचान्नं मद्यं मांस सुरासवम् ॥
तत् ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥

મદિરા છે તે યક્ષોનું ભોજન છે. માંસ છે તે રાક્ષસોનું ભોજન છે. અને સુરા આસવ તે પિશાચોનું ભોજન છે. માટે દેવોનું હવિષ્ય એટલે દેવપ્રસાદ લેવાનો જેને અધિકાર છે એવા દ્વિજાતીઓએ કદાપી તેવા પદાર્થો ખાવા કે પીવા નહિં. આવાં પાપ કરવાથી તે પતિત થાય છે.

अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ॥
प्रसक्त श्चेनिन्द्रयार्थेषु प्रायाश्चत्तायत नरः ॥

જે પુરૂષ વેદવિહિત સંધ્યા વંદનાદિક અને શાસ્ત્રોક્ત વર્ણાશ્રમાનુકુલ કર્મ કરતો નથી. તેમ શાસ્ત્રોએ જે કર્મને નીંદીત કરેલું છે તેવાં હિંસા વિગેરે નીંદીત કાર્યો કરે છે. તથા પોતાના શરીર ઇન્દ્રિયના વિષયોમાં સદાકાલ આસક્તિ રાખેલી છે તે પુરૂષ પતિત કહેવાય છે. તેણે પ્રાયશ્ચીત કરવું જ જોઇએ. અર્થાત્ પોતાનું કલ્યાણ કરવાને માટે આવેલા પવિત્ર સાધનરૂપ શરીરના વૈદિક અધિકારનો ત્યાગ કરી આ જીવાત્મા અનંત જન્મ પર્યંત અનંત યોનિમાં ભટકવામાં પોતાને સુખ માનનારો બન્યો છે એમ જાણો. પણ આ સુખનો માર્ગ ન હોય. જ્યારે શરીર ધર્મ યથાર્થ માર્ગે વહન થાય. અને પવિત્ર રહેવાય ત્યારે તે પવિત્રતાથી

બુદ્ધિ પવિત્ર થાય. અને તેનાથી આત્માનું ઓળખાણ પડે છે. અને ઘણા અભ્યાસથી પોતાના પ્રભુની ભક્તિમાં તદરૂપતાને પામે છે.

**પ્રારબ્ધ** અને **પુરૂષાર્થ** આ બન્ને શબ્દોની ઘણી મારામારી ચાલ્યા જ કરે છે. પણ સારી સમજણ વિના તેનો ખુલાસો થઈ શકતો નથી. અને એટલેથી જ શંકા કાયમ રહે છે. આ શંકાનું સમાધાન નીચે પ્રમાણે જાણવું સમજવું જોઈએ.

दैव मात्म कृतं विद्यात् कर्मयत् पौर्वदेहिकम् ॥
स्मृतः पुरुषकारस्तु क्रियते यदिहापरम् ॥

પૂર્વજન્મના દેહે કરેલાં કર્મો જેને **પ્રારબ્ધ** અથવા દૈવ એમ કહેવામાં આવે છે અને આ જન્મમાં કરેલાં અગર કરાતાં કર્મને પુરૂષાર્થ કહેવાય છે. હવે પૂર્વ જન્મોનાં કર્મોનું ફળ આ શરીરની ઊત્પત્તિ છે, હવે આ શરીર વર્ણાંતરના ક્રીયાપાદમાં અવતર્યું છે તે ઉપરથી પોતાના પ્રારબ્ધના યોગને તપાસી જોવા મળે છે. જો બ્રાહ્મણનો દેહ આવ્યો હોય તો પૂર્વ સુકૃત કર્મો કરેલાં છે. ક્ષત્રિઓનો દેહ આવ્યો હોય તો અર્ધસુકૃત કરેલાં છે. વૈશ્યનો આવ્યો હોય તો સર્વ સામાન્ય પુણ્ય કરેલું છે અને શૂદ્રનો આવ્યો હોય તો સુકૃત કહેવા માત્ર પણ છે એથી નીચે સુકૃત પુણ્યયોગની ખામીજ જાણવી જોઈએ. આ અવતારના કાર્ય સમય પછી સોળ વર્ષની વય થતા સુધી. પ્રારબ્ધ યોગનાં

સુકૃત દુષ્કૃતના યોગો ભોગવાય છે. સોળ વર્ષ પછી દેહાભિમાન ( પુરૂષાર્થ ) તેની સાથે ભળે છે. એમ કહેવાય છે. આ સમયે જેને લોકો પુરૂષાર્થ કહે છે તે પણ કર્મજ છે. શાસ્ત્રમાં તેને ક્રિયમાણ કહેવાય તે ક્રિયમાણ અને કરાતું કર્મ તેને આ જીવાત્મા દેહાભિમાનને લીધે પુરૂષાર્થ શબ્દથી બોલે છે. પુરૂષાર્થ કહેવું એ અભિમાનવાચક ભાવ છે. અને તેટલાજ માટે સ્વધર્મને માર્ગે વહેતા ભક્તજનોએ પુરૂષાર્થ શબ્દ વાપરવો નહિં. પુરૂષાર્થ શબ્દ ન વાપરવો તેથી ક્રિયમાણ કર્મ ન કરવું એવો અર્થ નથી. કેમકે नहि कश्चित् क्षणमपि जातुतिष्टत्यकर्मकृत् ॥ કોઇપણ માણસ એક ક્ષણ પણ કર્મ કર્યા શિવાય રહી શકતો નથી. એટલે કર્મ નથી થતું વા નથી કરવાનું, એવો અર્થ છેજ નહિં. આ શરીરથી થતા કર્મને ક્રિયમાણ કહેવામાં આવે છે. પણ તે કર્મો આસક્તિ રહિત કરવાને શ્રીકૃષ્ણ પણ જણાવે છે કે तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पुरुषः ॥ તેટલાજ માટે આસક્તિ રાખ્યા વિના જે કરવા યોગ્ય એટલે શાસ્ત્રવિહિત કર્મ છે. તે તું નિરંતર કરતો ચાલ. કેમકે જે પુરૂષ આસક્તિ વિનાનો થઇને શાસ્ત્રોએ કહેલાં કર્મો કરે છે. તેજ પરમપદને પામે છે. તથા ᳚कुरुकर्ममदर्पणम् ॥ જે કર્મ કરો તે મનેજ અર્પણ કરો. આ વાક્યોથી સમજાય છે કે ક્રિયમાણ કરવું પણ ઇચ્છા ફળરહિત કર્મ કરવું એટલે અહંકારથી હું

કરૂં છું. એમ થતાં તે ઇચ્છાફળ યુક્ત કર્મ ગણાય છે. અને હું કરૂં છું. એમ પુરૂષાર્થ ભાવ ધારણ કરતાજ સમ· જાય છે. માટે अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते ॥ જે મનુષ્ય પુરૂષાર્થ રૂપે અહંકારથી મૂઢ બનીને કર્મ કરે છે તે તેનો કર્ત્તા થાય છે તેથી પુરૂષાર્થ રૂપે અહંકાર યુક્ત પુરૂષોજ હું કરૂં છું, હું કર્તા છું એમ માને છે. આ ઉપરથી સાબીત થાય છે કે ક્રિયમાણ કરવું અર્થાત્ કર્મ તો કર્યાજ કરવું પણ તેમાં પુરૂષાર્થ રૂપ અહંભાવથી કર્ત્તાપણાની ભાવના ધારવાની નથી. તે કર્મ પરમાત્માર્પણ કરી આસક્તિ રહિત રહેવામાં કર્મ કરતે છતે બંધન થતું નથી. માટે પુરૂષાર્થ શબ્દ–જ્ઞાતા પુરૂષો કદાપી વાપરતા જ નથી. તેમ પ્રારબ્ધ યોગના ઉપર આધાર રાખીને કર્મ કર્યા વિના બેસી પણ રહેતા નથી. ક્રીયમાણ કર્મ કરતાં છતાં આવતાં પ્રારબ્ધના શુભાશુભ કર્મફળો કંઇપણ ઇચ્છા વિના તેમ સુખ દુઃખ માન્યા વિના ભોગવવાંજ જોઇએ. નવાં ક્રિયમાણ કર્મોનાં ફળો ભોગાયતન રૂપે ઉત્પન્ન ન થવા દેવાને બ્રહ્માર્પણ કરવામાં આવે છે. ત્યારે નવાં કર્મો ભો· ગવવાનાં રહેતાંજ નથી. છેવટે પ્રારબ્ધ કર્મને ભોગવ્યેજ છુટકો છે. એમ થતાં અવશેષ પ્રારબ્ધો ભોગવી છુટવાં તેથીજ જન્મ મર્ણના ફેરામાંથી મુકત થવાય છે. જો ઉત્તમ બળવાન પ્રારબ્ધ વેગ હોય તો ક્રીયમાણ એટલે પુરૂષાર્થ શુષ્ક છે. અને જો પ્રારબ્ધ નિર્બલ અને શુષ્ક હોય તો

ક્રિયમાણ બળવત્તરજ થવું જ જોઈએ. પણ ક્રિયમાણ બળવત્તર કરતાં પુરૂપાર્થ ભાવ ન ઊત્પન્ન થવા દેવાને તે કર્મો બ્રહ્માર્પણ કરવાં એટલે પ્રભુ કૃપાથી બળવાન કર્મનું ફળ ઊત્તમ આવી શકે છે. આવી રીતે પ્રારબ્ધ અને પુરૂપાર્થ એ બંન્ને કર્મ છે. અને તેનો ભાવાર્થ સમજી લેઈ કર્મો કરી બ્રહ્માર્પણ કરવાં. કર્મો રાજસી તામસીરૂપ સડેલાં કે કોહેલાં ન થાય તે તરફ કાળજી રાખવી કારણ અવિધિરૂપ કરેલાં કર્મો દેવાર્પણ થતાં નથી. માટે તે જન્મ મર્ણના ફળને આપનાર છે એમ જાણો.

આ પ્રમાણે યથાયોગ્ય શાસ્ત્ર વિચાર ધારણ કરી ક્ષત્રિય રાજપુત્રોએ પોતાની યોગ્યતા ધારણ કરી પ્રજાપાલન સ્વભાવથી, ન્યાયથી. ધૈર્યતાથી, દયાથી, ક્ષમાથી, સત્યતાથી, પ્રમાણીકપણાથી, યોગ્ય વ્યવહાર કરવો જોઈએ. ધર્મશાસ્ત્રની મર્યાદા સેવવાથી તેવા નૃપતિઓ કદાપી પણ દુઃખી થતા નથી. ઉલટા બહુ વાતે સુખી રહી સદકિર્તિ સંપાદન કરી પ્રભુની કૃપાના વિભાગી બને છે. અને મોટામાં મોટો ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ધર્મ સ્વિકારે છે. અને તેના જેવો બીજો દુનીયામાં ઇલકાબ નથી એમ જાણે છે.

---

## પ્રકરણ ૧૩ મું.

પ્રજાપાલન સ્વભાવને બહુ સારી રીતે કેળવવો જોઇએ. પ્રજાના રક્ષણને માટે દેવાંશી અવતાર રૂપે રાજા પોતાને જાણે તો પ્રજા પાલન જેવું ઊંચ પુણ્ય એક પણ નથી. રાજાએ પ્રજા પ્રત્યે રાગદ્રેષ રાખવો ઘટીત નથી તેને માટે કહે છે કે—

तस्माद्यम इव स्वामी स्वयं हित्वा प्रियाप्रिये ॥
वर्त्तेत याम्यया वृत्त्या जित क्रोधो जितेन्द्रियः ॥

યમ રાજાના દ્રષ્ટાન્તથી નૃપતિ બંધુઓને સમજવું ઘટે છે કે જેમ યમરાજા એટલે ધર્મરાજાને કોઇપણ જીવાત્મા ઉપર રાગદ્વેષ નથી. જે જેવાં કર્મ કરે છે તે તેવાં ફળ પામે છે. જેમ કોઈ પુરૂષનો છોકરો મરી જાય. ત્યારે યમને ગાળો આપી કે તેં મારો છોકરો લઇ લીધો. આ બાબતે ધર્મરાજા તેના ઉપર દ્વેષ કરતો નથી. પણ તેણે જે ગેરવ્યાજબી વાણી કરી તેનું ફળ તેને મળે છે. એટલે ધર્મરાજાનો ન્યાય સત્યમય જ છે. એમ રાગદ્વેષ વિના પૃથ્વીપતીએ પ્રજાપાલન કરવું. પ્રજા અન્યાય કરે તો તેનું ફળ ભોગવે તેમાં રાજાએ રાગદ્વેષ રાખવોની જરૂર નથી. એ પ્રમાણે પ્રિય કે અપ્રિય એટલે ગમતું અણગમતું વા શત્રુ મીત્ર ભાવ છોડી દઇને પોતાના ક્રોધને જીતીને પો-

તાની કર્મ ઇન્દ્રિયોને વશ રાખી હમેશાં પ્રજા તરફ સમ દૃષ્ટિ રાખી પોતાનુ કલ્યાણ ઇચ્છવું જોઇએ.

यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः ॥

अचिरात्तं दुरात्मानं वशे कुर्वीत शत्रवः ॥

જે નૃપતિ અધર્મ એટલે શાસ્ત્રથી વિરૂદ્ધ વર્તન ચલાવી નૃપતિપણાના મીથ્યા અભિમાનના મોહથી ભરપુર કર્મ કરે છે. તે રાજા દુરાત્મા કહેવાય છે અને તેને થોડા સમયમાં શત્રુઓના વશમાં રહેવું પડે છે અર્થાત્ શત્રુઓને આધિન રહેવું પડે છે. એટલાજ માટે રાજાએ કામ અને ક્રોધને જીતીને સત્ય ન્યાયથી પ્રજાનું રક્ષણ કરવું. નદી જેમ સમુદ્રને મળી આનંદ કરે છે તેમ પ્રજા રાજા એકત્ર થઇને આનંદમાં દીવસ નિર્ગમે છે.

अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ॥

नचादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥

જો નૃપતિ રાજકુમારો કદાપી ધનથી નિર્ધન બની ગયા હોય તો પણ પોતાની પ્રજા કે જે પુત્ર સમાન છે તેની પાસેથી અણઘટતા કર કદાપી પણ લેવો નહિ. તેમ રાજા કદાપી સમૃદ્ધિવાન હોય તો પણ લેવા યોગ્ય કરો પણ ન લેવા એમ કરવું નહિ. એમ સમતા રાખી પ્રજા-પાલન કરવું.

परमं यत्नमातिष्ठे त्स्तेनानां निग्रहे नृपः ॥

स्तेनानां निग्रहादस्य यशो राष्ट्रं चवर्धते ॥

પ્રજાપાલન કરવાના સત્ય ધર્મને અંગે પ્રજાના ધનનો રંજાડ કરનારા ચોર લોકોને શિક્ષા કરવાનો પરમ યત્ન કરવો જોઇએ. કેમકે ચોરોને વશ કરવાથી પ્રજા સુખી થતાં અનેક આશિર્વાદ આપે છે. તેથી પ્રજાપાલક રાજાનો યશ વૃદ્ધિને પામે છે. તેમ દેશની આબાદાની થાય છે.

अभयस्य हि यो दाता स पूज्यः सततं नृपः ॥
सत्रं हि वर्धते तस्य सदैवाभयदक्षिणम् ॥

જે રાજા પોતાની પ્રજાને અભયદાન આપે છે તે નૃપતિ સદાએ પરમેશ્વર સમાન પૂજાપાત્ર થઇ પડે છે જે રાજા પોતાની પ્રજાને અભયદાન રૂપી દક્ષિણા આપે છે તે રાજાનો નિત્ય યજ્ઞ વૃદ્ધિ પામ્યાજ જાય છે અર્થાત્ યજ્ઞમાં તો અમુક હદ સુધી દક્ષિણા અપાય છે પણ આ પ્રજાપાલક યજ્ઞમાં તો સદૈવ અભયરૂપી દક્ષિણા બેહદ આશિર્વાદરૂપ યજ્ઞ ફળ છે. આનો સ્પષ્ટાર્થ એવો છે કે સ્વધર્મિ પ્રજા ગમે તેવો ગુન્હો કરે પણ તે ગુન્હા બદલ તેને ક્ષમા આપવાના મહાન્ સદ્ગુણોથી તેને અભય આપે તો તે મહાન્ યજ્ઞ ગણાય છે. અધર્મિ ચોર વિગેરેને શિક્ષા કરવાનો ધર્મ રાજાનો છે તેને અભય આપવું યોગ્ય નહિ.

सर्वतो धर्म षड् भागो राज्ञो भवति रक्षतः ॥
अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः ॥

પોતાની પ્રજાનું યથાયોગ્ય ધર્મ માર્ગે રક્ષણ કરનાર રાજાને પોતાની પ્રજાએ કરેલા ધર્મ, દાન, પુણ્ય, વ્રત,

તપ, તિર્થ, યાત્રા, વિગેરેના ધર્મ કાર્યમાંથી છઠ્ઠો ભાગ મળે છે. તેમજ પ્રજાનું ધર્મ માર્ગે રક્ષા નહિ કરવાથી પ્રજા જે પ્રપંચ, દંભ, વિશ્વાસઘાત, ચોરી, ચાડી, વ્યભિચાર, બાલહત્યા, સ્ત્રીહત્યા, બ્રહ્મહત્યા, વિગેરે પાપો કરે તો તેમાંથી પણ છઠ્ઠો ભાગ રાજાને મળે છે. આ ઉપરથી રાજાઓએ પોતાની પ્રજાનું ધર્મશાસ્ત્ર પ્રમાણે રક્ષણ કરતાં પ્રજાધર્મથી ચાલે તે તરફ સંપૂર્ણ ધ્યાન આપવું જોઇએ અને અધર્મિને શિક્ષા કરવી જોઇએ.

यदधीते यद्यजते यद्ददाति यदर्चति ॥

तस्य षड्भाग भाग्राजा सम्यग भवति रक्षणात् ॥

પોતાની પ્રજા વર્ગની દ્વિજાતી પ્રજા જે કંઇ વેદાધ્યયન કરે છે. જે કંઇ યજ્ઞયાગાદિક કર્મ કરે છે. જે કંઈ દાન પરમાર્થ પરોપકાર કરે છે. તથા પ્રજા જે કંઈ સદ્ગુરૂ સંત સંન્યાસી યોગીનાં પાદપૂજન કરી પુન્ય મેળવે છે તે સર્વમાંથી છઠ્ઠો ભાગ પ્રજાનું સારી રીતે સંરક્ષણ કરનાર ધર્મિષ્ઠ રાજાને મળે છે.

रक्षन् धर्मेण भूतानि राजा वध्यांश्च घातयन् ॥

यजतेऽहरहर्यज्ञैः सहस्त्रशतदक्षिणैः ॥

જે પ્રજાપાલક ધર્મિષ્ટ રાજા પોતાની યાવત્ પ્રજા સાથે અનેક પ્રાણીઓનું પણ રક્ષણ કરે છે. અને શિક્ષા કરવા યોગ્ય દુષ્ટોને શિક્ષા પણ કરે છે તેવા નૃપતિ પુત્રો નિત્ય નિત્ય લાખો રૂપીઆની દક્ષિણાવાળા યજ્ઞો કરનાર તરીકેનું ફળ ભોગવે છે.

## પ્રકરણ ૧૪ મું.

---

**વેદશાસ્ત્રનું** અને મહાવેદાન્તનું યથાર્થ અભ્યયન કરી આવેલા વિદ્યાસ્નાતક બ્રાહ્મણો પાસેથી નૃપતિએ કોઇપણ કર લેવો નહિં. પણ બ્રહ્મવિદ્યાના પ્રમાણમાં રાજાએ તેની આજીવીકા કરી આપવી જોઇએ. ભારત વર્ષમાં આગળના ધર્મિષ્ટ એવા ક્ષત્રિય રાજાઓની હયાતિ સુધી આ રીત પાળવામાં આવતી હતી અને આજે પણ ભારત વર્ષમાં કેટલાંએક ક્ષત્રિય રાજ્યમાં વિદ્વાન બ્રાહ્મણો, સંત, સંન્યાસી બ્રહ્મચારી, યોગીજનોનું પાલન કરવામાં આવે છે. મુસલમાની રાજ્યમાં પણ તેવો સત્કાર કાયમ રહી શકયો હતો. અને તેમને મળેલી દાનભૂમી આદિ ધનનું રક્ષણ કરતાં કર લેવાતો નહોતો. વર્ણાશ્રમ ધર્મની રીતે ક્ષત્રિયનૃપતિઓએ વર્ણ આશ્રમના બ્રાહ્મણોનું સારી રીતે તેવુંજ રક્ષણ ઇચ્છવું જોઇએ. આવો બ્રાહ્મણ કોઇપણ આશ્રમમાં રહેતો પુત્ર વિના ગુજરી જાય તો अनंतरं सपिंडाद्यः तस्य तस्य धनं भवेत् ॥ મરનાર બ્રાહ્મણે પોતાની હયાતીમાં પોતાની મીલકતને માટે કંઇપણ યોગ્ય નિશ્ચય ન કર્યો હોય તો આ મરનારની મીલકત તેની સાત પેઢીમાંના નજીકના વારસને આપવી જોઇએ. પણ બ્રાહ્મણનું ધન રાજાએ લેવું નહિં.

सर्वेषा मप्य भावेतु ब्राह्मणा रिक्थ भागिनः ॥
त्रैविद्याः शुचयो दान्तास्तथा धर्मो न हीयते ॥

કુટુંબના કોઈપણ માણસનો અભાવ હોય તો ત્રણ વેદને જાણનારા બાહ્યાંતર શુદ્ધ જીતેન્દ્રિય અને દાન કરવામાં જાગૃત એવા બ્રાહ્મણને તે ધન આપી દેવું. તેવા બ્રાહ્મણો વારસ ગણાય છે. તાત્પર્યાર્થ કે બ્રાહ્મણનું ધન અન્ય વિદ્વાન બ્રાહ્મણને કે આચાર્યને કે તેના શિષ્યને પ્રાપ્ત થાય છે પણ ક્ષત્રિય રાજાઓને બ્રાહ્મણ ધન લેવાનો અધિકાર નથી. अत ऊर्ध्वं सकुल्यः स्यादाचार्यः शिष्य एव वा॥ જો કોઈ બ્રાહ્મણનો વારસ ન મળી આવે તો તેના કુળનો માણસ વારસ થાય અથવા તેના ગુરૂ આચાર્ય હોય તો તે વારસ થાય છે અથવા શિષ્ય હોય તો તે પણ વારસ થાય છે. પણ ક્ષત્રિય રાજકર્તાએ તે બ્રાહ્મણ ધન ગ્રહણ કરવું નહિ.

अहार्यं ब्राह्मण द्रव्यं राज्ञा नित्यमिति स्थितिः ।
इतरेषां तु वर्णानां सर्वाभावे हरे नृपः ॥

બ્રાહ્મણને કોઇપણ વારસ ન હોય તો પણ બ્રાહ્મણનું ધન ક્ષત્રિયરાજાએ તો કદાપી પણ લેઈ લેવું નહિં આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે. બ્રાહ્મણ શિવાય બીજા વર્ણને જો કોઈ વારસ નહોય તો તેનુ ધન ક્ષત્રિય રાજાએ લેવું.

स्वदत्तां परदत्तां वा ब्रह्मवृत्ति हरेच यः ॥
षष्टि वर्ष सहस्राणि विष्ठायां जायते क्रमिः ॥

ક્ષત્રિય રાજાઓએ પોતે જાતે આપેલી કે બીજા કોઈ પોતાના વંશજોએ આપેલી બ્રાહ્મણની વૃત્તિ રૂપી **ભીક્ષાકૃત** જો રાજા હરણ કરે તો સાઠ હજાર વર્ષ સુધી વિષ્ટામાં કીડા થઇને અવતરે છે. આ વિષય તરફ ક્ષત્રિયરાજાઓએ ધ્યાન આપી ધર્માદા ગણાતું બ્રાહ્મણનું સંતનું, યોગીનું, સંન્યાસીનું કે બ્રહ્મચારીનું ધન કે જે પરમાર્થને માટે હોવાથી **દેવદ્રવ્ય** કહેવાય છે તે ક્ષત્રિયરાજાઓએ પોતાના રાજ્ય કોષમાં ધારણ કરવુંજ નહિં. શાથી કે.

**बुद्धि मत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ।**

બુદ્ધિમાન પ્રાણીયોમાં મનુષ્યો શ્રેષ્ટ છે અને મનુષ્યો (વર્ણરૂપ ગણાતા)માં બ્રાહ્મણો શ્રેષ્ટ છે.

**ब्राह्मणेषुच विद्वांसो विद्वत्सु कृतबुद्धयः ॥**

**कृतबुद्धिषु कर्त्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥**

બ્રાહ્મણ વર્ણમાં પણ વિદ્વાનો શ્રેષ્ટ છે, વિદ્વાનોમાં વેદ શાસ્ત્રોકત કર્મ જાણવાવાળા શ્રેષ્ટ છે. વેદશાસ્ત્રોક્ત કર્મ જાણવાવાળા કરતાં કર્મ કરનારા શ્રેષ્ટ છે, અને વેદ શાસ્ત્રોક્ત કર્મ કરનારાઓમાં પણ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપને જાણવાવાળા જેમને બ્રહ્મવેત્તા કહે છે તે શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે તેમાં પણ જાણવાવાળા કરતાં બ્રહ્મસ્વરૂપે વિચરવાવાળા વધારે શ્રેષ્ટ છે.

**तेषां न पूजनीयोन्य स्त्रिषु लोकेषु विद्यते ॥**

તેટલાજ માટે જે બ્રાહ્મણો બ્રહ્મ સ્વરૂપતા વડે પરમાત્મા સ્વરૂપ છે. તેને આ ત્રૈલોકયમાં અન્ય કોઇ પણ પૂજવા યોગ્ય નથી.

तपोविद्या विशेषेण पूजयन्ति परस्परम् ॥
ब्राह्मणेभ्यः परं भूतं न किंचिदिह विद्यते ॥

એટલે સર્વને પૂજા કરવા યોગ્ય માત્ર બ્રાહ્મણો અને બ્રાહ્મણોમાં પણ બ્રહ્મવેત્તા સર્વથી શ્રેષ્ઠ છે, તેટલાજ માટે બ્રાહ્મણોએ પોતાપોતામાં તપ અને વિદ્યાથી જે અધિક હોય તેની પરસ્પર પૂજા કરવી. આ જગતમાં બ્રહ્મવેત્તા બ્રાહ્મણના કરતાં બીજું કોઇ પણ શ્રેષ્ઠ નથીજ નથી. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠત્વ સ્વરૂપે માત્ર બ્રહ્મવેત્તાજ છે, તેજ ખરા બ્રાહ્મણ છે, તેથી.

उत्पत्ति रेवविप्रस्य मूर्तिं धर्मस्य शाश्वती ॥
स हि धर्मार्थ मुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥

બ્રાહ્મણની ઉત્પત્તિજ ધર્મની સનાતન મૂર્તિજ કહેવાય છે, તે ધર્માચરણ કરવાને માટેજ ઉત્પન્ન થયા છે એટલે ધર્મ માર્ગ ચલાવનારાજ બ્રાહ્મણો છે. બ્રાહ્મણો શિવાય ધર્મનો બોધ કરી શકવા કોઇને આજ્ઞા નથી. બ્રાહ્મણોજ ધર્મનો બોધ કરી ( બ્રહ્મભૂય ) મોક્ષ મેળવવાને પણ સમર્થ છે.

ब्राह्मणो जायमानोहि पृथिव्यामधिजायते ॥
इश्वरः सर्व भूतानां धर्म कोशस्य गुप्तये ॥

બ્રાહ્મણ જ્યારથી જન્મ થાય છે ત્યારથીજ તે પૃથ્વી-નો અધિપતિ થઇનેજ જન્મે છે. અને શુભ એવા સનાતન ધર્મ કોષના રક્ષણને માટેજ તે ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રાદિક સર્વ ભૂતપ્રાણી માત્રનો તે ઈશ્વર છે.

**सर्वं स्वं ब्राह्मण स्येदं यत्किंचिज्जगतीगतम् ॥**

**श्रैष्ठ्ये नाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥**

આ ભુલોક, ભુવર્લોક, અને સ્વર્ગ લોકમાં જે કંઈ ધન દ્રવ્ય છે તેના સર્વ રીતે માલિક ઈશ્વર એટલે બ્રાહ્મણો છે, એવા તે બ્રાહ્મણો બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી સર્વ જીવાત્માઓમાં તેઓ શ્રેષ્ઠ પૂજવા યોગ્ય છે, અને તેથીજ આ જગતનું સર્વ દ્રવ્ય તે ગ્રહણ કરવાને પણ યોગ્ય છે,–અર્થાત્ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રાદિક ને ત્યાં જે દ્રવ્ય છે તે બ્રાહ્મણનુંજ દ્રવ્ય છે એમ જાણવું.

**स्वमेव ब्राह्मणो भुंक्ते स्वं वस्ते स्वं ददातिच ॥**

**आनृशंस्यात् ब्राह्मणस्य भूंजते हीतरे जनाः ॥**

બ્રાહ્મણ પોતાનાજ અન્ન દ્રવ્યનું ભોજન કરે છે પોતાનાંજ વસ્ત્ર (દ્રવ્ય) ને ઓઢે છે. તથા પોતાનાજ દ્રવ્યનું દાન પણ કરે છે, ક્ષત્રિય વૈશ્ય શૂદ્રાદિ જાતીઓ તે બ્રાહ્મણની દયાથી તે દ્રવ્યનો ઉપયોગ કરે છે, અર્થાત્ ક્ષત્રી વૈશ્ય શૂદ્રાદિકોની પાસેનું ધન તે પણ બ્રાહ્મણનુંજ છે.

**परामप्यापदं प्राप्तो ब्राह्मणान्न प्रकोपयेत् ॥**

**ते ह्येन कुपिताहन्युः सद्यः सबल वाहनम् ॥**

ક્ષત્રિય રાજાનો ધન ભંડાર કદાપી ખુટયો હોય. અને તેવા કોઇ કારણુસર કદાપી આફત આવી હોય, આવા આપત્તિ કાળમાં પણ ક્ષત્રિયરાજાઓએ બ્રાહ્મણના ધનને લેઇ લેઇને બ્રાહ્મણોને કોપાવવા નહિં. બ્રાહ્મણને કોપાવવાથી બ્રાહ્મણો શાપ આપી રાજાનો તેની સેના વાહન સુખ સમૃદ્ધિ સાથે નાશ કરી શકે છે. માટે આપત્તિના સમયમાં પણ બ્રાહ્મણોને કોપાવવા નહિં તો સારા સમયે તો કદાપી પણ કોપાવવા નહિં.

यैः कृतः सर्वभक्ष्योऽग्निरपेयश्च महोदधिः ॥
क्षयी चाप्यायितः सोमः को न नश्येत् कोप्यतान् ॥

જે બ્રાહ્મણોએ અગ્નિદેવને સર્વભક્ષી (સર્વ વસ્તુને ખાઈ જનારો) કરી દીધો છે, જે બ્રાહ્મણોએ મહોદધીને અપેય એટલે પીવા યોગ્ય નહીં એવો ખારો બનાવી દીધો છે અને જે બ્રાહ્મણોએ શિતલ ચન્દ્રને ક્ષયવાળો કરીને પાછો પૂર્ણ કલાવાન કરી દીધો છે તેવા બ્રાહ્મણોને કોપાવીને કોણ નાશ નહિં પામશે ??

लोकानन्यान्सृजेयुर्ये लोकपालांश्च कोपिताः ॥
देवान्कुर्यु रदेवांश्च कः क्षिण्वंस्तान्समृध्नुयात् ॥

બ્રાહ્મણોએ કોપવડે કરીને નવા લોકોને અને નવા લોકપાલોને ઉત્પન્ન કર્યા છે તથા દેવોને પણ શાપ આપીને મનુષ્યો આદી બનાવ્યા છે એવા બ્રાહ્મણોને દુઃખ દઇને કોણ સુખ સંપત્તિ મેળવનાર છે ??

**यानुपाश्रित्य तिष्ठन्ति लोकादेवाश्च सर्वदा ॥**
**ब्रह्म चैव धनं येषां को हिंस्यात्तांजिजीविषुः ॥**

સ્વર્ગાદિકમાં વસતા લોકો અને દેવતાઓ સર્વદા જેઓના આશ્રયે કરીને જીવતા રહ્યા છે. અને વેદ જેઓનું ધન છે. એવા વેદ વિદ્યાવાન બ્રાહ્મણોને જીવવાની ઇચ્છાવાળો કયો પુરૂષ હણશે ? ? વા દુઃખ દેશે. આ જગોએ કોઇને એવી શંકા થાય કે હાલમાં એટલે આ કલીકાલમાં એવા બ્રાહ્મણો તપશ્ચર્યાવાન કે વિદ્વાનો નથી. હાલના બ્રાહ્મણો વેદશાસ્ત્ર વિધિનો ત્યાગ કરી અધર્મરૂપથી પોતાની આજીવીકા ચલાવી રહ્યા હોય, નાના પ્રકારથી ધર્મભ્રષ્ટ થયા હોય, અભક્ષા ભક્ષણ અપેયપાન, અગમ્યાગમન દોષોથી દુષિત હોય, અથવા ખેતી વ્યાપાર વગેરે ધંધાધારી હોય તો તેવા બ્રાહ્મણથી શું થનાર છે ? ? અને તેવાના ધનને લઇ લેવાથી શું હાની છે ? ? આવા પ્રશ્નને માટે ધર્મ શાસ્ત્રકાર કહે છે કે—

**अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत् ॥**
**प्रणितश्चा प्रणीतश्च यथाग्निर्दैवतं महत् ॥**

જેમ અગ્નિદેવતાને વેદમંત્રોથી કે વગર વેદમંત્રથી પ્રદિપ્ત કીધો હોય. તો તે પોતે જેમ પોતાનું મહાન્ દૈવત બતાવી આપે છે. તેમ બ્રાહ્મણ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય. પણ તે બ્રાહ્મણને કોપાવવાથી પોતાનું બ્રાહ્મણપણાનું મહત્વ ( દૈવત ) દર્શાવી આપે છે, કેમકે સ્વરૂપેજ તે બ્રાહ્મણ યોનીમાં ઊત્પન્ન થયેલો બ્રાહ્મણજ છે.

श्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति ॥
हूयमानश्च यज्ञेषु भूय एवाभि वर्धते ॥

તેજસ્વી અગ્નિ દેવતાનો સ્મશાનમાં ઉપયોગ ક્યા છતાં પણ તે અગ્નિદેવતા કદાપિ પણ અપવિત્ર ગણાતા નથી. તથા યજ્ઞોને વિષે તેના ઉપર ઘી નાખવાથી તે પુનઃ વૃદ્ધિને પણ પામતા નથી. એમ બ્રાહ્મણો કદાપી પણ ભ્રષ્ટજ નથી તેમ તેમને શુદ્ધાશુદ્ધ જોવાની પણ જરૂર નથી. એતો સદાએ બ્રહ્મસ્વરૂપજ છે.

एवं यद्यप्य निष्ठेषु वर्तंते सर्व कर्मसु ॥
सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥

એ પ્રમાણે આ કાળમાં બ્રાહ્મણો કદાપી સર્વ પ્રકારના હલકા ધંધા વિગેરે કરતા હોય તો પણ તેઓ સર્વથા પૂજવા યોગ્યજ ગણાય છે. કારણ તે પરમ દૈવતરૂપ તપશ્ચર્યા કરી બ્રાહ્મણ શરીરને ધારીને બ્રાહ્મણના મહત્વથીજ જન્મ્યા છે. માટે બ્રાહ્મણ ક્ષત્રિય નૃપતિઓને પૂજવા યોગ્ય છે—માટે સ્વધર્મિષ્ટ નૃપતી બંધુઓએ બ્રાહ્મણોને કદાપી પણ સતાવવા નહિં. અને બ્રહ્મ દ્રવ્યને કદાપી લેવું નહિ.

બ્રાહ્મણનું દ્રવ્ય તે ધર્મશાસ્ત્રાનુસાર દેવદ્રવ્યજ છે. તેનો ઉપયોગ બ્રાહ્મણોનેજ માટે થવાનો છે. બ્રાહ્મણોને ત્યાં બ્રહ્મભોજન થાય તે પણ દેવનેજ અર્પણ થવાનું છે. માટે બ્રાહ્મણનું દેવદ્રવ્ય છે તેથી ક્ષત્રિય રાજાએ તેનો પોતાને માટે કે પોતાના રાજ્યને માટે કદાપી ઉપયોગ કરવો નહિં.

બ્રાહ્મણનું દ્રવ્ય તે દેવદ્રવ્ય છે. એમ સમજવાને ક્ષત્રિય નૃપતિઓને એક વાત જાણવાની જરૂર છે કે જેમ પાંચદેવ બ્રહ્મસ્વરૂપ છે તેમ પાંચ વર્ણ પણ બ્રહ્મસ્વરૂપમાં ઉપાસક છે એમ જાણવું અને તે એવી રીતે કે પ્રથમ શૂદ્ર વર્ણ તેની ઉપાસ્ય જગદંબા માતા છે. અને તે જાહેર છે. બીજી વર્ણ વૈશ્ય છે. તેની ઉપાસ્ય સૂર્ય દેવતા છે. અને તે પણ જગત પ્રસિદ્ધ વાત છે. ત્રીજી વર્ણ ક્ષત્રિય છે તેની ઉપાસ્ય વિષ્ણુ છે. અને તે વિષ્ણુના અંશ સ્વરૂપ છે. એ શાસ્ત્રપ્રમાણ પ્રસિદ્ધ વાત છે. ચોથી વર્ણ બ્રાહ્મણ છે. અને તેની ઉપાસ્ય દેવતા શિવ છે. એ પણ પ્રસિદ્ધ વાત છે. પાંચમી વર્ણાતીત પરમહંસ દિક્ષાવાળા બ્રાહ્મણોજ સંન્યાસી યોગી કે ત્યાગી કે જીવન્મુક્ત છે. તેમની ઉપાસ્ય દેવતા ગણેશ વા ગણપતિ છે. અને તેનું પણ પ્રત્યક્ષ પ્રમાણજ છે. જેથી બ્રાહ્મણોની ઉપાસ્ય દેવતા શિવની આપેલી મીલકત શિવનેજ અર્પવા યોગ્ય છે. માટે શિવ નિર્માલ્ય રૂપ બ્રાહ્મણના ધનને તેના નાના ભાઈ ક્ષત્રિય નૃપતિએ કદાપી લેઈ લેવી નહિં. તો આગળ યોગી સંન્યાસીની તો કદાપી પણ હાથ અડકાડવા જેવી નથી. તેના માટે હૃદયમાં વિચાર કરવાથીજ બળીને ભસ્મ થઈ જવાય તો પછી લેવાની તો વાતજ શી ??

# પ્રકરણ ૧૫ મું.

અત્યારે શુદ્ધ ક્ષત્રિય કુલના નૃપતિઓ આવાજ ધર્મશાસ્ત્રના નિશ્ચયથી બ્રાહ્મણોનું ધન કદાપી લેતા નથી. તેમ બ્રાહ્મણના વારસામાં પણ હાથ ઘાલતા નથી યોગ્ય વારસોને સોંપે છે એવો ધર્મન્યાય કેટલાએક રાજ્યસ્થાનોમાં ચાલે છે તેથી તેમના કુલની વૃદ્ધિ પણ થાય છે. અને તેઓ પુત્રપૌત્રાદિક ધનધાન્યાદિક વા રાજ્ય સનમાનાદીકથી પણ સદા સર્વદા સુખી છે. અને તેમજ વર્તન રાખેથી તેવાજ પ્રકારે સુખી રહેશે. એમ ધર્મશાસ્ત્ર ભણનારાઓનો આશિવાદ પણ છે.

કેટલાંએક ક્ષત્રિય રાજયોમાં પૂર્વના દાનધર્મિ રાજાઓએ સાધુજનોના સંરક્ષણ રૂપ દાનમાં આપેલાં ગામગીરાસ જાગીરો વિગેરે અત્યારના રાજકર્ત્તાઓ તેને પાછા હસ્તગત કરવા વિચાર ધારતા હોય અગર જો લીધી હોય તો પણ તુરતાતુરત પોતાના કુલની વંશવૃદ્ધિને ખાતર અને પોતાને સુખી થવાને ખાતર અને પોતાના ઊદ્ધારને ખાતર સંતસાધુજનોને પાછી સુંપરત કરવી. અને લેવાનો વિચાર માંડી વાળવો. એમ દાતરડુ વેચ્યાથી દરીદ્ર જવાનું નથી. અને પોતાના વૃદ્ધોના આપેલા દાનના વચનને આપણે પૂત્રોજ ઊલ્લંઘન કરીએ છીએ. અને બાપદાદાના વચનને લાંછન લગાડવાથી આપણુનેજ લાંછન લાગે છે. અને દીધેલું

દાન પાછું લેનાર નર્કનો અધિકારી છે એમ જાણવું જે પીતા છે તેજ પુત્ર છે. आत्मा वै पुत्र नामासि આત્માજ પુત્ર રૂપ છે. વળી માનવ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલું છે કે पतिर्भार्यां संप्रविश्य गर्भो भूत्वे ह जायते ॥ जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥ સ્ત્રીનો પતિ સ્ત્રીને વિષે શુક્રરૂપે પ્રવેશ કરીને પુત્ર રૂપે આ જગતમાં જન્મ ધારણ કરે છે. પુરૂષજ પોતાની સ્ત્રીને વિષે ફરીને પુત્ર રૂપેજ જન્મે છે. જેથી સ્ત્રીને જાયા કહેવાય છે. આ શ્રુતિસ્મૃતિની એક વાક્યતાએ નિશ્ચય છે કે પોતાનો પીતા તેજ પોતાનો આત્મા છે એટલે પીતાની આજ્ઞા તેજ પુત્ર રૂપે પોતપોતાને રૂપે જ પાળે છે. જેથી બાપનું વચન જાય, અને ભ્રષ્ટ થાય તો પોતાનું જ વચનજ જાય છે. અને પોતેજ દાનભ્રષ્ટ થાય છે. માટે પીતાનું વચન જવા દેવું નહિં. અને એમ રાજ્ય કોષ ભરાવાને બદલે રાજ્યકોષ ખાલી થતાં આપણે દુ:ખી થઈશુ એવો ધર્મ સંબંધે ભય રાખી ધર્મ મર્યાદા ધારણ કરવી જોઇએ.

આધુનિક સમયમાં સમ્રાટ અંગ્રેજ સરકારના રાજ્યમાં દેશી રાજ્યોમાંનાં ક્ષત્રિય ભૂપતિના રાજ્યોમાં હજુ કંઇ કંઇ ધર્મશાસ્ત્રની માન્યતા છે. કેટલાંએક ક્ષત્રિયરાજ્યો અંગ્રેજ લોકોના રીતરીવાજ વિચારોને પાલન કરી ધર્મશાસ્ત્રોની માન્યતા તરફ કટાક્ષ દ્દષ્ટિથી જુએ છે. અને વખતો વખત બ્રાહ્મણાદિક સ્વધર્મને વગોવે છે. ફક્ત માણસ ધર્મની

સામાન્યતાને સેવે છે. પણ પોતાની ક્ષાત્રધર્માનુકુલ મર્યાદા પોતે સેવતા નથી એ અફસોસકારક છે. ક્ષત્રિય ભુપતિઓએ જાણવા સમજવાનું છે કે અંગ્રેજ લોકોના દેશમાં એકજ જાત છે. તેમાં વર્ણઆશ્રમ મર્યાદા નથી. તેથી મનુષ્યના સામાન્ય વ્યવહાર અને મર્યાદાઓ માત્ર હોય. તો તે પણ વ્યવહારરૂપજ હોય છે. તેથી વર્ણના ઊંચ નીચ સંસ્કારોની યોજના તેઓને સમજાઈ હોતી નથી. જો તેજ સામાન્ય વ્યવહારને તમો લાયક હોત તો તમારો ત્યાંજ અવતાર થાત. પણ તમો તો તેથી ઘણા ઉંચા સંસ્કારથી કેવળ પ્રભુપદને પામવા યોગ્ય કર્માધિકારી વર્ણજાતી સંસ્કારયુક્ત વેદધર્મ કર્મના મંત્ર સંસ્કારવાળા રૂપે આજ આર્ય ભૂમિમાં જન્મ લેવા લાયક પુરૂષ છો. તેથી તમારે તેઓના રિતિરિવાજ વિચારોને અનુકુલ પોતાની મર્યાદા જાણવાની નથી. તમારી ઉચ્ચતરતાને તમો સંભાળો. અને તમારા વેદધર્મના બોધક સંત, યોગી, બ્રહ્મચારી, સંન્યાસી વિદ્વાન બ્રાહ્મણોને સત્યવાદી જાણી સેવી તેમની પાસેથી પોતાનો **ક્ષાત્રધર્મ** સારી પેઠે જાણો, અનુભવો, તમારી સ્વદેશ ભૂમિકાને, તમારા સ્વધર્મને, તમારી સ્વોન્નતિને, તથા તમારા સ્વરાજ્યને સારી રીતે માન્ય આપી સ્વાધિન સ્વતંત્ર સુખના અભિલાષી જાગૃત બનીને પોતાના સ્વયંજ્યોતિ પરમાત્માને સ્વસ્વરૂપે પામો. આવો રૂડો અવસર આવ્યો છે, માટે કુલ જાગૃતી ધારણ કરો. આ

તમને તમારો **વેદધર્મ** જગાડે છે તો જાગો. બીજી બધી બગડેલી ભુલો આપણે સુધારીએ છીએ તેમ આ એ પણ પોતાના વિચારોને ફેરવી પોતાની બગડતી બાજીને સુધારી પોતાના કલ્યાણનો માર્ગ સાધ્ય કરો, તમો ક્ષત્રિય નૃપતીઓ સુધરતાં તમારી સુરક્ષિત પ્રજા પણ સુધરશે અને તેના પુણ્યમાંથી પણ તમો ભાગ મેળવી શકવા શકિતમાન થશો. તમારી પ્રજા અને તમારા રાજ્યમાં વસતા બ્રાહ્મણોના આ- શિવાદો મેળવો. અંગ્રેજ લોકો મનુષ્યો છે ખરા. અને તેઓ બાહ્ય દૃષ્ટિએ સુધરેલા જણાય છે ખરા. અને તેમનું હિંદ માં રાજ્ય હોવાથી તેમની સત્તામાં આપણે ઊભા છીએ પણ ખરા. તેમની ખાંડણી અને વારંવારની આજ્ઞાઓ સમ્રાટના માન્યથી પાળવા આપણે વફાદાર પણ રહીએ ખરા. પણ તેમની સાથે બેસીને ખાણું ખાવાને આપણે બંધાઇએ નહિં. અને તેથીજ આપણે **વફાદાર** ગણાઇએ નહિં. તેમની સેવા સુશ્રુષા ઊઠાવવામાં આપણે આત્મા તરીકેના નિયમને માન્ય કરીએ પણ તેમને રાજી રાખવાના માનને ખાતર સેવા સુશ્રુષા કરીએ નહિં. તેઓને સન્માન આપીએ, પણ જંગલમાં તેમની સાથે જઈ અનેક અબોલાં અને **નિરપરાધી** જીવડાંઓનાં નાશ કરીએ કે કરાવીએ નહિં. તેઓની રાજ્ય સત્તામાં તેઓ વેદાધિકારી ન હોવાથી બ્રાહ્મણના માનને તપાસતા નથી, તેમ આપણે આપણા રાજ્યમાં બ્રાહ્મણનું અપમાન વિચારીએ નહિં. તેઓ પો-

તાના દેશના ઊદયને માટે આ આર્યભૂમિથી અનંત અનં ગેલ દ્રવ્ય લઇ જઈને પોતાના સ્વદેશને શોભાવે છે. અને હિંદુસ્તાનના નિવાસીઓ અનેક પ્રકારના કરોના ભારથી પીડા પામે છે. તેમ આપણી આત્મબંધુ પ્રજાને પીડવાનો આપણો ધર્મ સમજીએ નહિં. આપણો દેશ પણ આપણોજ છે આપણી પ્રજા પણ આપણી છે. આપણુંજ ધન પણ આપણું છે. આપણી કર્મભૂમિની મહા ઊત્તમ સંસ્કારી પ્રજા મહાન્ .પુણ્યોદયમાંજ આ ભારત ભૂમીમાં જન્મ લેવા પામી છે. તેમના ઉદયને માન આપી તેમનો ધર્મ શાસ્ત્રાનુસાર સુધારો કરવાનો આપણો ધર્મશાસ્રનો માર્ગ આપણેજ ખુલ્લો કરીએ તોજ આપણે ક્ષત્રિયવંશી નૃપોત્તમો સાચા એમ સમજીએ. આપણા સ્વધર્મને હાની પહોંચાડીએ નહિં. આપણું ઉજ્વલ આપણે ગુમાવીએ નહિં, આપણી નીતીને કાળો ડાઘ લગાડીએ નહિં. આપણી પવિત્ર ભારત માતેશ્વરીના પવિત્ર ચર્ણનો ત્યાગ કરવાની ઇચ્છા પણ કરીએ નહિં. આપણા ધર્મના દ્રોહી કે દેશના દ્રોહી આપણે બનીએ નહિં. આપણી પવિત્ર ફરજો અદા કર્યા વિના રહીએ પણ નહિં. આપણી ગૌમાતાનું અને બ્રાહ્મણોનું રક્ષણ કરતાં આપણે કદાપી પાછા હઠીએ નહિં. અને આપણી શુદ્ધ ક્ષત્રિયવટને લાંછન લગાડીએ નહિં. એજ આપણો ધર્મ જાણવો. તેમના દેશમાં બ્રાહ્મણોએ પણ નથી, અને બ્રાહ્મણની મહત્તા પણ

નથી. આપણા ભારતવર્ષમાં બ્રાહ્મણનુંજ માન. અને બ્રાહ્મણ જ પરમાત્મા સ્વરૂપે છે. એમ આપણા ધર્મશાસ્ત્રો કહે છે તે માન એમના દેશમાં એ નથી. અને એમના શાસ્ત્રમાંએ પણ નથી. જુઓ क्षत्रं हि ब्रह्म संभवम् ક્ષત્રીઓની ઉત્પત્તિ બ્રાહ્મણથીજ છે.

अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम् ॥
तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥

પાણીમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે. અને બ્રાહ્મણમાંથી ક્ષત્રિઓ ઉત્પન્ન થાય છે. પથ્થરમાંથી લોઢું ઉત્પન્ન થાય છે. તેઓનું સર્વોત્મ વ્યાપક તેજ પોતાને ઉત્પન્ન કરનાર કારણમાંજ પુનઃ શમે છે—

ना ब्रह्म क्षत्र मृध्नोति ना क्षत्रं ब्रह्म वर्धते ॥
ब्रह्म क्षत्रं च संपृक्तमिह चा मुत्र वर्धते ॥

બ્રાહ્મણોની સહાયતા વિના ક્ષત્રિયવૃદ્ધિને પામતા નથી. અને ક્ષત્રિઓની સ્હાયતા વિના બ્રાહ્મણો વૃદ્ધિને પામતા નથી. પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિય જો એક બીજાની સ્હાયતા કરે છે. તોજ આલોક પરલોકમાં ધર્મ અર્થ કામ મોક્ષ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવા શક્તિમાન થાય છે.

## પ્રકરણ ૧૬ મું.

આ પ્રમાણે આપણાં ધર્મશાસ્ત્રો બ્રાહ્મણપણાના બળને તેમ ક્ષત્રિય પુત્રોના બળને વારંવાર અભિનંદન આપે છે. આપણે ક્ષત્રિયપુત્રો બ્રાહ્મણને માન્ય આપીએ તે આપણા પોતાનેજ સન્માન આપીએ છીએ. અને બ્રાહ્મણો આપણા પવિત્ર ધર્મપાલન પ્રજાપાલન સ્વભાવથી આપણને સન્માન આપે તો પોતાના પુત્રનેજ સન્માન આપે છે. અથવા બ્રહ્માથી આપણી ઉત્પત્તિ હોવાથી બ્રાહ્મણો ક્ષત્રિયપુત્રોના મોટાભાઇ છે એટલે બ્રાહ્મણો અને ક્ષત્રિઓ પરસ્પર ધર્માત્મબંધુઓ છે કેવળ ભ્રાતાજ છે. જેથી બ્રાહ્મણોએ પોતાના નાનાભાઇનું અપમાન કદાપી કરવું નહિં. તેને બળાત્કારે પણ ધર્મ-મર્યાદા શિખવવાની હોંસ ધારણ કરવી. તેમને પવિત્ર અને ન્યાયી, સત્યવાદી, જીતેન્દ્રિય, પ્રમાણિક, દયાવાન, ઉદારતા-વાન ક્ષમાવાન, ધૈર્યતાવાન, બનાવી બુદ્ધિબળના વધારા સાથે તેમનું સન્માન સત્કિર્તિ ચોમેર ફેલાવી ધર્મની વૃદ્ધિ-ઇચ્છવી. તેવીજ રીતે ક્ષત્રિયપુત્રોએ પોતાના દેશના અને પોતાના આશ્રિત રાજ્યમાં રહેનારા બ્રાહ્મણ વિદ્વાનોનું સંતનું યોગીનું સંન્યાસીનું બ્રહ્મચારીનું મુક્ત પુરૂષનું સન્માન ઇચ્છવું. તેમનું રક્ષણ ઇચ્છવું. બ્રહ્મવિદ્યા કર્મઉપાસના જ્ઞાનભક્તિનો વધારો થાય. તેમ બ્રાહ્મણોની વેદવિદ્યાની વૃદ્ધિ ઇચ્છવી. બ્રાહ્મણના બાળકોને વેદવિદ્યા ભણાવવાની શાળાઓ ખોલવી.

તેમને અન્નપ્રદાન કરવું. અન્નક્ષેત્રો બાંધવાં. સંન્યાસી બ્રહ્મચારીને માટે અન્નક્ષેત્રો બાંધવાં. પાણીનવાણ બાંધવાં. પોતાના દેશમાં પોતાની પ્રજામાં કર્મ ઉપાસના અને જ્ઞાન-ભક્તિનો વધારો કરવાને અને પ્રજાને પણ ધર્મિષ્ટ બનાવવાને તેવા વિદ્વાન સંત બ્રાહ્મણોની પાસે જાહેર વ્યાખ્યાનો અપાવવાં. બ્રાહ્મણની ઉન્નતિમાં ત્રણે નાના ભાઇઓની ઉન્નતિ છે એમ નિશ્ચયજ માનવું.

कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेवच ॥
राज्ञो वृत्तानि सर्वाणि राजाहि युग मुच्यते ॥

સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ આ ચારે યુગો રાજાની કાર્યગતી ઉપર આધાર રાખે છે. કારણકે સારા નરસા સમયનું કારણ ક્ષત્રિય નૃપતિઓજ છે.

कलिः प्रसुप्तो भवति स जागृत् द्वापरं युगम् ॥
कर्म स्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥

ક્ષત્રિય નૃપતિઓ જ્યારે ધર્મશાસ્ત્ર મર્યાદાનું વર્તન કોરે મુકીને આળસ અને અજ્ઞાનતાથી જાણે ઊંઘતા હોય એમ કેવળ રાજસી તામસી વૃત્તિથી રાજ્ય ચલાવે ત્યારે કળિયુગજ જાણવો. ક્ષત્રિય નૃપતિઓ કંઇક જાગૃતી જેવી સ્થીતીમાં ધર્મશાસ્ત્રની કેટલીએક મર્યાદા સાચવતાં છતાં કંઇક દેહાધ્યાસ દેહમમતા અને દેહાભિમાન રાખીને કામ કરે ત્યારે દ્વાપરયુગ જાણવો. જ્યારે પોતાના ધર્મને જાણ-

વાની આતુરતા થાય ધર્મમર્યાદા સેવવાની ઇચ્છા થાય. બ્રાહ્મણોનું તેમ ગાયોનું રક્ષણ કરવાને ઈચ્છા થાય પોતાના ક્ષાત્ર ધર્મની મર્યાદા અને માનને સાચવવા સંત સાધુ સંન્યાસી બ્રહ્મચારી તત્વવેત્તા જીવનમુક્ત સદ્દગુરૂ તથા વિદ્વાન બ્રાહ્મણોના સમાગમની પ્રીતી હૃદયમાં પ્રકાશપામે વિગેરે સાત્વિકતા પૂર્વક ઉદારતાનાં કાર્યો કરવાની શુભેચ્છા થાય દયા ઉત્પન્ન થાય યજ્ઞ યાગાદી દેવકર્મ કરવાની ઈચ્છા થાય સંતોને પરમાત્મારૂપ મનાય દેશોદય કલાકૌશલ્યતા હુન્નર વિદ્યાનો વધારો કરવાની શુભેચ્છા થાય સ્વદેશ ભૂમિની સુપ્રજાને આશ્રય આપવાની ઈચ્છા થાય, ક્ષમા ધારણ કરવાને પ્રયત્નપૂર્વક યત્ન કરાય. ક્રોધ કૃપણુતાને દબાવાય. એમ થાય ત્યારે જાણવું કે ત્રેતાયુગ ચાલે છે. અને ધર્મશાસ્ત્રની યાવત્ આજ્ઞાઓજ રૂડા પ્રકારે સેવાય. સર્વ શુભેચ્છાઓને વર્તનમાં મુકી તમામ સાત્વિક ધર્મોનું પાલન કરતાં વર્ત્તનમાં મુકાય સંસાર તરફ અભાવ થતાં, વિષયો તરફ અભાવ થતાં, મોહ તરફ અભાવ થતાં. દેહાભિમાન તરફ અભાવ વધતાં, દેહ મમતા પુત્રધન આદી નાના પ્રકારની મમતાનો બીલકુલ અભાવ વધતાં, પરમેશ્વર તરફ ધ્યાન જાય. પ્રભુના તત્વને શી રીતે જાણું!!! પ્રભુને કયાં ખોળું!!! પ્રભુના તત્વને સત્ય રીતે સમજાવનારને કયાં શોધું!!! વિગેરે નાના પ્રકારની સદ્દગુરૂના શરણમાં રહેવાની શુભેચ્છાઓ બળવત્તર બને. બોલતા

જાગતા, પરમાત્મા સંતોનેજ સેવવાની ઈચ્છા થતાં અમૃત પીવાને દોડે. પ્રભુને વારંવાર વિનંતી કરે પ્રભુ એવું મેં શું પાપ કર્યું છે કે મને બ્રહ્મવિદ્યાનો હૃદયમાં પ્રકાશ કરતા નથી પ્રભુ!! દયાળુ થાઓ. પ્રભુ!!! તારો ભક્ત ટળવળે છે. પ્રભુ!! સંસાર સાગરમાં ડુબે છે પ્રભુ!! ભક્તનું રક્ષણ નહીં કરો તો તમારૂં સ્મર્ણ કોણ કરશે?? પ્રભુ જેવો તેવો પણ તમારોજ જાણો!! પ્રભુ!! તારો. પ્રભુ!! ઉગારો. હે સંતો!! આવો!! આવો!! પ્રભુના અવતાર રૂપ સંતો!! મારી બુમ સાંભળો!! અમૃત જ્ઞાનભક્તિ રસ પીધા વિના પ્રભુ મૃત્યુના મુખમાં જતાં મને આપ વિના કોણ છોડાવશે!! પરોપકારી અવતારધારી પ્રભુ!! તમોજ પરમાત્મા સ્વરૂપ છો. તમો આ સંસારમાંથી મુક્ત છો. જે મુક્ત હોય છે તેજ અન્યને મુક્ત કરી શકવા શક્તિમાન છે કેટલાએક શાસ્ત્ર જાણતા છતાં તે પ્રમાણે વર્તનમાં મુકવા શક્તિમાન થતા નથી. કેટલાએક વર્ત્તનમાં મુકવા ઇચ્છે છે છતાં સંસારના મોહથી નિર્બલ બનેલાઓ વારંવાર ઉપર નીચે આથડે છે. પણ હે મુક્ત સંતો!! તમો તો કેવળ શસ્ત્ર વિના આ માયા બળને આરંપાર વિંધીને સંસાર વનને બાળીને અહંમોહને કાપીને એકદમ તરી પાર ગયા છો તે તમોજ મુક્ત કરવા યોગ્ય છો. જે સંસાર બંધનથી મુક્ત છે તેજ દર્શનથી સ્પર્શથી કે બોધથી અમૃત પહાતા છે. એવા હે પ્રભુસ્વરૂપ સંતો!!!

આ મારી વિનંતી શ્રવણ કરો એવી રીતે ક્ષત્રિય નૃપતિની વૃત્તિ થાય ત્યારે જાણવું કે સત્યયુગ ચાલે છે. આવી સ્થિતિનો ઐતરેય બ્રાહ્મણમાં ઇન્દ્રે શુનઃશેપને ઉપદેશ કરેલો છે. આમ ક્ષત્રિય ભૂપતિઓની નિષ્ટા અને વૃત્તિ ઉપરથી કાળનો નિર્ણય સમજવાને શાસ્ત્રમાં આજ્ઞા છે. હવે ક્ષત્રિય ભૂપતિઓએ કીયાકાળના સ્વરૂપથી પોતાને વર્તવું જોઇએ. તે નિશ્ચય પોતાનો પોતે કરી લેવો જોઇએ.

ક્ષત્રિય કુલભૂષણ રાજકર્તા નૃપતિવર્યોના ઉત્તમ કલ્યાણના માર્ગનું દર્શન કરાવનાર અને તેમના પૂર્ણયોગરૂપ ગૃહસ્થાશ્રમને દીપાવનાર શાસ્ત્ર મર્યાદાના દાનધર્મની ઉદારતાના મુકુટને ધારણ કરાવનાર સત્ય હિતૈષી મહત્ સદ્ગુરૂ સ્વરૂપ સંતમહાત્માઓ ઉત્તમોત્તમ દાન કરાવવાની પ્રેરણા કરી સમજાવે છે. ક્ષત્રિયનૃપતિઓએ ગૃહસ્થાશ્રમ ચાલુ કર્યો એટલે તેના અંગે ગૃહસ્થાશ્રમની મર્યાદામાં સદાચારની દાન ધર્મક્રીયા પણ સારી રીત સમજીનેજ કરવી જોઇએ ગૃહસ્થાશ્રમતો બધાનો પણ સરખોજ છે. તેટલા માટે દાન ધર્મ ઉદારતાના નિયમો બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એમ સર્વ બંધુઓને પણ લાગુ પડે છે. સર્વના માટે એક સરખોજ નિયમ સમજવો જોઇએ. દાનધર્મ ઉદારતા શા માટે કરવી ? ? કેવા કારણથી દાન ઉદારતા ધર્મ સાચવવાની જરૂર છે. તે પણ જાણવું જોઇએ. તેટલા માટે ખુલાસો સમજવો કે—



# પ્રકરણ ૧૭ મું.

આ સૃષ્ટિ વિલાસ બનાવનાર પરમાત્માએ સર્વ કાંઈ તેણેજ બનાવ્યું છે અને તે પોતાની લીલા વિલાસ માત્રજ છે. આ સર્વ પદાર્થ તેમનાજ બનાવેલા હોવાથી તેમનીજ માલીકીના સમજવા. તમો બ્રાહ્મણ હો કે ક્ષત્રિય નૃપતિ હો કે વૈશ્ય શૂદ્ર હો કે હરકોઇ જીવાત્મા હો પણ તે સર્વ તે પ્રભુના બનાવેલા પ્રભુની માલીકીના પદાર્થો વા જીવાત્માએ છો. પરમાત્માની વેદશાસ્ત્ર સિદ્ધ આજ્ઞા ધારણ કરવી. તે પ્રભુની પ્રેરીત આજ્ઞાઓ છે. પ્રભુની યાવત વસ્તુ પદાર્થ માત્ર વસ્તુઓ તેનીજ હોવાથી તેમનેજ અર્પણ સ્વરૂપ છે. પછી આપણે અર્પણ કરવી એમ શામાટે હોવું જોઇએ ? ? તેનો જવાબ માત્ર તેમની આજ્ઞા પાળવા રૂપે અને તેમની પ્રસંન્નતા પ્રાપ્ત કરવા રૂપે તેમને અર્પણ કરવાની જરૂર ધારવી જોઇએ. અસ્તુ. પરમાત્માના વતીનું દાન દેવા યોગ્ય પ્રગટ સ્વરૂપ સંત મહાત્મા યોગી સંન્યાસી બ્રહ્મચારી છે કે તેઓને ધર્મવૃદ્ધિ શિવાય અન્ય કંઈ સ્વાર્થ નથી. તેમજ પરમાત્માની વતીનું દાન દેવા યોગ્ય બીજુ તેથી ઊતરતું પ્રગટ સ્વરૂપ વિદ્વાન બ્રાહ્મણો છે કે નિત્ય અનુષ્ટાનો, યજ્ઞો આદિ દેવકાર્યો કરે છે. પોતાને માટે કે પોતાની સ્ત્રી પુત્રાદિકને માટે સ્વાર્થ ધારતા નથી. પોતાની અયાચક વૃત્તિમાં પોતાનું પોષણ કરે છે. છતાં તે પ્રભુ

સેવામાંજ અર્પણુ કરતા ચાલે છે તેથી તેમને દોષ લાગતો નથી કેમકે તેવા સમજુ જ્ઞાતા બ્રાહ્મણો નિષ્કામ બુદ્ધિએ સર્વ કર્મ બ્રહ્માર્પણુ કરે છે તેથી તે દોષરૂપ નથી. વળી પરમાત્માના વતીનુ દાન દેવા યોગ્ય ત્રીજું. તેનાથી ઊતરતું પ્રગટ સ્વરૂપ અનેક જીવાત્માઓ છે. તેવાઓના સુખને ખાતર તેમને સંતોષ આપવા વા તેમના રક્ષણુ રૂપે જે દાન દેવામાં આવે છે તે અનંત કીરણોરૂપ જીવાત્માને પહોચતાં પણ પરમાત્માને પહોચે છે કેમકે અનંત જીવાત્મા પરમાત્માનુ સ્વરૂપ છે. એમ પરમાત્માના વતીનું દાન દેવા યોગ્ય ત્રણુ સ્વરૂપ પ્રગટ સ્વરૂપ જાણી પરમાત્માની માલીકીની ઊત્પન્ન થયેલી વસ્તુઓ પરમાત્માનેજ નિવેદન અર્પણુ કરવી જોઈએ. જો તે દાન સ્વાર્થ બુદ્ધિથી લેવામાં આવે તો તે ગુન્હેગાર છે અને દોષીત હોવાથી લેનાર જીવાત્મા પાપને ખાય છે. એમ જાણવુ જોઈએ. સ્વાર્થના હેતુને ખુલ્લી રીતે જણાવવાની જરૂર છે કે દરેક જીવાત્માઓને અર્પણુ થતું તે પરમાત્માને પહોંચે છે ખરૂં. પણુ તેમાં પોતાના સ્ત્રી પુત્ર તરીકેનો ભાવ હોવાથી તે સ્વાર્થ ગણાય અને તેમ ન માને અને તે દાન જેને આપવામાં આવ્યું હોય છતાં તેનો બદલો લેવા દેવાની અપેક્ષા તેની સાથે ના રહે તો તેજ પરમાર્થ ગણાય છે. સંત અને બ્રાહ્મણને આપવામાં આવતું દાન કેવળ પરમાર્થજ છે. કેમકે દાનના કરનારા બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રો સંત બ્રાહ્મણ પાસેથી પોતાનો સ્વાર્થ વા તેની

અપેક્ષાથી બદલો રાખતા નથી. અને તનો બદલો નથી માટે તે પરમાર્થ સ્વરૂપ છે. માટે નિષ્કામ કર્મ કરનારા, નિરપેક્ષીત, ભક્તીમાન વિદ્વાન જ્ઞાતા બ્રાહ્મણો અને સંત સાધુ, યોગી, સંન્યાસી, બ્રહ્મચારીને દાન આપવું. એ વિશેષ ઊત્તમોત્તમ છે. તેમ આંધળાં, લુલાં, લંગડાં, વટેમાર્ગુઓને માટે અન્નક્ષેત્રો, નવાણો, દેવસ્થાનો, ધર્મશાળાઓ, ઔષધશાળાઓ, વિગેરે બાંધી પરમાર્થ કરવું એ પણ યોગ્યજછે.

अमृतं ब्राह्मणस्यान्नं क्षत्रियान्नं पयः स्मृतम् ॥
वैश्यान्न मन्नमित्याहुः शूद्रस्य रुधिरं स्मृतम् ॥

બ્રાહ્મણનું અન્ન અમૃત સમાન છે. ક્ષત્રિયનું અન્ન દુધ સમાન છે. વૈશ્યનું અન્ન અન્ન સમાન છે. અને શૂદ્રનું અન્ન રૂધિર સમાન છે.

પરમાત્માની માલીકીની વસ્તુ પરમાત્માને માટેજ અર્પણ કરવામાં જે જીવાત્મા પોતાનુંજ સ્વાર્પણ પ્રભુમાં માને તે કદાપી બાહ્ય પદાર્થોમાં અંગત અભિમાન સ્વાર્થ કે ફળ અપેક્ષા કે બદલા માટે સમજેજ નહિં. કેમકે પોતે દાન કરનારો કહેવાતો છતાં પોતાનું તો છે નહિં. ત્યારે કેવી રીતે દાન આપી શકે છે ?? એટલે અભિમાન કરવાનું કારણ નથી. તેમ સ્વાર્થ પરાયણ ફળની ઈચ્છા પણ કેમજ રાખે? તેમજ બદલો પણ કેમજ ઇચ્છે ? ? છતાં પરમેશ્વરે પોતાની કૃપાનુસાર આપણાજ હાથથીજ સેવા લેવાની ઇચ્છાએ અને પોતાના કૃપાપાત્ર જીવાત્માને દાન ઊદારતાના પુણ્યનો યોગ

ઉત્પન્ન કરાવવાને પોતાના માનેલાને પ્રભુ પ્રેરણાથી દાન અપાવે અને પ્રભુ પોતાના ઉત્તમ મધ્યમ કનિષ્ટ એવા પ્રગટ સ્વરૂપે લે. અને તેથી વિશેષ કૃપા કરીને સંસાર સાગરમાંથી તારે; તેમાં આપણે જીવાત્માએ ઉદાર દાન કર્મોમાં કૃપણતા કરવી યોગ્ય નથીજ નથી. બ્રાહ્મણોને હાથે અપાય તેથી તે બ્રાહ્મણનું અમૃત સ્વરૂપ ગણી પ્રભુ લે છે, ક્ષત્રિયને હાથે અપાય તે ક્ષત્રિયનું દુધ બરાબર એમ પ્રભુ માન્ય કરી લે છે. એમ વૈશ્ય શૂદ્રનું પણ સમજવું. એમાં આપણે ચારે વર્ણોએ મારૂં છે એમ સારી રીતે માનવાનું નથી. અને અજ્ઞાનતાથી કદાપી માનો તો પણ બ્રહ્માર્પણ થયા પછી મારૂં કહેવાનું કારણ નથી કેમકે ફળની અપેક્ષા નથીજ નથી. પરમાત્માએ પોતાને પૈસા આપ્યા છતાં બીચારા કંગાળ વૃત્તિના જીવાત્માઓ અહંકાર અને મોહને લીધે ઉપરની ગુપ્તમર્મની વાત સમજી શકતા હોતા નથી. અને તેથી મારૂં વપરાઈ જશે. મારૂં ખર્ચ થઇ જશે. હું શું કરીશ. વીગેરે અહંમમત્વ રાખી જેનું તેને અર્પણ કરી માન, યશ. લાભ ખાટી લેવાના બદલામાં હાથે કરી ચોર બને છે.એવા જીવાત્માઓને વારંવાર બોધ આપી વારંવાર જાગૃત કરી પરમાર્થ સમજાવવા ચુકવું નહિં. તેમ પરમે-શ્વરનું પરમેશ્વરની માલીકીનું પરમેશ્વરનેજ અર્પણ કરવાનું અને કરનારો પોતે પણ પ્રભુનોજ હોવાથી પ્રભુને અર્પણજ છે. તેથી મારૂં છે એમ ખોટી સમજણ તેને વિસરાવવા

સતત્ પ્રયાસ કરવો જોઈએ. સત્યયુગ ત્રેતા દ્વાપરના બ્રાહ્મણો અને રાજાઓ આવી ઉંડી સમજણ પૂર્વકજ અતિ શ્રેષ્ટ દાન ધર્મ સમજતા હતા. તેથી મહાન ઉદાર કાર્યો કરી પ્રભુ સેવા માનતા હતા. તેમનાં સ્થાપન કરેલાં અને પશ્ચાત્ નૃપતિઓએ સ્થાપેલાં દેવસ્થાનો, ધર્મશાળાઓ, અન્નક્ષેત્રો, વેદપાઠશાળાઓ, અત્યાર પર્યંત કાશી વિગેરે સ્થાનોમાં નભી રહ્યાં છે. એ બ્રાહ્મણોના મહત્વને અને ક્ષત્રિય ભૂપતિ ઓના મહત્વને જોવાની જાણવાની જરૂરજ છે.

अश्रुयेष्टं च पूर्तं च नित्यं कुर्यादतन्द्रितः ॥

श्रद्धाकृते ह्यक्षये ते भवतः स्वागतैर्धनैः ॥

દ્વિજ પુરૂષોએ અહંમમતરૂપ તન્દ્રાનો એટલે અજ્ઞાન આલસ્ય કૃપણતાનો ત્યાગ કરી નિત્ય શ્રદ્ધા વડે ઇષ્ટ એટલે યજ્ઞયાગાદિક અનુષ્ટાનાદિક વેદાભ્યાસાદિક અને પૂર્ત એટલે દેવમંદિરો, વાવો, કુવાઓ, તલાવો, અન્નક્ષેત્રો, પરબો, ઔષધશાળો, ધર્મશાળાઓ વિગેરે બંધાવવાં તે-એમ ઇષ્ટ અને પૂર્ત રૂપ ઉભય કર્મો સ્વધર્મના માર્ગેથી આવેલા ધનથી શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે તો તે પરમેશ્વરાર્પણ હોઇ અક્ષય ફળને એટલે બ્રહ્મભૂય મોક્ષને આપવાવાળાં છે.

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ॥

परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥

દ્વિજ ગૃહસ્થાશ્રમી બંધુઓએ અત્યંત-સંતોષ બુદ્ધિથી અને ભાવ રાખીને સુપાત્ર એવા સંત, સાધુ, યોગી, વિદ્વાન

નૈષ્ઠિક બ્રહ્મચારી-કે જેઓ બ્રહ્માર્પણ કર્મ કરવાવાળા બ્રાહ્મણ છે તેમને બોલાવી તેમની યથાશક્તિ પ્રમાણે શ્રદ્ધાયુક્ત ઇષ્ટ અને પૂર્ત્ત રૂપ યજ્ઞયાગાદિક, વેદ પાઠશાળાદિક, દેવમંદિરો વાવો તલાવો અન્નક્ષેત્રો ઔષધશાળાઓ, ધર્મશાળાઓ આદી પરોપકારી કામ કરવા માટે જુદાં જુદાં દાનો આપવાં. જે સુપાત્ર બ્રાહ્મણ દાન લઇને કુપાત્રોને આપે છે, તેવા બ્રાહ્મણને કંઇપણ આપવું નહિં. તેમ જે બ્રાહ્મણ દાન લઇ લઇને સંગ્રહ કરે છે અને કૃપણતાથી સન્માર્ગે વાપરતો નથી તેવા ધનના ચોરને પણ કદાપી પણ આપવું નહિં. તથા તેવા કૃપણ બ્રાહ્મણની પૂજા પણ કરવી નહિં.

यत्किंचिदपि दातव्यं याचितेनानु सूयया ॥
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥

દ્વિજ ગૃહસ્થાશ્રમી બંધુઓએ કોઇપણ યાચકની યાચનાથી કંઇપણ આપવું હોય તો ઇર્ષ્યા કર્યા વિનાજ આપવું. યાચકને વિમુખ કાઢવો નહિં. વખતે એવું પણ બને છે કે જે બ્રાહ્મણાદિ સંતને માટે આપણને કદાપી શ્રદ્ધામાન ન હોય, કોઇ નિંદિત પાપી પુરૂષોના કહેવાથી તેવા સંત બ્રાહ્મણ ઉપરથી આપણી શ્રદ્ધા ઉઠી હોય અને તેમના સદ્‌ગુણોના અપૂર્વ ભંડારને જાણી ન શકયા હોઇએ પરંતુ તે ખરેખર પાત્રીભૂત હોય. એવી રીતે સમજી તેવા ઘણાંમાંના કોઇ એક એવું પાત્ર હોય કે જેને દાન આપવાથી દાતા સર્વ પ્રકારના પાપમાંથી તરી જાય છે માટે યાચકને ઇર્ષ્યા

કર્યા વિના જે કંઈ આપવું તે આપવુંજ. વિમુખ જવા દેવો નહિં. અને બ્રાહ્મણ સંતનું અપમાન કરવું નહિં.

**वारिद स्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः**

**तिलप्रदः प्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥**

જળનું દાન દેનારો એટલે વાવ કુવા તલાવ નવાણ બંધાવનારો સર્વ પ્રકારની તૃપ્તીને પામે છે. અન્નનું દાન **અન્નક્ષેત્ર** બાંધનારો અક્ષય સુખને પામે છે. તલનું દાન દેનારો પોતાને પ્રીય પ્રજાને મેળવી શકે છે. દીવાનું દાન દેનારો ઊત્તમ નેત્રના સુખને પામે છે.

**भूमि दो भुमि माप्नोति दीर्घमायु र्हिरण्यदः ॥**

**गृह दोऽ ग्र्याणि वेश्मानि रूप्य दो रूपमुत्तमम् ॥**

પૃથ્વીનો દાન આપનારો પૃથ્વીને મેળવે છે. સુવર્ણનું દાન આપનારો દીર્ઘ આયુષ્યને પામે છે. ઘરનું દાન આપનારો ઊત્તમ પ્રકારના મેહેલોને મેળવે છે. રૂપાનું દાન આપનારો ઉત્તમ રૂપને પામે છે.

**वासोदश्चन्द्र सालोक्यमश्वि सालोक्यमश्वदः ॥**

**अनडुदः श्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् ॥**

વસ્ત્રનું દાન કરનારો ચન્દ્ર લોકમાં જાય છે. અશ્વનું દાન દેનારો અશ્વિનીકુમારના લોકને પામે છે. બળદનું દાન દેનારો સંપૂર્ણ લક્ષ્મીના સુખને મેળવે છે. અને ગાયનું દાન આપનારો સૂર્યલોકમાં જાય છે.

यानशय्या मदो भार्या मैश्वर्यमभयप्रदः ॥
धान्यदः शाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्म साष्टिंताम् ॥

વાહન અને શય્યાનું દાન દેનારો સ્ત્રીના સુખને પામે છે. અભય દાન દેનારો મહાન પ્રભુના ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે. અનાજનું દાન દેનારો અવિનાશી સુખને પામે છે. અને બ્રહ્મવિદ્યાનું દાન દેનારો વેદશાસ્ત્રસ્મૃતિ પુરાણ ઇતીહાસ અને અનુભવ યુક્તિ સાથે પરમેશ્વરની ઓળખાણનું જ્ઞાન અને તેની ભક્તિના સંપૂર્ણ બળને ઉત્પન્ન કરી જીવ ભાવ મટાડી તેને સ્વસ્વરૂપ પરમાત્મામાં પોહોચાડે છે. એવી બ્રહ્મવિદ્યાનું દાન દેનારો બ્રહ્મભૂય મુક્તિ સ્વરૂપ સ્વાનંદ લોકને પામે છે.

---

## પ્રકરણ ૧૮ મું.

---

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥
वार्यन्न गोमहीवास स्तिलकांचन सापिषाम् ॥

**એટલાજ માટે** જળ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તલ, કાંચન, અને ઘી, આ બધી વસ્તુઓના દાન કરતાં પરમાત્મા પરમેશ્વર સંબંધી બોધ દાન સર્વથી શ્રેષ્ટમાં શ્રેષ્ટ બ્રહ્મવિદ્યા દાન છે. જેથી સમજે કે વગર સમજે પણ લોકો સંતસમાગમ મહિમા ગાય

છે. સંતજનોમાં પ્રીતી રાખે છે. સંતનેજ પ્રભુરૂપ માને છે. અને વેદ પણ તેમજ કહે છે ब्रह्मवेद ब्रह्मैव भवति જે બ્રહ્મ સ્વરૂપને જાણે છે તે બ્રહ્મજ છે. તેજ પરમાત્મા છે. એવા સંત ઉપનામક યોગીજનો પ્રભુમય સ્વરૂપથી પ્રભુરૂપેજ આ જગતનું કલ્યાણ કર્તા વિચરે છે—करुणापूर्ण हृदया भ्रमन्ति धरणी तले। अनुग्रहाय लोकानां जीतक्रोधा जितेन्द्रियः એવા અત્યંત કરૂણામય હૃદયથી લોક સમૂહનું કલ્યાણ ઇચ્છીને ક્રોધને તથા સર્વ ઇન્દ્રિયને જીતીને આ પૃથ્વી ઉપર વિચરે છે તથા दर्शने स्पर्शने नैव भाषणेनविशेषतः ॥ पावयान्ति जनान् सर्वान् साधवः समदार्शिनः ॥ કોઇને પોતાનાં દર્શન માત્રથી કોઇને સ્પર્શ કરવા માત્રથી અને કોઇને ભાષણ અર્થાત્ બોધથી પાવન કરવાવાળા સમદર્શિ સંતપુરૂષો સર્વ જનસમૂહને પાવન કરે છે. બાહારથી મનુષ્ય દેહધારી દેખાતા છતાં પણ જેમને શરીરાભિમાન કે શરીર દૃષ્ટિ નથી. મનુષ્યની પેઠે ખાતાપીતા અને સર્વ મનુષ્યમાં હરતા ફરતા, છતાં મનુષ્યના સ્વભાવનો ત્યાગ કરી. સર્વ મનુષ્ય માત્રને પરમાત્મા સ્વરૂપ જોતા, પોતે પરમાત્મામય રહેતા. પોતાના દેખાતા પ્રારબ્ધમયમાત્ર દેહના આયુષ્યથી પ્રભુની ભક્તિ કરતા કરાવતા, સુખ દુઃખ માનાપમાનને સહન કરી સર્વનું હિતજ સંભાળી વિચરે છે. એવી તેમની મહત્તા વિશ્વ વંદનિય છે. પામર વિષયી પુરૂષો તેમની અંતરની સ્થીતીને સમજી શકતા હોતા નથી. તેવા તો તેમને

મનુષ્ય શરીર સ્વરૂપે દેહધારી અનેક જીવાત્માના જેવા જીવાત્મા સ્વરૂપે જાણી અન્ય કે પોતાનાં કર્મની દષ્ટિએ તેમને પણ પોતાના જેવાજ કર્મ કરનારા સમજે છે. અને તેથી તેમને પ્રભુ સ્વરૂપ શી રીતે જાણે ? ? વખતે તેમની નિંદા પણ કરે છે. અને તેમને અપવાદ રૂપ જણાવે છે. પણ તેમની આવી ઉચ્ચ સ્થીતીના મહાયોગને માત્ર મુમુક્ષુ જનો અગર તેમના સહવાસમાં રહેનારા જ્ઞાતા પુરૂષોજ સમજે છે. હીરાની પરીક્ષા ઝવેરીજ જાણે છે. બગલો અને હંસ દેખીતા સરખા, ધોળા અને બંને સમુદ્રના કીનારાના બેસવાવાળા છે. એ વાત સાચી છે પણ તેમની કીયા-સ્થિતિમાં ભેદ છે. એક માછલી ખાય છે ત્યારે બીજો મોતી ખાય છે હંસનો સ્વભાવ પાણી રહેવા દઇને દુધ પીવાનો છે એ વાત કોઇકજ સમજી શકે છે. આવા બ્રહ્મવેત્તા સંતો જગતમાં કવચિતજ અને કવચીતનેજ દર્શનમાં આવે છે. મલયાગીરી પર્વતમાં ચંદનના વૃક્ષો અપાર છે. અને ત્યાંના ભાલ લોકો તેનાંજ લાકડાંને રસોઇના કામમાં વાપરે છે. કેમકે તેમને અતિ પરીચય સ્વભાવથી તેની કીમત નથી. તેની કીમત જંને તેના ગુણની માહિતી છે ત્યાંજ હોય છે. એટલે તેજ મલીયાગરૂ ચંદનને કીમતવાન જાણે છે. એમ જે ગામમાં તેવા જીવન્મુક્ત પુરૂષો પ્રકાશમાન થાય છે ત્યાંના તેમની જ્ઞાતિના સગાવહાલા, તેમના સહવાસીઓને, તેમની કીમત પોતાના સરખીજ લાગે છે. પણ તે સંતની

બ્રહ્મવિદ્યા, તેમની બ્રહ્મવિદ્યાના બળની ઉચ્ચતરતા, અને તેમની પરોપકારી કેવળ **પરમાર્થ વૃતિ** બહારગામના બ્રહ્મવિદ્યાના તત્વના અભ્યાસી ભક્ત જ્ઞાની જનનેજ હોય છે. મનુષ્ય જેવા જણાતા પણ તે મનુષ્ય જેવા નથી. દેહધારી જણાતા છતાં તેઓ દેહધારી નથી. દેહના અનાશ્રીત કર્મ-ફળને ભોગવતા છતાં તે દેહ ભોગોથી મુક્ત સ્વરૂપે રહેવા-વાળા છે. જેઓનો ઉદય સંભવે છે. તેઓ તેમના જ્ઞાનના પરીપકવ સ્વભાવથી તેમને **અમૃત સમાન** સુખદાતા માને છે. તેમનો પવિત્ર અને સત્યતા ભરેલો વ્યવહાર પાપી વિષયી પામરોને દુઃખમયજ છે તથી તેઓ તેમની નીંદા કરી પોતાના હિતને બગાડે છે. શાટ્યાયન શ્રુતિમાં કહેલું છે કે तस्य पुत्रादायमुपयान्ति सुहृदः साधुकृत्यां द्विषन्तःपापकृत्याम् ॥ તેના **પુત્રોને** માત્ર **વારસોજ** મળે છે. તેમના **મીત્ર** એટલે તેમની સેવા કરનારને તેમનુ પુણ્યફળ મળે છે. તથા તેમના **દ્વેષી** એટલે નિંદા કરનારને તેમના **પાપનું ફળ** મળે છે એવી રીતે જીવન્મુકત સંતપુરૂષ પુણ્યપાપથી રહિ-તજ રહી શકે છે. સેવા અને નિંદા કરનાર પોતાની આપે પુણ્યપાપ વેંહેચી લે છે તેમાં સાધુ **રાગદ્વેષરહિત છે.** તેમજ કૌશીતકી શ્રુતિમાં પણ કહેલું છે કે तत्सुकृत दुष्कृते विधुनते ! तस्य प्रिया ज्ञातयः सुकृतमुपयान्ति अप्रियादुष्कृतम् ॥ યોગી (જીવન્મુક્ત) એટલે જીવાત્મા અને પરમાત્માનો અ-ભેદ સબંધ જોડનાર. તે યોગી-પુણ્ય અને પાપનો ત્યાગ

કરે છે તેમાં તેમના સ્નેહીઓ સંબંધીઓ અર્થાત્ સેવાં કરનારાઓ તેઓના પુણ્યને પામે છે. અને તેમનો દ્વેષ કરનાર નિંદકજનો તેમના પાપના ભોક્તા થાય છે ઇત્યાદીક શ્રુતિઓ ઉપરથી બ્રહ્મવેત્તા પુરૂષનાં પુણ્યપાપો વેંહેચાઇ જતાં પોતે નિષ્કલંક બ્રહ્મસ્વરૂપથી વસે છે. બ્રહ્મસુત્રમાં પણ તેને માટે સૂત્ર છે કે, हानौतूपायन शब्दशेषत्वात " આ તમામના આધારપૂર્વક મનુ મહારાજે પણ તેજ વર્ણવ્યું છે કે,

प्रियेषु स्वेषु सुकृतम प्रियेषु च दुष्कृतम् ॥
विसृज्य ध्यानयोगेन ब्रह्माप्योति सनातनम् ॥

બ્રહ્મવેત્તા પુરૂષ પોતાના હિત કરનારા ( સેવાકર્તા ) પ્રિયપુરૂષોને પુણ્ય આપીને તથા પોતાનો દ્વેષ કરનાર નીંદક પુરૂષોને પાપનો બોજો આપી પુણ્યપાપ ત્યાગી પરમાત્માના ધ્યાન યોગવડે સનાતન એવા પરમપદને પામે છે. એવા નિસ્પૃહ યોગીઓજ જગતના અધિકારી મુમુક્ષુ ભક્તજનોના કલ્યાણના માટે બ્રહ્મવિદ્યાનો બોધ કરતા, રાગ દ્વેષ રહિત પરમાત્માના સ્વરૂપમાં રમના, જ્ઞાનભક્તિમય ગુણગાતા, ગવરાવતા, પૃથ્વીમાં વિચરે છે અને તેવાજ જન સમુહને સંસાર સાગરથી તારે છે. બીજા એકે ઉપાયથી સંસાર સાગર તરાતું નથી. સકામ દાન પુણ્યાદિકથી ઉચ્ચ ગતિ પ્રાપ્ત થાય છે પણ સંસાર બંધનથી મુક્ત થવાતું નથી, નિષ્કામ બ્રહ્માર્પણ દાન પુણ્યનાં સુકૃત પુણ્યયોગે

આવા સંતપુરૂષોમાં પરમેશ્વર તુલ્ય પ્રેમ લાગે છે માટે દાનપુણ્ય આદી ઉદારતા શ્રેષ્ઠ ફળને આપનાર છે એમ જાણો,

न विस्मयेत तपसावदे दिष्ट्वा च नानृतम् ॥
नार्तोऽप्यपवदे द्विमान् न दत्वापरि कीर्तयेत् ॥

તપ કરીને ગર્વ કરવો નહિં. (ગર્વથી તપ નાશ પામે છે) બ્રાહ્મણોથી પીડાતાં છતાં પણ બ્રાહ્મણોની નીંદા કરવી નહિં. (બ્રાહ્મણોની નીંદાથી કુલનો ક્ષય થાય છે) અને દાન આપીને કહી દેખાડવું નહિં. (આપીને કહી દેવાથી પુણ્યનો નાશ થાય છે) માટે સજ્જન દ્વિજ પુરૂષોએ પોતાના કલ્યાણનો માર્ગ સાધ્ય કરવો જોઈએ.

---

## પ્રકરણ ૧૯ મું.

---

ઉપર પ્રમાણે ક્ષત્રિય ભૂપતિ રાજપુત્રોએ પોતાના વ્યવહારને ઉજવલ બનાવી. પોતાના આત્મા પરમાત્માના અભેદયોગના જ્ઞાનને જાણવા પોતાની શુભેચ્છાને ધારણ કરવી જોઈએ. વૈદિક વિધિ પ્રમાણેની શાસ્ત્ર માન્યતા પ્રમાણે પોતાની ક્ષત્રિય વર્ણના નિયમપૂર્વક સ્નાનવિધિ ત્રિકાલ સંધ્યા પંચાયતન દેવપૂજા વૈશ્વદેવ બ્રહ્મયજ્ઞ દેવતર્પણાદિક દેવકર્મોથી-અને બ્રહ્મચર્ય આદી નીતી સદાચરણની યોગ્યતાથી-તથા વ્યવહારમાં ગૃહસ્થાશ્રમીને યોગ્ય

એવા ગૃહસ્થાશ્રમધર્મની અનુકુળતાએ સત્યતા-દયા-ક્ષમા પ્રમાણીકતા, ધૈર્યતા સહનશીલતા વિવેક, વૈરાગ્ય, વિનય, નમ્રતા, સુશીલતા, આર્જવતા, પવિત્રતા. અહિંસક કર્મોની વૃત્તિ, ઉદારતા, દીનતા, અને ધર્મમર્યાદામાં અવિધિરૂપ ન કરવાના કહેલાં કર્મોની ત્યાગવૃત્તિથી. શુદ્ધ ધર્મ કર્મ સચવાતાં તેના યોગે પુણ્ય પ્રકાશથી પોતાની બુદ્ધિ શુદ્ધ થાય છે. જેમ જેમ આ સર્વ કામો બલવત્તર સ્વભાવથી પોતાને જણાય છે. તેમ તેમ તે બળથી બુદ્ધિમાંના બુદ્ધિના મલ દોષો નિવૃત્તિને પામે છે. એટલે બુદ્ધિરૂપ કાચ શુદ્ધ થતાં તેમાં ચોખ્ખું સમજાય છે. જેમ જેમ બુદ્ધિરૂપ કાચ નીર્મલ થતો ચાલે છે તેમ તેમ તે ઉંચુ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

**वेदाभ्यास स्तपोज्ञानामिन्द्रियाणां च संयमः ॥**
**अहिंसा गुरु सेवाच निःश्रेयस करं परम् ॥**

વેદનો અભ્યાસ, જ્ઞાનવિચાર તપ, ઈન્દ્રિયોના વિષયોનો સંયમ કોઇપણ જીવાત્માના મનની પણ હિંસા ન કરવી. (તો શરીરની તો કેમજ કરવી ?) અને સદ્ગુરૂ બ્રહ્મવેત્તાની સેવા એ પાંચ કર્મો દરેક જીવાત્માને મોક્ષના હેતુ રૂપ છે.

**सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ॥**
**त द्रयम्यं सर्व विद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥**

ઉપર કહેલાં સર્વ શુભ કર્મોમાં આત્મા પરમાત્માના

અભેદ યોગ સંબંધીના જ્ઞાનને પરમશ્રેષ્ટ જાણવું. કેમકે આત્મજ્ઞાન વિદ્યા સર્વ વિદ્યામાં શ્રેષ્ટજ છે. કેમકે તેનાથીજ અમૃતપદની પ્રાપ્તી થાય છે.

જ્ઞ ધાતુથી જ્ઞાન શબ્દ સિદ્ધ થાય છે જ્ઞ એટલે જાણવું. અર્થાત્ જ્ઞાનશબ્દથી જાણવાપણું સમજાય છે. પોતાનો આત્મા એ શું અને કોણ છે. વા તે આત્મા પોતાનુ અંતિમ પરમાત્મા સ્વરૂપ શી રીતે છે અને તે કેવી રીતે સમજવાનુ છે. તે જાણવું, તેની મૂળ વિચાર દૃષ્ટિ વિચારવાની છે. એક વખત જગતની બાજુથી અને બીજી વખત પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વરની બાજુથી એમ બે બાજુથી વિચાર કરવાનો છે. પહેલાં જગતની બાજુથી એવો વિચાર કરવો કે આ જગત તે શું છે અને તેનો રચનાર પરમેશ્વર કેવી રીતે સમજવાનો છે અને તેને કેવી રીતે ઓળખવો-જાણવો. પરમેશ્વર કોણ અને કેવા લક્ષણથી તેને ઓળખી શકાય છે?? ત્યારે પોતાનો જીવાત્મા કોણ?? અને તેને પણ કેવા લક્ષણથી ઓળખી શકાય છે?? આખા જગતનો રચનાર પ્રભુ છે ત્યારે આ અનંત પ્રાણીઓ અને જીવાત્માનો રચનાર પણ તેજ હોવો જોઇએ. ત્યારે આ જીવાત્માઓ પોતાના પ્રભુપદમાંથી ક્યારના છુટા પડયા છે કે શી રીતે થયા છે તે પણ જાણવું જોઇએ. તેમ હવે કેવી રીતના સાધનથી વા શું કરવાથી પાછા પોતાના પરમાત્માના સ્વરૂપમાં રહેવાય છે તે પણ જાણવું જોઇએ.

હવે જીવાત્માની ઉત્પત્તિ પ્રથમ શી રીતે સમજાવવામાં આવે છે. અને તેને માટે વેદશાસ્ત્ર સ્મૃતિઓનો આધાર કેવી રીતે છે તે જાણવું જોઇએ.

પ્રથમ પરમાત્મા શિવાય અન્ય કંઇપણ નથી. તેની સમજણમાં यतो वाचो निवर्त्तंते अप्राप्य मनसासह । आनंदं ब्रह्मणो विद्वान् नबिभेति कदाचन श्रुतेः ॥ આ શ્રુતિ પ્રમાણે પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વરનું સામાન્ય સમજણનું લક્ષ્યાર્થ લક્ષણ જ્યાં વાણી અને મન નિવૃત પામી જાય છે. જેનું વર્ણન કરી શકાતું નથી એવા આનંદસ્વરૂપ બ્રહ્મને જાણીને નિર્ભય થાય છે. તેજ પરબ્રહ્મ પરમેશ્વર સત્યને सत्यं ज्ञान मनंतं ब्रह्म એવા પૂર્ણ સભર સ્વરૂપને વાણીથી વર્ણવાય છે. આ સ્વરૂપના નિશ્ચયમાં જગત કે જીવ કે ઇશ્વરકે માયા કે એ સર્વનું લય જવાપણું કે ઉત્પન્ન થવા પણું કંઇપણ નથી. કેમકે જેને વાણી અને મન વર્ણવી શકે નહિં તેમાં વાણી વિચાર કેમજ હોય ? ? ત્યારે આવા સ્વરૂપથી કોઇની ઉત્પતિ સમજાય નહિં. તે પછીની શ્રુતિ તે પરમાત્માના સત્ય સ્વરૂપનું જ્ઞાન સ્વરૂપનું અને અનંત સ્વરૂપનું ભાન આપે છે. આ શબ્દથી સત્ય સ્વરૂપ એટલે અસત્યનો જેમાં અભાવ કે લય છે એવો અર્થ નીકળે તથા તથા અનંત સ્વરૂપ કે જેમાં અંતવાળા એક બે ત્રણ સંખ્યા વાચકનો અભાવ અથવા લય એવો અર્થ નીકળે. એવા શબ્દો તે વાણી રહિત પરમાત્માને માટે વાણી વડે

કહેવાય છે. હવે જેમાં લય છે તેમાંજ ઉત્પત્તિ જાણુવી. જેમાં લય નથી તેમાં ઉત્પત્તિ પણુ કયાંથી ? ? એવા શાન્ત પ્રભુના સ્વરૂપની જાગૃતી. તે પરમપદની ઉચ્ચતર સ્થીતી જાણુવી. જેને અન્યજનો નિર્વાણુ વા નિવૃત્તિથી પરે એવી સ્થીતીના સ્વરૂપે અનુભવે છે એટલે વાણીની ઉચ્ચતર ગતીએ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંત સ્વરૂપ કહેવાય. તે વાણીની શાન્તિ સ્વરૂપે માત્ર ૐ પરમાત્માજ છે. એમ વાણી મન સહિત અને વાણી મન રહિત સ્વરૂપને પરમાત્મા કહેવાય છે. તેનેજ ૐ અક્ષરાતીત કે તૂર્યાતીત એવા સ્વરૂપથી વર્ણવે છે. તે સ્વરૂપ સ્વયંપ્રકાશ, સ્વતઃસિદ્ધ કે જેને માટે વેદોનાં પ્રમાણુની પણુ અપેક્ષા નથી. એમ વેદાતિત પણુ કહેવાય છે. તે જીવન્મુક્ત સ્થિતીવાન યોગીની સ્વસ્વરૂપ બ્રહ્મભૂય મુકિત અથવા પરમપદ, નિજાત્મ, સ્વયં, સ્વપાદ, સ્વાનંદ સ્વરૂપ જાણુવું. સ્વ શબ્દની સંજ્ઞા માત્રથી સિદ્ધ છે. આ સ્વરૂપને સમજવા માટે પૂર્ણ પંચમપાદ પ્રિયપતિ–ગણુપતિ–બ્રહ્મણુસ્પતિ, એવા નામથી પણુ વર્ણવાય છે. આ સ્થાન સંન્યાસી, બ્રહ્મચારી, યોગી સ્વરૂપે વસતા પુરૂષોને સ્વસ્વરૂપમય વસવા અથવા ઉપાસના કરવા યોગ્ય છે. અત્રે અક્ષરાતીત ૐકારસ્વરૂપને પ્રતિપાદન થાય છે. ત્રીકાલાતીત કહેવાતો છતાં તે ત્રીકાલાત્મક પણુ છે અને તેથીજ તે ૐકારના ઊત્થાન સ્વરૂપે (ૐ) આવા ઉત્થાન સ્વરૂપથી

મહા ગણુપતિ પણ કહેવાય છે. કે જે સંન્યાસી યોગીનું ઉપાસ્ય બ્રહ્મ છે. સર્વ ઉપનિષદો ૐકાર સ્વરૂપથી વર્ણવે છે. એમ પ્રમાણુભૂત છે.

આ ૐકાર સ્વરૂપ પંચમપાદ, પરમાત્મા પરમેશ્વરજ જગતસર્જનકાળના આદિમાં મહા ગણુપતિ તૂર્યાતીત છતાં તૂર્ય એટલે ચતુર્થપાદ રૂપે કહેવાય છે. પરમાત્માના સભર સ્વરૂપમાં અન્ય ભેદ પ્રવેશ કરવા પામતો નથી. છતાં તેમાંજ ભેદ કલ્પાય તે સમયે તે નિર્વિકલ્પ છતાં સવિકલ્પ ગણાય છે. તે કંઇ એવો બની જતો નથી. પણ એક પાદ નીચે આવતાં એ રૂપે (ભેદ કલ્પાતાં) વિકલ્પ સાથે રહેવાના યોગથી ગણાય છે. વિકલ્પની વ્યાખ્યા છે કે, शब्दज्ञानानुपाति वस्तुशून्यो विकल्पः ॥ શબ્દ અને શબ્દ અર્થના જ્ઞાનવડે રક્ષણુ થતાં છતાં પણ સત્યરૂપે વસ્તુશૂન્ય એટલે મિથ્યા કલ્પના રૂપજ હોય તે વિકલ્પ છે. એવા યોગથી રહિત તે નિર્વિકલ્પ અને એવા યોગસહ વર્તમાન તે સવિકલ્પ છે. મિથ્યા કલ્પના રૂપ જે વિકલ્પ તે શબ્દ અને જ્ઞાનરૂપે કહેવાય છતાં તેમાં અર્થના નિશ્ચયથી સત્ય-રૂપે નહિં. એવો માયા શબ્દનો યોગ. તે પરમાત્મા સાથે જોડાવાથી તે તુર્યાતીત પરમાત્મા તુર્ય સ્વરૂપ કહેવાય છે અર્થાત્ પરમાત્મા કે જે તુર્યાતીત પંચમપાદમાં "प्रकृतेः पुरुषात्परं" આશ્રુતિથી પ્રકૃતિ એટલે માયા અને પુરૂષ નામ વિશેષણુથી તે શ્રેષ્ઠ છે અર્થાત્ તે પુરૂષ કે

પ્રકૃતિ રૂપ કહેવાતો નથી. તે આ તુર્ય સ્થાનમાં પરમાત્મા પોતે **પુરૂષરૂપ** અને પેલી મીથ્યા કલ્પના **વિકલ્પ** **સ્વરૂપ** નામ માત્રથી **માયા** તે પ્રકૃતિ એવા નામથી કહેવાય છે. જ્યાં માયારૂપ વિકલ્પ સ્વરૂપ ખડો થયો કે ત્યાંથીજ જગતનું બીજ નખાયું. એટલે જગતની ઉત્પત્તિનું સ્થાન આ તુર્યસ્થાન હોવાથી લયનું સ્થાન પણ આજ છે. આ તુર્ય એટલે ચતુર્થપાદના પુરૂષપણુાને વેદમાં, શાસ્ત્રોમાં, સ્મૃતિઓમાં, પુરાણોમાં મહાભારત, રામાયણાંદિ ઇતિહાસોમાં કોઇ ઇશ્વર કોઇ **સાક્ષી**, કોઇ **કુટસ્થ** કોઇ **મહેશ્વર**, કોઇ **સદાશિવ**, એવા નામથી કહે છે ત્યારે કોઇ "**એક**!' એવી સંજ્ઞાથી પણ કહેવાય છે. કોઇ **અદ્વિતીય** પણ કહે છે. આ સ્થાનના ઉપાસક ભક્તોને સદાશિવના ઉપાસક કહેવાય છે.

આ સ્થાનમાં **પુરૂષ** સ્વતંત્ર છે ખરો. સ્વાધિન પણ છે ખરો. છતાં માયાની ઉપાધિવાળો હોવાથી તે માયાનો માયીનૂ કહેવાય છે. તેથી પંચમપાદના પરબ્રહ્મની સાથે યોગ કરવાવાળો **સમાધિ ધારણ કરવાવાળો યોગી** છે. આ સ્થાન સન્યાસીઓનું છે તેથી યોગી કે સંન્યાસી સ્વરૂપે આ સ્થાનમાં રહીને ઉપરના પંચમપાદની ૐ બ્રહ્મણુસ્પતિ શ્રી મહા ગણુપતિની ઉપાસના કરતો સ્વયંજ્યોતિમાં મળવા ઇચ્છતો સ્વસ્વરૂપાવસ્થા જીવન્મુક્તતાને પામે છે.

એમ આં **ચતુર્થ** તુર્યપદ પરમપવિત્ર કલ્યાણકારી

શિવ સ્વરૂપ છે આ ઇશ્વરજ ઉત્પત્તિ સ્થીતી અને પ્રલય-રૂપની સર્વ સત્તાધારક છે. આ ઇશ્વરની માયા મૂળમાંજ મીથ્યારૂપા અને કલ્પના માત્ર દ્વૈત સ્વરૂપ કહેવાય છે. સમજવાની રીતે તો સુવર્ણની પીળાશ. રૂપાની શ્વેતતા-ખાંડની મીષ્ટતા-જળની સ્પંદતા-આકાશની ઘનશ્યામતા, અગ્નિની ઉષ્ણતા-ની પેઠે અભેદરૂપે પોતાના તુર્યપુરૂષની સત્તારૂપે સ્વસ્વરૂપ વિરાજે છે. છતાં તુર્યપુરૂષની સત્યતાએ તે અસત્યરૂપ તુર્ય પુરૂષની અદ્વૈતતાએ તે દ્વૈતસ્વરૂપ છે. કલ્પિત છે. સત્યમાં અસત્ય એ કલ્પનાનો ભાસ માત્ર છે અદ્વૈતતામાં દ્વૈતાભાસ છે માટે મિથ્યા કહેવાય છે પણ તુર્ય પુરૂષ અને તેની સત્તારૂપની આ માયા અવ્યકત સ્વ-રૂપ છતાં બે પ્રકારથી વર્ણવાય છે. જગત ઉદયકાળમાં અવ્યકત વર્ણવાય. અને જગતના લયકાળમાં તે અવ્યક્તજ કહેવાય છે. સત્તારૂપે તુર્યપુરૂષ રૂપે ગણાય છતાં તે પુરૂ-ષત્વમાં મીથ્યા કલ્પનારૂપ છે. તેના બે પ્રકારમાં ૧ વિદ્યા પ્રકૃતિ ૨ અવિદ્યાપ્રકૃતિ એવાં બે નામો છે. આ તુર્ય-પાદની પ્રકૃતિના વિકલ્પ સહયોગથી અત્રે एकोहं बहुस्याम् प्रजायेयेति ॥ આશ્રુતિના પ્રમાણપૂર્વક આ તુર્યપાદ પુરૂષ કે જે એક એવા અદ્વિતીય યોગથી છે. તે વિકલ્પના સંયોગમાં અહ ઊત્થાનમય થતાં બહુરૂપ ભાવથી સમ-ષ્ટિરૂપ છે. અને અવિદ્યા પ્રકૃતિમાં પણ બહુરૂપ ભાવથી વ્યષ્ટિ સ્વરૂપ છે. આ બન્ને મોટા નાના પણ જીવો છે.

એમ પંચમ બ્રહ્મ તૂર્યાતીત પાદવાળો પરબ્રહ્મજ તૂર્યપાદમાં પુરૂષરૂપ એક સંજ્ઞાથી અદ્વિતીય કહેવાયો. તેજ તૂર્યપાદમાંથી ઉતરતાં નિચેના ત્રિપાદરૂપ બહુરૂપ થયો. અથવા વિદ્યાથી ત્રિપાદરૂપે ત્રીજાપાદમાં સમષ્ટિ–વ્યાપક સ્વરૂપ થયો. અને અવિદ્યાથી બીજા પાદરૂપે વ્યષ્ટિ ભિન્નરૂપ થયો. અને પ્રથમ પાદરૂપ કેવળ મિથ્યા દેહસ્વરૂપ કલ્પાયો. એમ પંચમપાદમાં પૂર્ણ બ્રહ્મ ચતુર્થપાદમાં બાર આની બ્રહ્મપુરૂષ–ત્રીજાપાદમાં આઠ આના પુરૂષ. બીજાપાદમાં ચાર આના પુરૂષ થયો. અને અંતે પ્રથમપાદમાં બીજા પાદવાળી અવિદ્યાજ કેવળ શરીરરૂપ પ્રકૃતિજ ગણાઈ. એમ તે સત્તારૂપ મીથ્યા કલ્પનારૂપ માયા કેવળ વિકલ્પ સ્વરૂપથી શરીરરૂપે પ્રત્યક્ષ સિદ્ધ થઈ. એક એ તૂર્યપાદ અને નીચેના ત્રિપાદે તે બહુરૂપથી સિદ્ધ છે. વ્યાકરણના નિયમ પ્રમાણે એકવચન દ્વિવચન અને બહુ વચનરૂપ એવાં ત્રીવચન રૂપથી ત્રિપાદ સિદ્ધ બહુપદ છે.

તૂર્યપાદનો ઇશ્વર मायां तुं प्रकृतिं विद्यान्मायिनं तुं महेश्वरम् ॥ માયાવાળોં છતાં બાર આના પોતાનું સ્વસ્વરૂપ હોવાથી માયા તેને બાધ કરી શકતી નથી. તેથી માયામાં ગુંગળાતો નથી. પણ માયાના સાક્ષી સ્વરૂપેજ રહે છે. તેથી નિચેના ત્રિપાદમાં બલવાન સત્તાને લીધે પુરૂષ બળ આઠ આના ચાર આના અને શૂન્ય હોવાથી પુરૂષને પોતાની સત્તામાં ગુંગળાવે છે એમ વિદ્યારૂપ ત્રીજાપદનો સમષ્ટિના પણ ત્રી-

ભેદ અને અવિદ્યારૂપ વ્યષ્ટિના પણ ત્રિભેદ છે. સમષ્ટિના ત્રીભેદ **વિદ્યાપ્રકૃતિના છે** તેથી તે દેવરૂપ મહાન્ **જીવ** ગણાય છે પણ તે વિદ્યા પ્રકૃતિમાં ઉત્પન્ન થયેલા હોવાથી સત્તાના બળથી ત્રીસત્તા લય, સ્થીતી, અને ઉત્પત્તિની સત્તાને અનુક્રમે **અવ્યાકૃત-હિરણ્યગર્ભ** અને **વૈશ્વાનર** નામથી ઓળખાય છે અને તેમનાં શરીર વિદ્યારૂપ (જ્ઞાતૃત્વ) વિનાશી છે. હવે વ્યષ્ટિના ત્રીભેદ **અવિદ્યા** પ્રકૃતિના છે. તેથી તે અલ્પ જીવાત્મા ગણાય છે. અવિદ્યાપ્રકૃતિમાં ઉત્પન્ન થયેલા હોવાથી કેવળ અવિદ્યાબળથી હર્ત્તા-ધર્ત્તા અને કર્ત્તાપણાથી **પ્રાજ્ઞ તૈજસ** અને વિશ્વ નામક જીવાત્મા કહેવાય છે અને તેમનું શરીર અવિદ્યાત્મક કેવળ દૃશ્ય રૂપ કેવળ કલ્પિત છે.

---

## પ્રકરણ ૨૦ મું.

---

**આ** ઉપરથી હવે સમજાશે કે ૧ શરીર ૨ વ્યષ્ટિજીવાત્મા ૩ **સમષ્ટિજીવાત્મા** ૪ તુર્ય ઇશ્વરઆત્મા અને ૫ **તૂર્યાતીત** પરમેશ્વરાત્મા-પરમાત્મા એમ અનુક્રમે છે. હવે નિશ્ચય જોશો કે પંચમપાદનો નિષ્કેવળ પરમાત્માજ શરીર રૂપ ભાસે છે. **ત્રીપાદ** દૃશ્ય ભાવ છે **ચતુર્થપાદ** અદૃશ્યભાવ છે. અને પંચમપાદ દૃશ્યાદૃશ્ય સહિત રહિત પરબ્રહ્મ પરમાત્મા પૂર્ણ અથવા પંચમપાદ છે.

શરીરનાં તત્વોનો સમુદાય બીજારૂપે ઉત્પન્ન થતા શાસ્ત્ર વર્ણવે છે તુર્યપાદનો પુરૂષ તૃતીયપાદમાં આવતાં વિદ્યા અવિદ્યાનો સંગી થાય છે. તેની સાથે પોતાનો સબંધ જોડાય છે. વિદ્યાપ્રકૃતિમાં પણ ત્રિગુણ બળ છે. અને અવિદ્યામાં પણ ત્રિગુણ બળ છે. પ્રકૃતિ શબ્દનો અર્થ સાંખ્ય શાસ્ત્રમાં ત્રણે ગુણની માતારૂપે, (**સામ્યાવસ્થારૂપે**) વર્ણવાય છે. सत्त्वरजस्तमस्साम्यावस्था प्रकृतिः ॥ પણ **વિદ્યા** પ્રકૃતિમાં **સાત્વિક** ગુણની પ્રાધાન્યતા છે ત્યારે અવિદ્યા પ્રકૃતિમાં **રજતમની** પ્રાધાન્યતા છે. એટલે કાર્યભેદ છે. જેથી વિદ્યાપ્રકૃતિ સમાષ્ટિરૂપ ત્રીજાપાદમાં સાત્વિક ગુણ પ્રધાન હોવાથી દૃશ્ય શરીર દેખાતું નથી. સત્વ ગુણરૂપે શરીર રહે છે. પણ અવિદ્યાપ્રકૃતિના વ્યાષ્ટિરૂપ બીજાપાદમાં **રજતમ** ગુણ પ્રધાન હોવાથી ઉત્થાન સ્વરૂપ પ્રથમ અહંકાર ઉત્પન્ન થાય છે. અહંકારથી આકાશ થાય છે. આકાશથી વાયુ વાયુથી અગ્નિ અગ્નિથી જળ અને જળથી પૃથ્વી એમ પંચ મહાભૂતજ પ્રગટ થાય છે. અને તે પાંચ મહાભુતનો પ્રથક પ્રથક જેટલી વ્યષ્ટિસ્થ જીવાત્માનાં રૂપ તેટલાંજ શરીર દૃશ્યરૂપે દેખાઇ રહે છે અને તે અંહકારના બળરૂપેજ રહે છે. સમષ્ટિમાં અહં ઉત્થાન તો ખરોજ પણ તે સાત્વિક ગુણરૂપે હોવાથી સત્વ ગુણભાવે શરીરથી દેખાય છે. આ તો પ્રત્યક્ષ શરીરના અભિમાનરૂપે રહે છે. અને કર્ત્તા ધર્ત્તાના અને હર્ત્તાના પૂર્ણ અભિમાનથી ઉભા રહે છે એમ

શરીર કેવળ દશ્ય સ્વરૂપે પ્રતિપાદ્ય થાય છે. પણ ખરી રીતે તો આ શરીર માયાના અનેકત્વે પ્રતિપાદન થતું હોવાથી માયારૂપ કલ્પિત વિકલ્પરૂપ મીથ્યા અને ભ્રાન્તિ સ્વરૂપથી સમજવું યોગ્યજ છે આ શરીરધારી વ્યષ્ટિ જીવાત્મા એમ પહેલો અને તેથી પરે બીજાપાદની રમતમાં યથાયોગ્ય શાસ્ત્રીય કર્મ સંસ્કાર બળથી ચારવર્ણ કલ્પાઇ છે બાકીના શરીરધારી તે અશાસ્ત્રીય અવિધિરૂપ કર્મ સંસ્કાર બળથી ચારવર્ણની નીચેની તમામ માનવ યોનીનો સમાવેશ, પશુપક્ષીનો સમાવેશ, બીજાં અનંત જીવડાં પ્રાણીયોનો સમાવેશ, તથા વૃક્ષ પાષાણાદીકનો સમાવેશ છે એમ યાવત્ પદાર્થ શરીરરૂપ છે અને તે સાચી રીતે માયામય અને કલ્પિત છે. પણ વેદ વિધિ રૂપથી જે જીવાત્મા ઈશ્વરોપાસનાથી સાત્વીક સત્કર્મ બળ પ્રાપ્ત કરી અહં મમ મોહને તોડે તે પુરૂષ આ માયાની વિકલ્પિત મોહજાળના મીથ્યા કલ્પિત ફંદામાંથી આપો આપ છુટે છે આ પંચમપાદ તૂર્યાતીત પરબ્રહ્મ પરમાત્મા કે જેને લોક સમૂહ પરમેશ્વર કહે છે. ત્યાંથી એકમપાદ પર્યંતના પાંચ પાદ પર્યંત ઊતરી આવનાર પરમેશ્વર તેનો તેજ છે પણ વાણી મનરૂપ વિકલ્પના સંયોગથી તે દરેક પાદ પાદરૂપ જેમ સૂર્ય વાદળામાં અજવાળું પાડતાં પણ દર્શનમાં આવતો નથી. તેમ દરેક પાદ પાદ વાર ચઢતો ચઢતો જેમ પંચમપૂર્ણ પાદમાં સોળે સોળ

આના પરબ્રહ્મ સ્વરૂપથી છે. તેમ છેલ્લા નીચેના પ્રથમ પાદમાં તે સોળે સોળ આના માયા સ્વરૂપથી છે. એમ જાણવાનું છે. એટલે પૂર્ણ પ્રકાશ સ્વરૂપથી પૂર્ણ અંધકાર સુધી પણ તેનો તેજ છે. પંચમપાદમાં તૂર્યાતીત કહેવાય ત્યારે ચોથા પાદમાં તૂર્ય કહેવાય ;ત્યારે ત્રીજા પાદમાં સમષ્ટિ અથવા વ્યાપક કહેવાય. ત્યારે બીજા પાદમાં વ્યષ્ટિ અથવા જીવાત્મા કહેવાય. ત્યારે પ્રથમ પાદમાં શરીર રૂપ કહેવાય. એમ પૂર્ણ પ્રકાશથી પૂર્ણ અંધકાર રૂપ પર્યંત પોંતેનો પોતેજ પરમાત્મા છે. જેમ પૂર્ણ અંધકારરૂપને પ્રકાશ નામ આપવામાં આવતું નથી. તેમ શરીરને પરમાત્મા એવું નામ આપવામાં આવતું નથી. જો શરીરને પરમાત્મા નામ આપવામાં આવે તો કેવળ અંધકારમય અવિદ્યા અજ્ઞાનના જનો શરીરના અહંકાર મોહમાંજ વારંવાર ઊચ નિચ અવતારમાંથી કદાપી છુટી શકે નહિં ચેતન દૃષ્ટિનો લય થતાં ચાર્વાકવાદીની રીત પ્રકાશમાં આવે છે. જેથી શરીરને આત્મા માનનારને માટે ચાર્વાકવાદ શાસ્ત્રમાં વર્ણવેલો છે. પણ શરીરમાંથી શરીર દૃષ્ટિ ત્યાગી પ્રથમનાથી બીજા પાદના વ્યષ્ટિરૂપ ચેતન જીવાત્મા પાદથી આત્માને જાણવાની યથાર્થ વિધિ જાણવી. બ્રહ્મવાદના સામા જેમ બીજા વાદો છે તેમ ચાર્વાકવાદ પણ છે. માટે શરીર આત્મા નથી, શરીર કલ્પિત છે. અથવા "यद्दश्यंतन्नष्टं" શરીર દૃશ્ય હોવાથી તે નાશવંત છે. એમ સાબીત થાય

છે. માટે શરીરરૂપ પ્રથમ પાદ તે આત્મા સ્વરૂપ કહાપી પણ નથી. આત્મા મૂળમાં સ્યંપ્રકાંશ છે અને શરીર તે તેની કલ્પિત છાયા છે.

પરબ્રહ્મ પરમાત્મા ઉપરના પાંચપાદ સ્વરૂપથી જેમ પોતાના સ્વરૂપે આદ્દી અંત એક અભેદ સ્વરૂપે છે. તેવીજ રીતે અને તેજ આધારથી યોગનાં, જ્ઞાનનાં, કર્મનાં, આદિ નિશ્ચયનાં પણ પાંચ પાંચ અંગ છે.

સ્વતોત્થાન, પરતોત્થાન, સંપ્રજ્ઞાત, અસંપ્રજ્ઞાત અને અને પૂર્ણ શાન્તિ એવા પાંચપાદ યોગના છે.

ઉપર વર્ણવેલા પાંચપાદ જ્ઞાનના છે.

ત્રણ ગુણ ચોથી પ્રકૃતિ અને પાંચમો પુરૂષ એ કર્મના પાંચ પાદ છે. (૧) શક્તિબ્રહ્મ. (૨) સૂર્યબ્રહ્મ. (૩) વિષ્ણુબ્રહ્મ. (૪) શિવબ્રહ્મ. (૫) ગણેશબ્રહ્મ એમ પાંચ પાદ ઉપાસના કરવાના ઉપાસ્યબ્રહ્મ રૂપે છે.

પંચભૂતાત્મક રૂપ શરીરતત્વના પાંચપાદ છે.

પંચ પ્રાણાત્મક એ પ્રાણના પાંચપાદ છે.

શબ્દ સ્પર્શરૂપ રસ ગંધ એ વિષયના પાંચ પાદ છે. પંચતન્માત્રા કહેવાય છે.

કર્મેન્દ્રિયના પણ પાંચ પાદ છે.

જ્ઞાનેદ્રિયના પણ પાંચ પાદ છે.

અંતઃકરણના પણ સોહં (જીવ) બુદ્ધિ, મનાચિત અહંકાર એ પાંચ પાદ છે.

મુક્તિના પણ પાંચ પાદ છે (૧) સાલોક્ય મુક્તિ. (૨) સામિપ્ય મુક્તિ (૩) સારૂપ્ય મુક્તિ. (૪) સાયુજ્ય મુક્તિ. અને (૫) બ્રહ્મભૂય મુક્તિ એમ અનુક્રમે ઉપાસ્યના અંગે પાંચ પાદ છે.

ઇત્યાદિ અનેક પંચકો પણ શાસ્ત્રોમાં વર્ણવ્યા છે. તે એક બીજાથી ઉત્તરોત્તર આરોહ અવરોહ ક્રમ પ્રમાણે ગુરૂમુખ સમજી લેવાના છે.

॥ यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ॥
बुद्धिश्च न विचेष्टते तामाहुःपरमां गतिम् ॥कठ ऊ० ॥

જ્યારે પાંચપાંચના અનુક્રમરૂપનાં અનેક પંચકોને અને તેના સંબંધીના જ્ઞાનોને મનસહિત આત્માને વિષે યોગ એટલે તદરૂપ થઇ સમાય છે. અને અંતે બુદ્ધિપણ પોતાના પતિ સ્વરૂપ [ પંચમબ્રહ્મ ગણેશ ] પરમાત્મામાં સમાતાં કંઇ પણ ચેષ્ટા કરતી નથી. ત્યારે માત્ર પરમાત્મા સ્વરૂપ અવશેષ રહેતાં તેને યોગીજનો પરમપદ પરમગતિ કહે છે–तां योगमिति मन्यन्ते ॥ તેનેજ સંપ્રજ્ઞાત યોગની પૂર્ણતા કહેવાય છે. આથીપરે અસંપ્રજ્ઞાત નિવૃત્તિ યોગ છે. અને તેથીપરે શાન્તિ પરમ છે.



## પ્રકરણ ૨૧ મું.

આ સર્વ બ્રહ્મવિદ્યા જ્ઞાન કહેવાય છે. આજે ટુંકામાં જ્ઞાન વિસ્તાર કીધો છે તેનો બધો વિસ્તાર વેદાદિ ઉપનિષદોમાં તેમ પુરાણોમાં વારંવાર વારંવાર કરવામાં આવ્યો છે. પંચમપાદ તુર્યાતીત બ્રહ્મ પરમાત્માને સ્વયં ચૈતન્ય સ્વરૂપથી વર્ણન કરવામાં આવે છે. તેની નીચેના તુર્યપાદ પરમાત્માને સાક્ષી ચૈતન્ય કહેવાય છે. તેની નીચેના તૃતીયપાદ પરમાત્મા વ્યાપક ચૈતન્ય કહેવાય છે. તેની નીચેના દ્વીતીયપાદ પરમાત્માને જીવ ચૈતન્ય કહેવાય છે. ત્યારે છેલ્લા નિચેના પ્રથમપાદને શરીર અથવા અચૈતન્ય કહેવાય છે. આ છેલ્લો અચેતન્ય એટલે ચૈતન્ય રહિત છે. શરીર પોતાના આપે કંઇ પણ કરવા શક્તિમાન નથી. પણ દ્વીતીયપાદના જીવ ચૈતન્યના યોગથીજ તે ચૈતન્યવાન થતાં સાધન પૂર્ણભાવ ધારણ કરી શકે છે. એટલે પ્રથમ-પાદરૂપ શરીર સાધન છે. અને તેનો સાધક દ્વિતીયપાદરૂપ જીવ ચૈતન્ય છે-એમ જાણવું જોઇએ.

નિત્યકર્મ વિધિ વેદશાસ્ત્રના આધારે બરાબર કરનાર અને તે કર્મના ફળની અપેક્ષા રાખ્યા વિના તે સર્વ કર્મ પરમેશ્વરાર્પણ કરવાવાળા સુકૃતવાન બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ ધાર્મિક પુરૂષોને તે કર્મ ફળની નિરપેક્ષતાઓ બુદ્ધિજન્ય મલદોષ આપોઆપ નિવૃત્ત થાય છે. બુદ્ધિ શુદ્ધ થાય છે.

આ કર્મમાં નિત્ય વિધિનાં સ્નાન સંધ્યા, દેવ પૂજનાદિ કર્મોનો પણ સમાવેશ થાય છે. તેમ સાત્વિક મર્યાદાનાં વ્યવહાર કર્મોનો પણ સમાવેશ થાય છે. મલદોષ નિવર્ત્ત થતાં બુદ્ધિમાંનો વિક્ષેપ દોષ દૂર કરવાને બ્રહ્મવિદ્યા જ્ઞાનથી પંચમ પૂર્ણપાદ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. મલદોષ જેનો નિવૃત થાય છે તેને પરમેશ્વર શું છે અને હું કોણ છું. કેવી રીતે પરમેશ્વરના સ્વરૂપને જાણવું. ઓળખવું. અને ક્રીયા અંધકારનો નાશ કેવી રીતે કરવાથી પરમેશ્વરનું સ્વરૂપ સમજાય. તે સર્વ વિચાર ઊત્પન્ન થાય છે. અને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂના તરફ પરમેશ્વર સમાન પ્રેમ આવે છે. આનું નામ બુદ્ધિયોગ કહેવાય છે. આ બુદ્ધિયોગથીજ પરમેશ્વરને જાણુવા સમજવાનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને તે જ્ઞાન વિચાર બુદ્ધિ ધારણુ કરી શકવા શક્તિમાન થાય છે. એજ ગુરૂ કૃપા છે. કારણુ નિષ્કામ કર્મના યોગે તે પરમાત્માજ સંત જીવન્મુક્ત સ્વરૂપે વિચરતા વિચરતા આવી. પેલા શુદ્ધ બુદ્ધિના ભક્તને પ્રાપ્ત થાય છે. તે સમયે પરમેશ્વર સમાન પ્રેમ ધારણુ કરી તેમનો સમાગમ કરે છે. તેથી પરમેશ્વરનું જ્ઞાન તેઓ સમજાવે છે તેથી તેજ પરમેશ્વરની કૃપા કહો પણુ એકજ છે. પરમેશ્વર તેજ સદ્‌ગુરૂ અને સદ્‌ગુરૂ તેજ પરમેશ્વર છે. એમ સત્ય માનનાર પોતાનો લાભ સાધે છે. જ્યાં સુધી પોતાનાં શુદ્ધ કર્મ નિષ્કામ ન થયાં હોય. પોતાના વ્યવહારની રાજસી તામસી

વૃત્તિનાં કર્મોના ત્યાગ સાથેની સાત્વિક મર્યાદાનાં કર્મ ન સેવાતાં હોય. અને પરમેશ્વરાર્પણ ન થતાં હોય. ત્યાં સુધી તેવા બ્રહ્મનિષ્ઠ સંત જીવન્મુક્ત માહાત્માઓ પોતાના ગામમાં રહેતા હોય. પોતાને નિત્ય દર્શનમાં આવતા હોય તો પણ તેમના તરફ પરમેશ્વર તુલ્ય પ્રેમ કદાપી થતોજ નથી. અને થાય પણ નહિ. આવા ઘણા પાસે અને નિત્ય દર્શનમાં આવતાં છતાં પોતાનાં કર્મ સત્કર્મ ન હોય. તામસી પુરૂષોનો સમાગમ હોય. પાપી જનોની સંગત હોય. અહંમમત મોહ, જીવહીંસા, મદીરાપાન, આદી અપવિત્ર કર્મો થતાં હોય, રાગ દ્વેષ રહેતો હોય. લોભ તૃષ્ણા લપટાતી હોય. સ્નાન સંધ્યાદિ પરમેશ્વરાર્પણ બુદ્ધિ ન થતી હોય, ત્યાં સુધી તેવા માહાત્માઓને મનુષ્ય તરીકેજ મનાય છે, અને પોતાના જેવાજ વિચારનાજ અનુભવે છે. પોતાનાં પાપકર્મો અને રાજસી તામસી વૃત્તિથી તેવા મહત્ પુરૂષોને પણ તેવાજ પાપી, અધર્મિ, દુરાચારી, લુચ્ચા લોભી, જુએ છે. અને તેવીજ બુદ્ધિથી તેમને માને છે.

એવા જીવન્મુક્ત મહાત્માઓને તેઓ જેવા માને છે તેવા અવિચારી હોતા નથી. પણ પોતાનાં કર્મ અને પોતાની વૃત્તિ જેવા પ્રકારની હોય. તેવા સ્વરૂપે મહાત્માઓ દેખાય છે. પોતે સત્કમો નિષ્કામ બુદ્ધિથી કરવા લાગે, રાજસી તામસી વૃત્તિનો ત્યાગ કરે, બુદ્ધિ નિર્મલ કરે, પવિત્ર બને, સાત્વિકતા સેવે, સર્વ કર્મ બ્રહ્માર્પણ કરે, અધર્મ અન્યાય

કરે નહિ, દુરાચાર સેવે નહિ, જીવહિંસા મદીરાપાન કરે નહિં, દયાક્ષમા ઊદારતા ધારણ કરે એમ થાય ત્યારે પોતાનું અંતર શુદ્ધ થતાં પોતાનાં જોવાનાં ચક્ષુ પણ નિર્મલ થાય. અને તેથી નિરોગી ચક્ષુઓ મહાત્માઓને નિરોગી જોઈ શકે. પણ મહાત્માઓ કેટલી ધૈર્યતાવાન, સહનશિલતાવાન, પૂર્ણ યોગી છે. કે પોતાને અધર્મિ માનનારના ઉપર કદાપી ક્રોધ કે દ્વેષ કરતાજ નથી. તેઓ સારી પેઠે સમજે છે કે એ બીચારાંને સન્માર્ગે ચઢવાને એક પણ રસ્તો મળી શકયો નથી. અને દીવસે દીવસે માયામય મોહ અહંકાર લોભ ક્રોધ કામ વિષયાદિકનો કુસંગ તો ચાલ્યોજ રહે પછીજેની બુધ્ધિ સ્થીરતાનો નાશ થઇ ગયો હોય તેવા અસ્થિર શરીરાભિમાની જીવાત્માની અધોગતિનું વર્તન હોય. અને તેવા મહાત્માઓને ન માને. તેથી તેમની યોગીજનો દયા ખાય છે. અને તેવાઓને સુધારવાને માટે સતત્ પ્રયત્ન કરે છે. પોતે દુઃખ વેઠે છે. તેમની ગાળો સહન કરે છે તેમના અપવાદો સાંભળી હાસ્ય કરે છે. કેમકે પોતે તેવા દુર્ગુણી નથી. તેથી તેઓને ગુસ્સો આવતો નથી. પણ સત્ય રીતે તેવા દુર્જનોને ક્ષમા આપે છે. અને પોતે આનંદમાં રહે છે. આવા અજ્ઞાન પ્રદેશમાં વારંવાર વિચરે છે. ત્યાં નિવાસ કરે છે. તેમને સુધારિવા પ્રયત્નશીલ રહે છે. એવી રીતે તે કૃપામય છે-એમ છતાં પણ જેનો ઉદય ન આવ્યો હોય. અને અધમગતીએ જવાના

હોય. તેવા તો કદાપી સુધરી શકતા નથી. તે તો રામચં-દ્રજીનાં દર્શન થયાં. તેમના બળનો અનુભવ કર્યો તેમને વિષ્ણુના અવતારરૂપે જાણ્યા. તો પણ રાવણુની બુધ્ધિનો વિકાશ ન થયો. એ રાવણુને શું કહેવું ? ? અહંકાર મમતા ક્રોધ અને રાજ્ય લોભના ભંડારરૂપ અત્યંત પાપથી ઘેરા-ગ્રેલો રાવણુ પોતાને ઘેર પ્રભુ પધાર્યા તો પણ તેમને જઇને પગે લાગ્યો નથી. અને અંતે મૃત્યુ પામ્યો છે, અને મરતા સુધી પણ રામ બોલ્યો નથી. એ અજાયબી વિચારવા સરખી છે. એવી રીતે જેના પૂર્ણ સંસ્કાર પાપથીજ ઘેરા-યલા હોય. તેને બારણામાં પ્રભુ આવે તો પણ માનતા નથી. એ વિચારવા સરખુંજ છે. પ્રભુની પૂર્ણ કૃપા હોય તોજ આ અપાર વિષના મહા સાગરરૂપ સંસારના દ્વારે અમૃત મુક્તાજ્ઞાન દાતા સંતો તરફ પ્રભુ તુલ્ય પ્રેમ વસે છે. વ્યવ-હારમાં પણ એવો નિયમ છે કે જેમાં સુખ, આનંદ, તૃપ્તિ સમજાય છે. પોતાને ઠીક લાગે તેવા મીત્રને પણ શોધે. અથવા જેથી પોતાનો લાભ મનાય. તેના માટે પોતાનો યત્નજ હોય છે. જેમા પોતાનો સ્વાર્થ ન મનાય તેમાં તે તે કદાપી ચિત્ત રાખતો નથી.

એમ જ્યાં સુધી પરમાત્માની ઓળખાણુ કરવા યોગ્ય નિષ્કામ વૈદિક કર્મો ન થાય ત્યાં સુધી પ્રભુના તરફ પોતાનું લક્ષ જતું નથી તેને જાણુવાની ઇચ્છા થતી નથી. તેઓનું સોધન કરવાની વૃત્તિ લાગતી નથી. પણ જ્યારે તેવાં નિષ્કામ

કર્મો થાય છે. ત્યારે પ્રભુને ઓળખવાનું મન પણ થાય છે. તેમની મહત્તા અને સ્વરૂપને સમજવામાં પ્રેમ લાગે છે. વારંવાર વિચારવાની શુભેચ્છા થાય છે. તેને કહેનાર બતાવનારા સમજાવનારાને મળવાની ઇચ્છા થાય છે. તે પ્રભુને સમજાવે છે–બતાવે છે. અરે તે આવી રીતે ક્રમ ક્રમવાર ચઢીને જોવા સમજાવે છે. સદ્‌ગુરૂ પ્રભુજ આ સંસાર સાગરમાંથી તારનાર છે એમ સિધ્ધ થતાં તેમની કૃપા મેળવવાની લગની લાગે છે. તેનું સ્વરૂપ સર્વ શરીરધારી સર્વ જીવાત્માઓના અંતરમાં સર્વ વ્યાપક રૂપે વસી રહેલાં છતાં, અને સર્વનો સાક્ષી કુટસ્થ-શિવરૂપે કહેવાતો છતાં પણ તે કેવળ તૂર્યાતીત પરમાત્મા ગણેશ સ્વરૂપજ છે. એમ ઓળખવા લાગે છે.

## પ્રકરણ ૨૨ મું.

આમ અનુક્રમે પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વર કે જે વાણી મન રહિત છતાં વાણી મન સહિત સ્વરૂપે, તૂર્ય ઈશ્વર સ્વરૂપે, સર્વ વ્યાપક સ્વરૂપે. અનંત જીવાત્મા સ્વરૂપે, અને બાહ્ય દર્શન સ્વરૂપધારી સ્વરૂપથી છે. તેને વેદ ઉપનિષત્‌માં ૐકાર સ્વરૂપથી વર્ણવેલા છે. અને તેમાં પણ ભૂતકાળમાં, વર્ત્તમાનકાળમાં અને ભવિષ્યકાળમાં તે સ્વસ્વરૂપ છતાં ત્રિકાલાતીત પણ તેજ સ્વરૂપ છે. એમ વર્ણવે

છે. એમ ત્રણે કાળ ત્રણે વેદ ત્રણે અવસ્થા. ત્રણે સમષ્ટિ વ્યષ્ટિરૂપ શરીરો અને ત્રણત્રણ ગણાતી અનેક ત્રિપુટીઓથી પરે તેઓ સર્વ સહિત રહિત છે. એવા પ્રભુ અનંત બ્રહ્માંડાધીપતિ, અખીલ વિશ્વના નાથ ભક્તવત્સલ છે. તેમના સ્વરૂપને યથાર્થ જાણવું-સમજવું જોઇએ. અને જાણવા સમજવા જેટલી સુક્ષ્મ નિર્મલ બુદ્ધિ તે નિત્ય સંધ્યાવંદન દેવપૂજન આદી કર્મોથીજ થાય છે. તેમ સાત્વિક અને ધર્મશાસ્ત્રની મર્યાદા પૂર્વક વ્યવહાર કર્મ કરવાથી જ થાય છે માટે પ્રથમ પાયો મજબુત કર્યો હોય તો પરમેશ્વર સબંધી જ્ઞાન જલદી પ્રકાશમાં આવે છે.

આગળ વર્ણવી ગયા પ્રમાણે બ્રાહ્મણ જ તેવા ઉચ્ચ પુણ્યાધિકાર પૂર્વક બ્રાહ્મણ શરીર ધારણ કર્યા છતાં તે બ્રહ્મતત્વનો સાક્ષાત્કાર કરવા યોગ્ય બ્રાહ્મણ છે. અને આજ કારણસર તે બ્રાહ્મણ કહેવાય છે. બ્રાહ્મણોમાં બ્રહ્મવેત્તા શ્રેષ્ટ છે. અને બ્રહ્મવેત્તાઓમાં બ્રહ્મસ્વરૂપતાને પામેલા વિશેષ શ્રેષ્ટ જાણવા. બ્રહ્મવેત્તાને બ્રહ્મવેત્તા કહેવા. તે તેમના સત્યમાન પૂર્વક નથી પણ પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વર તેમને માનવા એ બરાબર છે—

**सयो हवै तत्परमं ब्रह्मवेद ब्रह्मैव भवाति नास्या ब्रह्मवित्कुले भवाति तराति शोकं तराति पाप्मानं गुहा ग्रंथिभ्योऽविमुक्तोऽमृतो भवाति ॥ मु० उ. ९ ॥**

જે પ્રસિદ્ધ અર્થાત્ સ્વતઃસિદ્ધ એવા તે પરમબ્રહ્મને જાણે છે અનુભવે છે. તે પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપ જ છે. આના કુલમાં કોઈ અબ્રહ્મવેત્તા થતો જ નથી. (જન્મ મર્ણરૂપ) મહા શોકને તરે છે. [શરીર સબંધીના] પાપને તરે છે. અને બુદ્ધિરૂપ ગુફાની અનંત અવિદ્યારૂપ ગ્રંથીઓથી સારી રીતે મુક્ત થયો સતો અવિનાશીજ છે.

આ શ્રુતિઓના પ્રમાણભૂત તેમ મહાવાકયોના પ્રમાણભૂત अयं आत्मा ब्रह्म વિગેરેથી નિશ્ચય થાય છે કે જે પુરૂષ [બ્રાહ્મણ] પોતાના વેદવિદ્યા, તપ, કર્મ, જ્ઞાન અને વિજ્ઞાનરૂપ અનુભવામૃતથી સ્વસ્વરૂપને જાણે છે. તે પોતાના સ્વયં આત્માને પરીપૂર્ણરૂપે જાણી મુક્ત થાય છે.

पुरुष ए वेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् ॥
एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रंथि विकिरतीह
सोम्य ॥ श्रुतेः ॥

[ચતુર્થપાદરૂપ] પુરૂષથી આ સર્વ ઊત્પન્ન થઇ છે. તેથી નામરૂપ શરીર મીથ્યા છે અને પુરૂષ જ સત્ય છે. એમ હોવાથી જ પુરૂષ જ આ સર્વ છે. પુરૂષ જ આવિશ્વ છે. પુરૂષ જ એટલે ઇશ્વર જ કર્મ છે ઇશ્વર જ તપ છે અને પુરૂષજ પર અને અમૃત એવું [પંચમપાદરૂપ] બ્રહ્મ છે. હે સોમ્ય!!! સર્વ જીવાત્માઓની બુદ્ધિરૂપ ગુફામાં તે બ્રહ્મ પરમાત્માને સ્વસ્વરૂપે જે જાણે છે. તે સ્વસ્વરૂપના સત્યજ્ઞાન વિજ્ઞાનથી જીવની અવિદ્યાની યાવત્

ગ્રંથીઓ રૂપી વાસનાનો ક્ષય કરે છે અને॥ जीवोब्रह्मैवनापरः ॥ આ જીવજ બ્રહ્મ છે. તેથી પરે કંઈ પણ નથી. એમ સિદ્ધ સમજાતાં પોતે જ બ્રહ્મ સ્વરૂપ છે.

એમ વેદશાસ્ત્રોથી પરમાત્મા સ્વરૂપ બ્રહ્મવિત્ સંત જીવન્મુક્ત પુરૂષ પરબ્રહ્મ જ છે. એમ સાબીત સમજાયા પછી પોતાના જીવાત્માને તે સંત પરમાત્માની સેવાનો યોગ થતાં તે પોતાના પરબ્રહ્મ સ્વરૂપથી અનેક વાતે જાગૃતી આપી તેને પોતાના સ્વરૂપે किटभ्रमरन्याये કરી હસ્તામલકવત્ અનુભવ સિદ્ધ બ્રહ્મજ સિદ્ધ કરે છે. જેથી હરેક જીવાત્માએ સંત જીવન્મુક્ત પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપને જ પરમેશ્વર માનવા એ અતિશયોક્તિ નથી. વેદથીજ સિદ્ધ વાત છે.

તેટલા જ માટે સદ્ગુરૂ જ પરમાત્મા છે. અને પરમાત્મા જ સદ્ગુરૂ છે. એમ એ અભેદ છે. પરમાત્મા જ સદ્ગુરૂ સ્વરૂપે અવતાર ધારણ કરી અર્થાત્ મિથ્યા શરીર ધારણ કરી કહેવાતા મિથ્યા શરીરમોહથી નિવૃત્ત રહી શરીરના મીથ્યાધ્યાસને કલ્પીત સમજી સમજાવી ભક્તોના વિમોહને ટાળવા સમર્થ છે. અને ભક્તોને અવિદ્યા બંધનમાંથી મુક્ત કરવા પણ સમર્થ છે.

આવી સમજણને જ્ઞાન કહેવામાં આવે છે. અને તે વૈદિક વિધિનો અને શાસ્ત્રમર્યાદા સત્કર્મોનો જ પ્રભાવ છે. તેમ તપનો જ પ્રભાવ છે એમ જાણો એમ કર્મોપાસના,

અને તેથી જ પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થતાં તેમની સેવામાં પ્રીતી લાગે છે.

દરેક વસ્તુની ઓળખાણ વિના વા તેની મહત્તા સમજ્યા વિના તેમાં પ્રેમ લાગતો નથી. ઓળખાણ થયા વિના તેનું ધ્યાન પણ કેમ જ થાય ! ! તપના કે કર્મના મહાફળના તે દાતા છે. એમ સમજ્યા વિના તપ કે કર્મમાં પ્રેમ ચોંટતો નથી. તેમ જે અવિદ્યા મહામાયાના યોગમાં જીવાત્મારૂપ થઇ જવાયું છે તે જીવાત્માઓની અવિદ્યા ગ્રંથીઓનો નાશ કરવાને સંત પરમાત્મા સ્વરૂપનો પવિત્ર અને સત્ય બોધ જ સમર્થ છે એમ જાણ્યા શિવાય તેમાં પ્રેમ લાગતો નથી. જેમ જેમ સંતસેવામાં તે આગળ વધે છે તેમ તેમ બોધમાં અનંત પ્રેમ કિરણોનો જ્યોતિ પ્રકાશમાન થાય છે એમ કરતાં કરતાં તે કીડો મટીને ભ્રમર થાય છે. એ પ્રેમનો જ પ્રતાપ જાણવો. એજ ભક્તિનું સ્વરૂપ છે, એમ જ્ઞાનની પરિપાક સ્થિતિએ પોતાના સદ્ગુરૂ પરમાત્મા સ્વરૂપ ઉપરનો જે પ્રેમ તેજ પરમભક્તિ છે. જેથી શ્રીમંત્ શંકરાચાર્ય માહારાજ કહી ગયા છે કે—

मोक्ष कारण सामग्र्यां भक्तिरेव गरियासि ॥
स्वस्वरूपानुसंधानं भक्ति रित्यभिधीयते ॥

મોક્ષને માટેની યાવત્ સામગ્રીમાં "ભક્તિ" એ શ્રેષ્ટમાં શ્રેષ્ટ સર્વોત્તમ તત્વ છે. સ્વસ્વરૂપાનુસંધાન એટલે—

સર્વ તરફની જાગૃતી મેળવતાં મેળવતાં અને સર્વ શબ્દના પરિહારથી અવશેષ રહેતા એવા "स्व" સિદ્ધ જે સ્વરૂપ તેમાં તદરૂપાકાર વૃત્તિના યોગે તેજ સ્વરૂપે સિદ્ધ રહેવું એ સ્વસ્વરૂપાનુસંધાન કહેવાય છે એવું જે અખંડ અભેદ જ્ઞાનની સમરસતા રસબસતા, ભિન્નાભિન્નતા ન સમજવાપણું. એવું સજાતીય વિજાતીય સ્વ ગતભેદ રહિત અભેદત્વ તેજ "ભક્તિ" છે. એમ જણાવે છે. આ ભક્તિને પ્રેમીભક્તો પ્રેમભક્તિ કહે છે.

આટલી તૈયારી જે દ્વિજાતી એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય બંધુની થયેલી છે. એવા તૈયારીવાળાઓને સમજવું જોઈએ કે;

**नं चक्षुसा गृह्यते नापि वाचा नान्यै र्देवैस्तपसा कर्मणा वा ज्ञान प्रसादेन विशुद्ध सत्वस्ततस्तुतंपश्यते निष्कलं ध्याय-मानः ॥ श्रुतेः ॥**

તે સદ્‌ગુરૂ પરમાત્મા ચક્ષુ વડે ગ્રહણ થઇ શકતા નથી. વાણી વડે પણ નહિં. અન્ય દેવો વડે પણ નહિં. તપ વડે પણ નહિં. કર્મ વડે પણ નહિં, માત્ર સત્વ-પ્રધાન બુદ્ધિની પરમ વિશુદ્ધિના જ્ઞાન પ્રસાદ વડે કરીનેજ અકલિત ધ્યાન ભક્તિ યોગથી તે સર્વ ભેદરહિત અભેદ સ્વરૂપને પામે છે.

**यं यं लोकं मनसा संविभाति विशुद्ध सत्वः कामयते यांश्च कामान् ॥**

तं तं लोकं जयते तांश्च कामां स्तस्मादात्मज्ञं ह्यर्चयेत्
भूति कामः ॥

એવો જાગૃત અધિકારી જીવાત્મા પોતાની શુદ્ધસત્વ બુદ્ધિવડે પોતાના મનથી જે જે લોકનું ચિંતવન કરે તે તે લોકને પામે છે. અને જે જે ભોગોને પણ ચીંતવે છે. તે તે ભોગોને પણ પામે છે. જેથી પરમાત્માની યાવત્ વિભૂતિની પણ પરમાત્માની સેવાને માટે ઇચ્છા કરે. તો તે પામવાને માટે તેવા પુરૂષે અવશ્યમેવ પરમાત્મા સ્વરૂપ બ્રહ્મવેત્તા આત્મજ્ઞાની બ્રહ્મસ્વરૂપ સંત જીવન્મુક્ત યોગીનુંજ પૂજન કરવું. કે તે પરમાત્માનુંજ પૂજન છે. અને તેવા સંતનું પ્રેમથી પાદપ્રક્ષાલન–અર્ચન–વંદન કરવાથી અને દાસત્વ સ્વિકારી આત્મનિવેદન ધારણ કરવાથી તેમના શુદ્ધ આત્મબળના યોગે તેની કૃપાથી સકલ ઐશ્વર્યતા પ્રાપ્ત થાય છે. એ સ્વતઃસિદ્ધજ છે.

## પ્રકરણ ૨૩ મું.

**આત્મ** તત્વજ્ઞાની પુરૂષ જીવન્મુક્ત સ્થિતિએ કેવળ પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપ છે. એ વાત નિષ્કલંક સાચી છતાં, વેદનું પ્રમાણ સ્વતઃ સિદ્ધ છતાં જે પુરૂષ તેમને પરમાત્મા સ્વરૂપ જાણતા નથી. તે મોટી ભુલ કરે છે. આ વાત ભક્તજનોના કેવળ કલ્યાણને માટેજ કહેવામાં આવે

છે કે, તેમના બાહ્ય કલ્પિતદશ્ય શરીરને જોવાની જરૂર નથી. તેમનું શરીર લોકભક્તને બોધ કરવાને વાણી પ્રકાશ કરવા માટે સાધન રૂપ જાણવું. એ કંઇક ઠીક છે. તેમનું શરીર રબ્બરના સાપનો દેખાવ-પાણીના પરપોટાનો દેખાવ-બળેલી દોરડીના આંબળાનો દેખાવ-ખાંડના ઘોડાનો દેખાવ-એમ માત્ર દેખાવજ છે. વાદળામાં ઘોડા હાથીનો દેખાવ દેખાય. તેથી તે ઘોડો હાથી નથી. એવી રીતે જીવન્મુક્ત બ્રહ્મભૂય યોગીનું શરીર કેવળ દેખવા માત્રજ છે. જેમ સાકરનો ગાંગડો આદી અંત સભરરૂપે માત્ર ગળપણજ છે. બરફનો ટુકડો વસ્તુ પાણીજ છે. તેમ જીવન્મુક્તાનુભવમાં યોગીનું સ્વરૂપ કેવળ પરબ્રહ્મ પરમાત્માજ છે. જ્યાં સુધી ભક્તજનો પોતાનું શરીર ગમે તે રીતનું માને છે ત્યાં સુધી પોતાની શરીરની દૃષ્ટિથીજ તેવા જીવન્મુક્ત અશરીરી છતાં પોતાની બુદ્ધિના વિચારની ગતીએ દેખે છે. અધમ પામર વિષયા હોય. તે પોતાનાજ જેવું દેખે. અને મુમુક્ષુ ભક્તરાજ હોય. તો જેટલા દરજ્જે પોતાના શરીરને જોતો હોય તેટલા દરજ્જાના વિચારથી જુએ છે જ્યારે પોતાનેજ શરીર જોવાનું બંધ થાય અને પોતાને બરફના ટુકડા સમાન જાણે ત્યારે આ બોધ પ્રમાણે તે જીવન્મુક્ત યોગીને જોવા લાગતાં તેને હર્ષનો અને ઉપકારનો પારજ રહેતો નથી. એ વાત કેવળ નિર્વિવાદજ છે. જ્યાં સુધી સાકરના ગાંગડાને આરસ કે સ્ફટિકનો પાષાણ જાણે ત્યાં સુધી તે મોંઢામાં નાખતોજ

નથી. અને જ્યારે નાખે છે ત્યારે સ્ફટિક માનતો પણ નથી. ત્યારે તેને માત્ર સાકરનોજ સ્વાદ આવે છે. અને સાકરનો જ ગુણ સમજાય છે. તેમ જીવન્મુક્ત પુરૂષને મનુષ્ય જેવાં જુએ ત્યાં સુધી અનંત ઐશ્વર્યના દાતા તેને જાણતો સમજતો નથી. પણ જ્યારે તેમને પરબ્રહ્મ પરમાત્માજ માને છે. અને પરબ્રહ્મ પરમાત્માજ સમજી શ્રદ્ધાભકિતથી પ્રભુ સ્વરૂપનું પૂજન અર્ચન કરે છે જ્યારે તેના પ્રભુ પૂજન અર્ચનના માહાપુણ્યરૂપ સકલ ઐશ્વર્યના દાતા તેમને સમજે છે. પછી તે શુભાશુભ કર્મફળને કીમતવાન જાણે છે. કારણ પ્રભુ પૂજનના મહાપુણ્ય યોગને પ્રાપ્ત થનારો પોતે પ્રભુની કૃપારૂપજ પોતે જીવન્મુકિતના પ્રેમસ્વાદને જાણનારો બને છે. માટે પોતાની અપૂર્ણતા ત્યાગી મહત્ યોગી જીવન્મુકતનું પૂજન અર્ચન પરમાત્માસ્વરૂપે કરતાં પરમ ઐશ્વર્ય, અખુટ ઐશ્વર્ય, અભેદ ઐશ્વર્ય, અવિચળ ઐશ્વર્યવાન થવાની પવિત્ર બુધ્ધ ધારણ કરી પોતાનો અભ્યુદય અને મોક્ષ બન્ને સાધ્ય કરવો જોઇએ એવો સાચા ભકતોનો ધર્મ છે.

સુખ દુઃખ કે લાભાલાભ પ્રાપ્તિઅપ્રાપ્તિ એ શરીરધારી જીવાત્માઓને કર્મનુંજ કારણ છે. કર્મયોગથીજ તે સમજાય છે. માણસ જેવાં કર્મ કરે છે–તેવાંજ ફળ તેને ભોગવવાનાં છે. વેદ, શાસ્ત્ર, સ્મૃતિ પુરાણોની મર્યાદાપૂર્વક થતાં કર્મ તે શુભકર્મ છે. અને વેદશાસ્ત્રની મર્યાદાથી ઊલટી

રીતે પોતાના મિથ્યાભિમાનપુર્વક, મોહપુર્વક, સ્વાર્થપુર્વક, સ્વેચ્છાપુર્વક, જે કર્મો કરવામાં આવે તે **અશુભકર્મ** કહેવાય છે. શુભકર્મનું ફળ સુખરૂપ, લાભરૂપ અને પ્રાપ્તિરૂપ આવે છે. ત્યારે અશુભકર્મનું ફળ દુઃખરૂપ, અલાભરૂપ અને અપ્રાપ્તિરૂપ આવે છે. અને પોતાને પોતાનાં કર્મોના ફળો તેવા તેવા રૂપથી દેખાય છે. જો અશુભ ફળ લાવનાર કર્મોના માર્ગે ન જતાં શુભફળ લાવનાર કર્મોના માર્ગે ચાલે. અને તે કર્મો પરમેશ્વરાર્પણ બુધ્ધિથી પરમાત્મા તરફ જાય તો તે પરમેશ્વરની કૃપાથી તે કર્મો સકામપણ ગણાય નહિં. અહંબુધ્ધિથી કરાય પણ નહિં. સ્વાર્થ કે સ્વેચ્છા રૂપ કહેવાય નહિં. અને તેનું ફળ આવે તે કૃપાપ્રસાદ રૂપ સારૂંજ આવે. અશુભ કર્મો સડી ગયેલાં નકામાં ગણાય તેથી પરમેશ્વરાર્પણ થાય નહિં. તો તે કરેજ શું કરવા ? ? ? આવી રીતે જો સમજી સમજીને કર્મો કે વેદ શાસ્ત્રની મર્યાદા પ્રમાણે કરવામાં આવે અને તે તુર્તજ પરમેશ્વરાપણ કરે તો તે શુભકર્મનાં ફળ સારાંજ આવે છે. પણ તેમ કરવાની મર્યાદા સદ્ગુરૂ સંતયોગી દ્વારાએ બરાબર સમજાઇ હોય તોજ તે માર્ગ પોતાના હિતનો જાણી તે પ્રમાણે પ્રયોગ કરવાની ઇચ્છા પણ થાય. ઇચ્છા વિના શુભ કર્મો પ્રભુને અર્પણ થવાથી તેનાં શુભ ફળ પ્રભુપ્રેરણા રૂપે મળનારજ છે. ત્યારે અહંકાર ધારણ કરવાની જરૂર રહેતી નથી. એ વાત સત્ય સત્યને સત્યજ છે.

જુઓ શ્રીમત્ શંકરાચાર્ય મહારાજ કહે છે કે-

हेतुः कर्मैवलोके ः स्वतादितरयोरेवमज्ञो विदित्वा
मित्रं वा शत्रुरित्थं व्यवहरतिमृषा याज्ञवल्क्यार्त भागौ ॥
यत्कर्मै वौ चतुःप्राक् जनक नृप गृहे चक्रतुस्तत्प्रशंसां
वंशोत्तंसो यदूना मिति वदतिनकोप्यत्र तिष्ठत्य कर्मा ॥१॥

શરીરધારી જીવાત્માઓને "સુખ દુઃખનું કારણજ કર્મ છે" એમ નહિં જાણવાથી મુર્ખજનો "આ મિત્ર છે અને આ શત્રુ છે." અથવા લાભાલાભ સમજી અને પ્રાપ્તાપ્રાપ્ત સમજી પોતાનો વ્યવહાર અવિવેકથી કરે છે. પણ પૂર્વ યાજ્ઞવલ્કય અને આર્ત્તભાગ નામના બ્રહ્મવેત્તા મુનિજનોએ જનક રાજાના યજ્ઞકર્મ વખતે કર્મનેજ સુખ દુઃખ આદીના કારણરૂપ વર્ણવેલું છે. તેમજ યદુવંશ ભૂષણ શ્રી કૃષ્ણચન્દ્રે પણ અર્જુનને ભગવત્ ગીતાનું જ્ઞાન કથતાં नहि काश्चित् क्षणमपि जातु तिष्टत्यकर्मकृत ॥ કોઈ એક જીવાત્મા એક ક્ષણ પણ કર્મ વિના ટકી શકતો નથી.

અર્થાત્ કર્મની પ્રશંસા યાવત્ શાસ્ત્રો કરે છે. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કરેલાં કર્મોમાં અહંકાર કે સ્વાર્થ વિચાર હોતોજ નથી. તેની સાથે બ્રહ્માર્પણ થતાંજ અહંકાર કે હું કરૂં છું. એવી વૃત્તિ કદાપી ટકતીજ નથી. એટલે આ શુભ કર્મ ગણાતાં તેનું ફળ ન ઇચ્છતાં પ્રભુ પ્રેરણાથી આવી જાય છે. તેમ અશુભ કર્મનું ફળ અહંકાર યુક્ત

હોઇને તેનું ફળ પણ આવે છે તેને માટે પણ શ્રીમત જગદ્ગુરૂ કહે છે કે,

**वृक्षच्छेदे कुठारः प्रभवति यदपि प्राणिनोद्यस्तथापि**
**प्रायोन्नं तृप्ति हेतुस्तदपि निगदितं कारणं भोक्तृयत्नः ।**
**प्राचीनं कर्म तद्व द्विषम समफल प्राप्ति हेतुस्तथापि**
**स्वातंत्र्यं नश्वरेऽस्मिन्नहि खलु घटते प्रेरकोस्यांतरात्मा ॥१॥**

જેમ લોઢાનો કુહાડો વૃક્ષનું છેદન કરવામાં સમર્થ છે ખરો પણ તે કોઇ પ્રાણીએ કરેલી પ્રેરણા શિવાય સ્વતંત્ર રીતે વૃક્ષ કાપવાને સમર્થ નથીજ નથી. અને જેમ અન્ન ક્ષુધાતૂને તૃપ્તિ આપવામાં સમર્થ છે પણ તે ભોજન કરનારા પ્રાણીને થયેલી પ્રેરણા વિના સમર્થ નથી. તેમજ પ્રાચીન કર્મો પણ દરેક પ્રાણીઓને તેઓના કર્મ પ્રમાણે શુભાશુભ ફળો આપવામાં સમર્થ છે. છતાં તે ઇશ્વરે કરેલી પ્રેરણા વિના સ્વતંત્ર રીતે ફળ આપી શકતાં નથી. કુહાડો, અન્ન જેમ **અચેતન** છે તેમ જીવાત્માનું શરીર **અચેતન** હોવાથી તે શરીરથી થયેલાં કર્મો પણ **અચેતનજ** જાણવાં જોઇએ. જેથી તે અચેતન કર્મો સ્વતંત્ર રીતે કર્મોનું ફળ આપવાને સમર્થ નથી. કર્મનો સ્વભાવ નશ્વર એટલે નાશવંત છે. કર્મ થઈ ગયું એટલે નાશ પામી ગયું સમજવું. પણ તે કર્મ ધર્મરૂપ છે કે અધર્મ રૂપ થયું છે. તે જાણનાર અને તેના યથાર્થ ફળને ધર્મ મર્યાદાથી સુખ રૂપે-અને અધર્મ મર્યાદાથી દુઃખરૂપે-ધર્મ મર્યા-

દાથી લાભ અને પ્રાપ્તિ રૂપે અને અધર્મ મર્યાદાથી અ-લાભ અને અપ્રાપ્તિરૂપે ગોઠવી રાખી અમુક સમયે તે ફળ તેના કરનારને આપવાનો સત્ય ન્યાય આ જગતના ઇશ્વર વિના અન્ય કોઇનાથી થઇ શકતોજ નથી. માટે શુભાશુભ કર્મના ફળનો પ્રેરક ઇશ્વરજ છે. કર્મોનો પ્રેરક કર્મનો કર્ત્તા જીવાત્મા છે. અહંકાર, સ્વાર્થ, લોભ, મોહ રાખી શાસ્ત્ર મર્યાદા રહિત સ્વેચ્છાપૂર્વક કર્મ કરે તે અશુભ કર્મ છે. અને ધર્મશાસ્ત્રાનુસાર કર્મ કરી બ્રહ્માર્પણ કરે તો તે શુભ કર્મ કહેવાય છે.

**यः प्रैत्यात्मानभिज्ञः श्रुति विदपि तथा कर्मकृत्कर्मणोस्य**
**नाशः स्यादल्प भोगात्पुनरवतरणे दुःख भोगो महीयान् ॥**
**आत्माभिज्ञस्य लिप्सोरपि भवति महान्शाश्वतःसिद्धिभोगो**
**ह्यात्मा तस्मादुपास्यःखलुतदाभिगमे सर्व सौख्यान्यलिप्सोः**

માત્ર વેદ સંહિતાના મંત્રો ભણેલા વેદમંત્રોના અ-ભ્યાસી ( પુરૂષ ) જીવાત્મા પોતાના શુદ્ધ પરમાત્મા સ્વરૂ-પથી અજ્ઞાત રહી, કર્મફળની ઇચ્છાએ યજ્ઞયોગાદિ કર્મોજ માત્ર કરે છે તે શરીરના મરણ પછી તે કર્મોના ફળ રૂપ દેવલોકનેજ પામે છે અર્થાત્ સ્વર્ગમાં જાય છે ત્યાં અમુક નિયમીત કાળપર્યંત કર્મફળના સુખને ભોગવી કર્મફળનો ભોગથીજ નાશ કરે છે. કર્મફળના પુણ્ય ભોગનો એવી રીતે નાશ થયા પછી તુરતજ પુનઃ જન્મમરણના સંસારમાં જન્મ લઈ સંસાર સંબંધી અનેક દુઃખો ભોગવવાં પડે

છે. અર્થાત્ કર્મફળની ઈચ્છા જન્મ મર્ણનો લય કરવા શક્તિમાન નથી. ભોગોની ઇચ્છાવાળો છતાં જો આત્માના જ્ઞાનથી યથાર્થ જાગૃત હોય તો તેના જ્ઞાન પ્રભાવથી તે સ્વર્ગથી અધિક એવા અણિમાદિ અષ્ટસિદ્ધિઓના લોકમાં ઘણા લાંબા કાળ પર્યંત ભોગો ભોગવી અંતે મુક્તિને પ્રાપ્ત થાય છે. કે જે સ્વસંવેદ્ય મુક્તિના પરમપદરૂપ છે. અને અન્ય જીવાત્મા કર્મફળની ઈચ્છા વિનાનો કર્મ બ્રહ્માર્પણ કરનારો કેવળ આત્મજ્ઞાની-જીવન્મુક્ત સ્થિતિના અનુભવથી આત્મપ્રાપ્તિની પૂર્ણતાએ મહાન શાશ્વત એવી બ્રહ્મભૂય મુક્તિના પરમાનંદ પરમાવધી અનંત સુખને પ્રાપ્ત થાય છે. એટલા માટેજ કર્મફળની અપેક્ષાનો ત્યાગ કરવા તે કર્મો બ્રહ્માર્પણ કરી દેઇને અને એમ કર્મ ત્યાગ કરી આત્મજ્ઞાન સંપાદન કરી જીવન્મુક્તતાનો રસાસ્વાદ લેવો જોઇએ.

## પ્રકરણ ૨૪ મું.

आत्मांभोधे स्तरंगोऽस्म्यहमिति गमने भावयन्नासनस्थः
संवित्सूत्रा ।नुबिद्धो मणिरहमितिवा चेंद्रियार्थ प्रतीतौ ।
दृष्टोऽस्म्यात्मावलोका दितिशयनविधौ मग्न आनंद सिंधा
वंतर्निष्ठो मुमुक्षुः सखलु तनु भृतां योनयत्येवमायुः ॥१॥

જે મોક્ષેચ્છાવાન જીવન્મુક્તીની પૂર્ણતા ઇચ્છતો હોય તેણે પોતાના ચાલવાના સમયમાં હું "આત્મરૂપી

સમુદ્રનો તરંગ છું." જેમ તરંગ આમ તેમ ચલિત થતાં પણુ સદાને માટે તે જળ રૂપજ છે. તેમ હું દેહના નિરભીમાનપૂર્વક ચલનાદિક ક્રિયાઓવાળો થયા છતાં પોતે બ્રહ્મસ્વરૂપજ છું. એવો નિશ્ચય કરે છે. વળી બેસવાના સમયમાં જેમ મણી દોરાથી અનુસ્યુત હોય છે તેમ હું અખંડ અભેદ અનુભવાત્મક પરબ્રહ્મ પરમાત્માથી અનુસ્યુતજ છું. એવો નિશ્ચય કરે છે. વળી ઇન્દ્રિયોના સાત્વિક સ્વભાવિક ધર્મોથી શબ્દ, સ્પર્શ, આદી વિષયોની પ્રતિતિનો આનંદ થાય ત્યારે "હું હમણાં આત્મદર્શનથી રાજી થયો છું." એવી સદભાવનાનો નિશ્ચય કરે છે. વળી જ્યારે સુષુપ્તિ આવે ત્યારે "હું આનંદરૂપી સાગરમાં ડુબી ગયો છું. એવી અમૃત ભાવનાઓના પ્રેમમાં પ્રભુના સ્વરૂપમાંજ રમણુ કરતો ચાલે. અને પોતાના અવશેષ આયુષ્યને વ્યતિત કરે તેવા મુમુક્ષુઓ દેહધારી અનંત જીવાત્માઓના મધ્યમાં અંતર્નિષ્ઠ છે એમ જાણવું.

कंचित्कालं स्थितःको पुनरिह भजते नैव देहादि संघं
यावत् प्रारब्ध भोगं कथमपि सम्रुखं चेष्टते संग बुद्धया।
निर्द्वद्वो नित्य शुद्धो विगलित ममता हंकृतिर्नित्य तृप्तो
ब्रह्मानंद स्वरूपःस्थिरगति रचलो निर्गताशेष मोहः ॥१॥

જીવનમુક્ત સંતયોગી–અચેતન શરીરના સર્વ સુખદુઃખાદિક, માનાપમાનાદિક, રાગદ્વેષાદિક, હર્ષશોકાદિક, અનેક દ્વદ્વોથી રહિત બુદ્ધિએ પોતે પોતાના કેવલ નિત્ય

શુદ્ધ સ્વયંપ્રકાશ સ્વસ્વરૂપ બ્રહ્મ પરમાત્મા સ્વરૂપમાં અહં· મમત વિનાનો આશા તૃષ્ણા લોભાદિક અસંતોષથી રહિત નિત્ય તૃપ્ત રહેતો, સ્થિતપ્રજ્ઞ અર્થાત્ હમેશાં ચંચળતાના ત્યાગ સાથે સર્વ મિથ્યા અચેતન શરીરાદિક જગતના મિથ્યાત્વના ભાનથી રહિત જેની બુદ્ધિ પરમાત્માને વિષે સ્થિર થઇ છે એવો સ્વસ્વરૂપ પરબ્રહ્મના આનંદમાંજ નિમગ્ન રહેતો, આ પોતાના કેવળ પ્રારબ્ધવશાત્ અર્થાત્ સંચિત ક્રિયમાણ જેના નાશ પામ્યાં છે એવા કેવળ પ્રારબ્ધના આધારે અવશેષ જીવનવાળા શરીરના ભોગો પુરા થતાં સુધીના કોઇએક સમય સુધી આ જગત્‌ના કોઇએક સ્થળમાં નિવાસ કરે છે. છતાં પોતાના આ અચેતન દેહના સમુદાય રૂપ ઇન્દ્રિય, મન, ચિત્, અહંકાર, બુદ્ધિ, વિષયો, પ્રાણ આદિ નાના પ્રકારનું કદાપીપણ અભિમાન કરતો નથી અને પ્રારબ્ધવશાત્ જે કંઇ વ્યવહાર થતો જણાય. તે પોતાના આત્માના નિશ્ચયથી તો કદાપીપણ કંઇપણ કરતો નથી એમ માનતો છતાં, પોતાના આત્મા પરમાત્માના અભેદમાં નિમગ્ન રહેતો, કેવળ અસંગ એટલે નિર્લેપપણાથી અવશેષ નિર્મોહ મર્યાદાએ રહે છે-એવો તે જીવન્મુક્ત યોગી છે.

जीवात्मा ब्रह्मभेदं दलयति सहसा यत् प्रकाशैक रूपं
विज्ञानं तच्च बुद्धौ समुदितमतुलं यस्यपुंसः पवित्रम् ॥
माया तेनैव तस्य क्षयमुपगमिता संसृतेःकारणं या
नष्टासा कार्यकर्त्री पुनरपि भविता नैव विज्ञान मात्रात् ॥१॥

જીવાત્મા અને પરબ્રહ્મ પરમાત્માના ભેદને તોડી નાખનાર મહાન્ નિરૂપમ એવું જે પવિત્ર વિજ્ઞાન—એટલે લક્ષ્યાર્થ અનુભવજન્યજ્ઞાન—કે જે સ્વયંપ્રકાશ સ્વસ્વરૂપ છે તે જે (ઇશ્વરપાદના પુરૂષ) યોગીને પોતાની અતિસુક્ષમમાં સુક્ષમ નિર્મળ બુદ્ધિમાં સારી રીતે ઉદયને પામ્યું હોય તે પુરૂષ યોગીની જન્મમર્ણથી આચ્છાદીત સંસારના મુળ કારણરૂપ, મિથ્યાભૂતા માયાના અંધકારનો તેજ વિજ્ઞાનરૂપ સ્વયંપ્રકાશે ક્ષય કરી નાખ્યોજ હોય છે. તેથી મીથ્યાભૂતા ઠરેલી કલ્પિત અને નષ્ટ થયેલી તે માયા કદાપી દગ્ધ થયેલા વસ્ત્રની પેઠે લોકદૃષ્ટિએ શરીર આભાસપૂર્વક પ્રતિત થતી હોય તોપણ તે શરીરનાં ભ્રમરૂપ કાર્યને ઉત્પન્ન કરવા કદાપી શક્તિમાન નથી. છાયારૂપ ભૂત નુકશાન કરતા નથી. બળી ગયેલી દોરીના આંબલાવાળી દોરીથી ગાંસડી બંધાવાની નથી. રબ્બરનો સાપ કદાપિ કરડનાર નથીજ નથી. કાગળ ઉપર ચિતરેલો વાઘ મારનાર નથી. કેમકે આ અચેતનરૂપ શરીર પાણીનો પરપોટો ઠરતાં—બરફને ટુકડો ઠરતાં—ખાંડનું પતાસુ ઠરતાં—કેવળ, પરપોટો નથી પણ પાણીજ છે. ટુકડો નથી પણ પાણીજ છે. પતાસુ નથી પણ નુસ્તી સાકર છે. એમ પરમાત્માનુંજ સભરત્વ છે તેથી પરમાત્મામાં શરીર ન હોવાથી શરીર ભ્રાન્તિ થતાં પોતાની જીવન્મુક્ત સ્થીતીને દોષ લાગે છે તેથી તે કેવળ પરમાત્મા સ્વરૂપેજ રહે છે.

कस्त्वां परानंदरसानुभूति मृत्सृज्य शून्येषु रमेत विद्वान् ॥
चन्द्रेमहाल्हादिनि दीप्यमाने चित्रेन्दु मालोकयितुं क इच्छेत्॥

એવો કયો વિવેકી (મુક્ત) પુરૂષ તે સ્વસ્વરૂપ પરમાત્મા પરબ્રહ્મના પરમાનંદરૂપ અમૃત અનુભવરસનો ત્યાગ કરીને શૂન્ય એટલે જેમાં કંઇ પણ નથી એવા અચેતન શરીરના કલ્પિત વિષયમાં સુખબુદ્ધિથી આસક્તિપૂર્વક રમે ? ? ? અત્યંત આનંદને આપવાવાળો અને દેદિપ્યમાન ચન્દ્રનાં દર્શન કર્યા પછી ચિત્રેલા ચન્દ્રને જોવા કોણ (મૂઢ) અપેક્ષા રાખતો હશે ? ?

नखिद्यते नोविषयैः प्रमोदते न सज्जते नापिविरज्यते च ॥
स्वात्मनिसदा क्रीडति नंदति स्वयं निरंतरानंदरसेन तृप्तः ॥

અભેદાનંદ અમૃત સ્વરૂપ સ્વસ્વાનંદની પ્રાપ્તિવાળો બ્રહ્મવેત્તા કોઈએક પ્રતિકુલ પ્રસંગમાં કદાપિ ખેદ પામતો નથી અથવા અનુકુલ વિષયોની પ્રાપ્તિમાં પ્રસન્નતા માનતો નથી. પોતાના માટે અનેક સુખના સાધનોની પ્રાપ્તિ-માં આસક્ત થતો નથી અને અનેક દુઃખ, અપમાન, નિંદાના અવસરમાં ઉદ્વેગ પણ પામતો નથી એવાબ્રહ્મવેત્તા સંત મહાત્મા યોગી પુરૂષ એવા અનેક પ્રસંગોમાં સદા-સર્વદા પોતાના આત્મા સ્વરૂપથી સર્વને જોતાથકો રાગદ્વેષ રહિત પોતાના આત્મા સ્વરૂપેજ રમે છે. આનંદ કરે છે અને સદાએ નિરતીશયાનંદ રસમાં તૃપ્તજ રહે છે.

क्वचिन्मूढो विद्वान् क्वचिदपि महाराज विभवः ॥
क्वचिद् भ्रान्तः सौम्य क्वचिदजगराचार कलितः ।
क्वचित्पात्रिभूतः क्वचिदवमतः क्वाप्य विदित
श्चरत्येव प्राज्ञः सतत परमानंद सुखितः ॥१॥

બ્રહ્મવેત્તા યોગી કોઇ ઠેકાણે ( મૂર્ખોની દૃષ્ટિએ ) મૂઢ જેવા-વળી કોઇ ઠેકાણે (ક્ષત્રીય કુલદિપક નૃપતિઓના મહા પૂજન કરવાના પ્રસંગમાં) માહારાજાના જેવા વૈભવ દર્શનથી ભરપુર દેખાતા-વળી કોઈ ઠેકાણે સઘળા દેશોમાં રટણ કરતા-વળી કોઈ ઠેકાણે પ્રેમભક્તિની અભેદતાએ અત્યંત પ્રિય દર્શન સ્વરૂપ વળી કોઈ ઠેકાણે અજગરના જેવી વૃત્તિ રાખીને રહેતા-વળી કોઈ ઠેકાણે દુર્જનોના પ્રસંગમાં નિંદા અપમાનને પામેલા એવા કોઇ ઠેકાણે ન જાણુવામાં આવે એમ વિચરતા-એમ શરીરના જોવાવાળાને અનેક પ્રકારે જોવાતાવાળા બ્રહ્મવેત્તા પોતાના જ્ઞાન પ્રકાશવડે નિરંતર પરમ સ્વાનંદ તૃપ્તિમાં સદા સર્વદા સુખીજ રહે છે.

अपि कुर्वन्न कुर्वाणश्चाभोक्ता फल भोग्यपि ॥
शरीर्यस्य शरीर्येष परिच्छिन्नोऽपि सर्वगः ॥

એવા બ્રહ્મવેત્તા યોગી મહાત્મા-આટલા ઉંચા જ્ઞાનને ન જાણુનારા અજ્ઞાનીજનોની દૃષ્ટિએ કર્મ કરતા દેખાતા છતાં પણ પોતાની આત્મદૃષ્ટિએ પોતાને અકર્ત્તાજ જાણે છે. ( કેમકે કર્ત્તાપણાના અભિમાનથી રહિત છે. ) અજ્ઞાની-

જનો કર્મ ફળના ભોક્તા સ્વરૂપે જાણતાં છતાં પણ તેવા યોગીજનો સદાએ અભોક્તા છે. (કેમકે તેઓ પોતાને શરીર ધારી માનતા નથી.) અજ્ઞાનીની દૃષ્ટિ તેઓને શરીર ધારી માનવાની હોય તોપણ તેવા બ્રહ્મવેત્તા પોતાને શરીર ધારી ન માનતાં શરીર વિનાના આત્મા છીએ એમ સત્ય માને છે. (કેમકે પાણીનો પરપોટો તદન પાણીજ છે) ખાંડનો હાથી ખાંડજ છે એમ છતાં શરીર જોનારની અજ્ઞાનતાનો પારજ નથી. અજ્ઞાનીજનો કદાપી એક દેશમાં નિવાસ કરતા તેવા જ્ઞાનીને માને તોપણ તેઓ પોતાના સર્વવ્યાપકપણાની સમ્યક્ દૃષ્ટિથી પોતાને સર્વવ્યાપક માને છે. એ તેમની મહાન મહત્તા પ્રભુ સ્વરૂપ છે.

**अशरीरं सदा संत मिमं ब्रह्मविदं कचित् ॥**
**प्रिया प्रिये न स्पृशत स्तथैव च शुभाशुभे ॥**

બ્રહ્મવેત્તાને વેદવેદાન્તના સત્યસિદ્ધાંતથી અને સદ્‌ગુરૂ કૃપારૂપ સદ્‌બોધથી "**શરીર મુદ્દામાંજ કંઈ પણ નહિજ**" એમ સત્ય સમજાયું છે. કેમકે પરમાત્માના સ્વયંપ્રકાશ, સ્વતઃસિદ્ધ, સ્વસ્વરૂપ, સ્વયં, સભરપણાના ભાનમાં અન્ય શબ્દ પણ જ્યારે ટકી શકે નહિં તો પદાર્થ કેમજ ટકે ??? જો શરીર કંઈપણ છે એમ કહીએ તો તેના સભરપણાને દોષ લાગે છે. આ પરમાત્મા તત્ત્વજ-જોનારને બરાબર ગુરૂકૃપાથી અને શાસ્ત્ર સિદ્ધાન્તથી જોતાં ન આવડે તો વસ્તુ તસ્તુ પરમાત્માનેજ શરીરરૂપે જુએ છે. એકજ

વસ્તુ ઉપર અધ્યારોપથી બીજી વસ્તુ કલ્પાય છે તે શરીર છે. જેથી બ્રહ્મવેત્તા પુરૂષ સદાયે **અશરીરી** એટલે આત્મા પરમાત્મા સ્વરૂપજ છે. આમ નિશ્ચય થતાં અજ્ઞાનીજનોએ જોયેલા શરીરના અભિમાનથી તેઓ રહિત છે એમ માનીએ તોપણ હરકત નથી. શરીરમાં અહંવૃત્તિનું ઉત્થાન થવા થીજ વિષયોમાં પ્રવૃતિ સંભવે, સુખદુઃખાદિક દેખાય. નિંદા અપમાન હૃદયમાં ક્લેશ અને ખીન્નતા સમજાવે સ્તુતી પુજા વખતે માન મનાય, જ્યાં સુધી આવી રીતે શરીરનું ભાન હૃદયમાં રહેતું હોય ત્યાંસુધી તે **બ્રહ્મવેત્તા** કહેવાય નહિં. જ્યારે આવી રીતના શરીરના ભાનથી રહિત થાય ત્યારેજ તે **અશરીરી** છે અને એવા અશરીરી જીવન્મુક્ત પુરૂષને પ્રિય અપ્રિય અથવા પુણ્યપાપ તેમ સુખદુઃખાદી, માન અપમાનાદિક સંતાપ આપતાં નથી. અર્થાત્ તેને તે શરીરનાં કષ્ટો સ્પર્શ કરી શકતાંજ નથી.

**जीवन्नेव सदामुक्तः कृतार्थो ब्रह्मवित्तमः**
**उपाधिनाशात् ब्रह्मैव सन्ब्रह्माप्योति निर्मलम् ॥**

બ્રહ્મવેત્તાઓમાં પણ સર્વોત્કૃષ્ટ બ્રહ્મવેત્તા પુરૂષ જીવતાંજ સર્વદા મુક્ત અને કૃત્ય કૃતાર્થ છે અને **અધ્યારોપાપવાદ** રૂપ **માયા** અને તેની સમગ્ર એવી ઈશ્વર, જીવ, અવિદ્યા ત્રીશરીર ઇન્દ્રીઓ આદી ઉપાધીઓના લયથી પોતે કેવળ નિર્મલ સ્વરૂપે સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માજ સ્વતઃસિદ્ધ છે.

'ब्रह्मवेद ब्रह्मैव भवति' આ શ્રુતી પ્રમાણે બ્રહ્મને જાણ-

નાર બ્રહ્મજ છે.

**शैलूषो वेष सद्भावा भावयोश्च यथा पुमान् ॥**
**तथैव ब्रह्मविच्छ्रेष्टः सदा ब्रह्मैव ना परः ॥**

જેમ ભવાયો (વેષ ભજવનાર) નાના પ્રકારના સ્ત્રી આદીના વેષોના સદ્ભાવમાં ઉભો છતાં તેના અભાવરૂપે પોતાને સાક્ષાત્ પુરૂષજ માને છે તેમજ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ટ યોગી પુરૂષો શરીરના ભાવાભાવનો ત્યાગ કરીને પોતે સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માજ સ્વતઃસિદ્ધ છે.

**देहस्य मोक्षो नो मोक्षो नदंण्डस्य कमंडलोः ॥**
**आविद्या हृदयग्रंथि मोक्षो मोक्षो यतस्तत : ॥**

ખરેખર રીતે શરીરનો ત્યાગ એટલે મરણ પામવાને મોક્ષ કહેવાય નહિં. તેમ દંડ કમંડલુનો ત્યાગ તે પણ મોક્ષ કહેવાય નહિં. પણ હું જીવ છું, બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું. ગરીબ છું કે તાલેવર છું. સુખી છું કે દુઃખી છું. શરીરધારી છું. મારી સ્ત્રી પુત્ર બંધુ સહોદર એ સર્વ મારાં છે. આ શરીર છે. જીવ છે ઇશ્વર છે માયા છે. આ સર્વ અવિધા અજ્ઞાનના અભ્યાસથી દૃઢ થયેલી ગ્રંથીઓથી નિવૃત્તિ થતાં એ સર્વ મીથ્યા પ્રલાપ છે. એમ જાણી પોતે આ સર્વ અહં મમત્વના બંધનથી જે મુક્ત થયો છે તે ખરે-ખરો મોક્ષ છે.

# પ્રકરણ ૨૫ મું.

अस्तीति प्रत्ययो यश्च यश्च नास्तीति वस्तुनि
बुद्धे रेव गुणा वेतौ नतु नित्यस्य वस्तुनः ॥

જ્યાં સુધી પોતે દેહાભિમાનપૂર્વક જીવ દશાથી મુમુક્ષુ સ્વરૂપમાં પોતાને આ સંસારમાં બંધન માને છે. એટલે તે પોતાના પરમાત્મા સ્વરૂપને યથાર્થ સમજતો નથી હોતો ત્યાં પર્યંત પોતાને બંધનરૂપે સ્વિકારે છે તથા ત્યાર પછી પોતાના આત્મા પરમાત્માની એક્યતાના અભેદ બ્રહ્મવિદ્યા જ્ઞાનની પ્રાપ્તિ થતાં, દેહાભિમાનથી રહિત થતાં, જીવદશા છુટતાં, આ સંસાર મીથ્યા કલ્પના ભ્રાન્તિરૂપ સિધ્ધ સમજાતાં, પોતાને બંધનમાંથી મુક્તરૂપે સ્વિકારે છે આ બંધન અને મુકિત એ બંન્ને શબ્દજ્ઞાન વિચારબુદ્ધિમાંજ છે. તેથી તે બુદ્ધિનો વિષય હોવાથી આત્માને તે લાગુ પડતાં નથી. આત્મા પરમાત્માનું અભેદ સ્વરૂપ હોવાથી તે બંધન કે મુક્તતા બંન્ને પરમાત્મામાં નથીજ નથી.

अतस्तौ मायया क्लृप्तौ बंध मोक्षौ न चात्मनि ॥

એટલે અજ્ઞાન અવિદ્યા અવિચારમાંજ બંધ અને મોક્ષની કલ્પના છે વાસ્તવિક પરમાત્મા તત્વમાં તે કંઇ પણ નથી.

न निरोधो न चोत्पत्ति न बद्धो न च साधकः ॥
न वै ज्ञान न वै मुक्तः इत्येषा परमार्थता ॥

અહિંયાં ચિત્તનો નિરોધ નથી—અહીંયાં મનની ઉત્પત્તિ નથી. અહીંયાં અવિદ્યાનું બંધન નથી. અહિંયાં જીવની સાધક દશા પણ નથી. અહિંયાં અજ્ઞાન નિવૃત્તિ રૂપ જ્ઞાન પણ નથી. અહિંયાં પરમાત્મા સ્વરૂપના યથાર્થ જાણવાથી મુકત દશા પણ નથી એવી તે આ પરબ્રહ્મ જીવન્મુકત પરમાત્મા સંતયોગીની પરમાર્થ સત્તારૂપ સ્થીતિ છે-કે જે સ્વયં સ્વરૂપે નિરંતર અભેદ છે.

આ પ્રમાણે યથાર્થ સ્વરૂપના નિશ્ચયનો યોગ ધારણ કરીને નિત્ય જાગૃતિમાં પોતાના શરીરનો યથા પ્રારબ્ધ સંસ્કાર ભોગ પૂર્ણ કરવો જોઇએ. રાજ્યનું કે ધનનું કે સત્તાનું કે શરીરોનું વિગેરે કોઇપણ પ્રકારે શરીરાભીમાન ધારણ કરવું નહિં.

પાંચપાદનાં અનુક્રમને વારંવાર યાદ લાવીને તે મર્યાદાએ પોતાના પરમાત્માના સ્વરૂપમાં નિર્વિકલ્પ રહેવાની યોજના બરાબર અમલમાં મુકવી જોઇએ.

નિચેના પ્રથમપાદ રૂપ શરીરપાદકે જેને અચેતન સ્વરૂપે વેદશાસ્ત્રાદિ વર્ણવે છે. તે જેમ પરપોટામાં પાણી રહે છે. બરફના ગાંગડામાં જેમ પાણી રહે છે—અલંકારમાં જેમ સુવર્ણ રહે છે તેમ દેહરૂપ મંદીરમાં તે જીવાત્માનો નિવાસ

છે. તેમાંજ દર્શન થાય છે.

માટે આ શરીર તે કેવળ મંદિરજ છે. માટે પ્રથમ પાયામાં શરીર એ અચેતન સ્વરૂપમાં ચેતનભાન જીવરૂપે પરપોટો તે પાણીજ એમ સદા સર્વથા થાય છે. તેને ધર્મશાસ્ત્રની મર્યાદા પ્રમાણે અને વિધિ વાકયોની અનુકુલતાએ શુધ્ધ માર્ગ વિલાસી પરમપવિત્ર બનાવી સાફ રાખવું. તેમાં અવિધિ રૂપ જાળાં, કચરો, ગંદવાડ કે દુર્ગંધી રાખવી કે થવા દેવી નહિં. એજ પરમશુદ્ધિ તત્વ છે, વેદશાસ્ત્રોમાં વર્ણવેલાં વિધિનિષેધ વાકયોનો પ્રભુની આજ્ઞારૂપે યથાર્થ ઉપયોગ કરવો જોઈએ એટલે અચેતન છતાં પણ શુધ્ધતા સેવાતાં પ્રભુકૃપાનો પાયો રચાય છે તે ધ્યાનમાં રાખવું જોઇએ.

**"વિધિ વાકયો તે એમકે સાચું બોલવું-દયા રાખવી, ક્ષમા કરવી, પ્રમાણીકતા સેવવી, નિરભિમાન રહેવું, નિર્મમતાથી રહેવું, નીતિસદાચરણ રાખવું. પવિત્રતા રાખવી સર્વવસ્તુપદાર્થમાં આત્માને જાણવો ઉદારતા, પરોપકાર, પરમાર્થ બુદ્ધિનું ગ્રહણ કરવું, સાત્વિક ગુણવૃત્તિ ધારણ કરવી, સ્નાન સંધ્યા, (ત્રીકાળ) કરવી. પંચાયતન, દેવપુજન, ગુરૂપુજન કરવું, ગુરૂ અને પરમાત્મામાં અભેદ સત્તા માનવી, કોઈનું પણ શ્રેય વિચારવું, નિત્ય સંત સમાગમ કરવો, નિત્ય શાસ્ત્રાધ્યયન કરવું, આત્મા પરમાત્મા એક અને અભેદ છે એવો વિચાર કરવો વિગેરે."**

"નિષેધ વાકયો તે એમ કે જુઠું ન બોલવું, નિર્દ-યતા ન ધારણ કરવી, ક્રોધ કરવો નહિં, શરીરનો, ધનનો, રાજ્યનો, સત્તાઅધિકારનો, કે યુવાવસ્થાનો અહંકાર કરવો નહિં, લોભ કરવો નહિં. વિશ્વાસઘાત કરવો નહિં, રજો-ગુણ તમોગુણના ધર્મો માન્ય કરવા નહિં. કૃપણતા સેવવી નહિં. કોઈનો તિરસ્કાર કરવો નહિં, અશુદ્ધવૃત્તિ રાખવી નહિં, સર્વ વસ્તુને દશ્ય જડ કે અચેતન જાણવી નહિં, અભક્ષ્યાભક્ષણ કરવું નહિં, અપેયપાન કરવું નહિં, અગ-મ્યાગમન કરવું નહિં, કોઈને નુકશાન કરવું નહિં, ત્રીકાલ સ્નાનસંધ્યાથી બહિરમુખ થવું નહિં. દેવની અને સદ-ગુરૂની વેદવિધિની સોડષોપસાર પૂજાનો ત્યાગ કરવો નહિં. સદ્ગુરૂને મનુષ્ય શરીર ધારણ છતાં મનુષ્ય જેવા જાણવા નહિં. પરમાત્મા જુદા છે, સદ્ગુરૂ જુદા છે, ઇશ્વર જુદા છે, માયા જુદી છે, જીવ જુદા છે. એમ કદાપી માનવું નહિં. સંસારી, વિષયી પામર રાગદ્વેષી વિચારના જનોની મીત્રતા કરવી નહિં. જુગટું રમવું નહિં. કુસંગ આદરવો નહીં. સત્સંગ છોડવો નહિં. પરમાત્મા પરમેશ્વરથી જીવ જુદા છે એમ માનવું નહીં એવો નિશ્ચય કરવો"

આ સર્વ સમજનો સમાવેશ પ્રથમપાદ-શરીરપાદ છે. આટલી તૈયારી થયા પછી બીજા પાદ વ્યષ્ટિગત જીવપાદની મર્યાદા સાચવ્યાથી બીજા પાદમાં ખરેખર પ્રવેશ થાય છે. માટે જાગૃત રહેવું. કેમકે બીજો પાદ તે પ્રથમપાદ અચેતન

શરીરરૂપી પરપોટામાંનું પાણી સ્વરૂપ છે.

બીજા પાદમાં એવું સમજવું કે જે ચેતન સત્તાથી આ મારૂં કહેવાતું પ્રથમ પાદવાળું અચેતન શરીર ચાલે છે. શરીરમાં બુદ્ધિમન ચિત્ત અહંકાર ઈન્દ્રિઓ પોતપોતાના સ્વધર્મયુક્ત કે પ્રારબ્ધ કર્માનુસાર ચાલે છે તથા પ્રાણ આદી સર્વ તત્વો પણ જેની સત્તાથી પ્રવર્ત થાય છે તે ચેતનતત્વ આ પ્રથમપાદ શરીરને મારૂં કહેનારો હોવાથી, તે દેહનો દેહી એટલે દેહનો અભિમાની છે તેથી જીવ કહેવાય છે. દેહનો અને જીવનો સમાન ધર્મ નથી. દેહ નાશવંત છે મીથ્યા છે કલ્પીત છે. ભ્રમ છે, અચેતન છે અને જીવચેતન છે. અવિનાશી છે. શાશ્વત છે, સત્ય છે–છતાં જે મારૂં કહે છે તે અવિદ્યા અજ્ઞાનથી કહેવાય છે. જીવાત્મા મિથ્યાદેહના મીથ્યાભિમાન મમત્વથીજ વારંવાર જન્મમર્ણના ઘટી યંત્રમાં જોડાયો છે. પણ તે જો મીથ્યાભિમાન છોડે તો આ સંસાર ચક્રના આવાગમનના ફેરામાંથી મુક્ત થાય છે. જીવાત્મા શરીરના મોહને લીધે શરીર મીથ્યાભિમાનથી શાસ્ત્ર અવિધ માર્ગમાં પણ તણાય છે. લોભને લીધે આશાતૃષ્ણાના પાસમાં ફસાય છે કૃપણતાના દાવાનળમાં સળગી જાય છે. મન ઈન્દ્રિયોના સુખ બતાવનારા વિષયોને લીધે અગમ્યાગમનરૂપ મહાપાપમાં સપડાય છે. વિગેરે શરીરના અભિમાન મમત્વ અને મોહને ખાતર જીવતા સુધી મારૂં કરીને માનવામાં સબળ બંધાય છે. ખરી રીતે

શરીરના ભોગોમાં **ચેતનતત્વ** સાક્ષી માત્ર છતાં અવિદ્યા અજ્ઞાન અંધકારથી પોતાને **સાક્ષી** માનતો નથી. નઠારા પામર વિષયી જનોના સંસર્ગથી અઘોર પાપકર્મો કરે છે અહં મમત્વના સંગથી જુઠું બોલે છે. નિર્દયતા વાપરે છે. ક્રોધ કરી લડાલડી કરી દુઃખ ભોગવે છે આ બધી જગત અને તેમાં મમતા ધારણ કરાવનાર ચેતનનો સંગી **અહંકાર** થાય તોજ તે બને છે આ સર્વ કામ શરીર સાથે **ચેતન** જોડાય અને અહંમમત સાથે રાખે તો **અવિધિ કરે છે.** જો પૂર્વ જન્માન્તરનાં પુણ્ય કર્મનો યોગ શરીરનો હોય તો શાસ્ત્ર વિધિનાં **સત્કર્મોમાં** પ્રવર્ત થાય **છે. અને** અહં-કાર મમતા સત્કર્મમાં પણ બળવાન બને છે. સારી ઉદારતા કરાવે છે ક્ષમાવાન કહેવરાવે છે. સત્યવાદી ગણાવે છે પ્રમા-ણીક ગણાવે છે. વિવેકી વિનયી નમ્રતાવાન કહેવરાવે છે. સંતસાધુમાં પ્રેમ રખાવે છે. સ્નાનસંધ્યા કરવામાં પરમ પ્રીતી ઉત્પન્ન કરાવે છે. પંચાયતન દેવમાં અભેદ બુદ્ધિ ધારણ કરાવે છે. ઉપાસના કરાવે છે. સંત, સાધુ, સંન્યાસી બ્રહ્મચારી આદી અતિથીઓના સન્માનમાં પ્રેમ ધારણ કરાવે છે. અને એકંદર સત્કૃત્યો કરાવે છે. નાસ્તિક્તા છોડાવે છે સંતસમાગમમાં શ્રદ્ધા રખાવે છે. આ સત્કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર પણ જીવાત્માને સાત્વિક અહંકારજ છે. સંસારમાં સ્ત્રીપુત્રાદિકમાં પણ સભ્યતા રખાવે છે. સગાંવ્હાલાં હેતુ મીત્રમાં પણ પ્રીતિ રખાવે છે. સર્વને પોતાના સમાન

આત્મા રૂપ જાણે છે. તે બીજા પાદમાં સમજે છે કે મારા જેવા અનંત જીવાત્માઓ છે શરીર મીથ્યા નાશવંત છે માટે સત્કર્મ કરવું અને પોતાના મીત્ર બંધુઓને પણ સત્કર્મમાં દોરવવા એવો પ્રેમ ધારણ કરે છે. પશુ પક્ષીકીટ પતંગ ભ્રમર જીવજંતુઓ પણ પરમેશ્વરની સૃષ્ટિમાં પરમેશ્વરની આજ્ઞામાં અને પરમેશ્વરની કૃપામાંજ વસે છે તેમને માર્યાનું પાપ લાગે છે. તેમને દુઃખ દીધાનું પાપ લાગે છે. એમ સમજે છે. સત્કર્મો કરવાથી ઉંચા અવતાર આવે છે. અને અસત્કર્મો કરવાથી નિચા અવતાર આવે છે એમ સમજે છે. જેમ મહાસમુદ્રના પાણીના અનેક બીંદુઓ છે. તથા સૂર્યના જેમ અનંત કીરણો છે તેમ આ અનેક જીવાત્મા છે એમ માને છે. આ બીજા પાદની સમજણમાં સંસારનો મોહ છતાં પોતાનો મોક્ષ ઇચ્છે છે. તે મુમુક્ષુ કહેવાય છે માત્ર ધર્મકર્માદિ કરે છે. પણ સંસારનો મોહ હોવાથી પોતાના જીવાત્માને માટે મોક્ષની ઈચ્છા રાખતો છતાં વખતો વખત સંસાર સાગરમાં તણાય છે. તે વિષયી છે તેમ જે શાસ્ત્રવિધિના સત્કર્મોજ કરતો નથી મોક્ષની ઇચ્છા રાખતો નથી પ્રભુ કે સંતનો સમાગમ ઇચ્છતો નથી ધર્મ કાર્ય ઉદારતા વિગેરે આદરતો નથી, પાપનો ભય રાખતો નથી, પુણ્યના સુખને માનતો નથી. સ્ત્રીપુત્રાદિક ધનાદિકમાં જ સુખ છે ધનવાન થવું એજ તેની ઇચ્છા લાગી રહી હોય છે. તેથી પાપ વિચારતોજ નથી. અતિ પ્રજા ઉત્પન્ન

કરવામાં કુશળ રહે છે. અને તેથી પોતાને ભાગ્યશાળી માને છે અને તેમાંજ પોતાને ડાહ્યો માને છે. પ્રપંચ કરવામાં નંબર પહેલો ગણાવવાથી પોતાને સંતોષ અને માણસ રૂપ માને છે. વિગેરે વિગેરે. સંતની પાસે બેસીને જ્ઞાન જાણતો પણ નથી. નવરાશ લેતો પણ નથી. એટલો બધો પરીશ્રમ ઉઠાવી પોતાને ધનવાન થવામાં કાળજી રખાવે છે. આવા વિચારો હોવાથી અને આવા કર્મોથી તે પામર કહેવાય છે. આ તે જીવાત્માનો બીજો પાદ ઉંધોછતો છે. આમાં કેટલાએક **નિરભીમાની** અને કેટલાએક **સાભિમાની** છે. આ પાદમાં પરમેશ્વરને છે. એમ માને છે. પણ તેના સ્વરૂપનું અવલોકન નથી. વાત એટલીજ છે કે હવે ત્રીજા પાદમાં જનારો માત્ર મુમુક્ષુજ સમજવો. વિષયી અને પામર બંન્ને ઉત્તરોત્તર સુધરતા સુધરતા આવે છે ત્યારે ચઢે છે. હવે ત્રીજા પાદનું જ્ઞાન મુમુક્ષુનેજ થાય છે તેનો અનુભવ તપાસવો જોઇએ.

---

## પ્રકરણ ૨૬ મું.

---

પ્રથમ પાદ શરીર અને બીજો પાદ બાહિ જીવપાદ એટલે પરપોટા અને જલબિંદુ એમ એ પાદની મર્યાદાએ આ શરીરનો અભિમાની ગણાતો જીવાત્મા–પોતાના (કલ્યાણ) મોક્ષને માટે વેદ ધર્મની મર્યાદાએ

શાસ્ત્રવિધિનાંજ સત્કર્મો કરતાં વ્યવહારમાં ઉપર પ્રમાણે મુમુક્ષુ-ની સમજણથી વ્યવહાર કરે, આ વખતે તેને ગુરૂકૃપાથી સંતનો સમાગમ સારોજ જોઇએ. હવે શાસ્ત્ર પ્રમાણે સદ્ગુરૂ દીક્ષા ધારણ કરેલો મુમુક્ષુ જોઇએ, તે બીજા પાદમાં ધારણ કરવીજ જોઇએ, એટલે તે વૈદિક તારકમંત્રના જ-પના બળથી, અને ગુરૂસેવા શ્રદ્ધા પ્રેમથી, તેની બુદ્ધિ જ-લદી શુદ્ધ થઇ પોતાનામાંની બુદ્ધિની જાડ્યતાને દુર કરી શકે છે. એવું કુદરતથી બળ આવે છે. એવો પ્રભુનો મહિમા છે. જેમ જેમ બુદ્ધિ પોતાની જાડ્યતા તજતાં અને શાસ્ત્રવિધિના કર્મો, અનુષ્ઠાનો, પ્રયોગો વિગેરેમાં અડગ શ્રદ્ધા ધારણ થતાં અને દીક્ષા મંત્રના જાપના અલૌકિક બ-ળથી કેવળ શુદ્ધ નિર્મળ થતાં તેમાં નીચેના બે પાદોની સમજણ કરતાં વધારી ઉંચી સારી સમજણ પ્રાપ્ત થાય છે જેમ અનંત દાણાના કણનો એક ઢગલો હોય, જેમ અનંત બિંદુઓનું એક તલાવ હોય, જેમ અનંત કિરણોમાં એક સૂર્ય હોય, જેમ અનંત પાષાણોના ટુકડાનો એક ડુંગર હોય એવી રીતે આ અનંત વ્યષ્ટિ જીવાત્માનો સમૂહ તે અંતરાત્મા સમષ્ટિભુત વ્યાપક આત્મા છે એક કણની જે સત્તા છે તેવી સત્તા એક જીવાત્માની છે—હવે કણના સમૂહની સત્તા જેમ સબળ વિસ્તારવાળી અને મહત્તાવાન ગણાય છે. તેમ આ અનંત જીવાત્માના સમૂહરૂપ અંત-રાત્મા અથવા વ્યાપક આત્માની સત્તા મહત્તાવાન વિસ્તાર

વાન અને પૂર્ણ સબળ ગણાય છે. નીચેના બીજા પાદનો જીવાત્મા તે પુરૂષ છે અને પહેલા પાદનું શરીર તે પ્રકૃતિ કહેવાય છે એમ પહેલા બીજા પાદમાં પ્રકૃતિ પુરૂષની સંજ્ઞા જુદી જુદી જણાય છે. છતાં ત્યાં પ્રથમ પ્રકૃતિના બળમાં બીજા રૂપ જીવાત્મા પુરૂષ પૂર્ણ રીતે ઢંકાયેલોજ રહે છે. જેમ વાદળમાં સૂર્યનાં દર્શન નથી તેમ અચેતન શરીરાભીમાન વાદળામાં જીવાત્મારૂપી સૂર્યનાં દર્શન નથી. વાસ્તવિક સૂર્ય છે. એમ મુમુક્ષુનેજ સમજાય છે એ બે પાદ કરતાં આ ત્રીજો પાદ વિચાર નિર્મલતામાં વધારે છે. કેમકે આ પાદમાં અનંત જીવાત્માઓની ઐકયતા એ જીવાત્માનું સંપૂર્ણ બળ ભેગું છે. જેમ અનંત કોતરઠાંની એક મહાન્ નદી બળવાન ગણાય છે તેમ અનંત જીવાત્માનો અભેદ અંતરાત્મા–વ્યાપક આત્મા બલવાનજ ગણાય છે. બીજા પાદનો જીવાત્મા–શરીરનો અભિમાની ગણાય છે. અને તે શરીરમાંજ રહેનારો છે. પણ આ ત્રીજા પાદનો આત્મા શરીરનો અભિમાની ન ગણાતાં અંતરનો અભિમાની માટે અંતરનો આત્મા અથવા વ્યાપ્યરૂપ (માયા) જગત–શરીરનો અભિમાની હોઇને વ્યાપ્યનો વ્યાપક આત્મા કહેવાય છે. આ ત્રીજા પાદનો આત્મા એકએકપણાની ભિન્ન ભિન્નતાના ત્યાગમાં, તે સર્વના એકયરૂપ સમષ્ટિનો આત્મા કહેવાય છે. આમાં અંતર એટલે અંતઃકરણનો ઉંચામાં ઉંચોપાદ "બુદ્ધિ" છે. તેની નીચેના મન

ચિત્ત અને અહંકાર આ ત્રણના સ્વભાવની ગતિ વિપરીત છે. પણ બુદ્ધિના સ્વભાવની ગતિ નિશ્ચયાત્મક નિર્ણય કરવા વાળી છે તેથી બુદ્ધિરૂપી અંતરમાં રહેનારો તે આત્મા પોતે અનંત જીવાત્માઓરૂપી કીરણોમાં પ્રવેશ કરીને સૂર્ય રૂપે રહેતો હોવાથી તેને વ્યાપક બ્રહ્મ એમ કહેવાય છે. તેજ શાસ્ત્રાધારે "વિષ્ણુ" શબ્દની સત્તા અને અર્થથી સાબીત છે. આ પ્રમાણે પોતાના આત્માની ઉત્તમોત્તમ ગતીને જાણે છે અને પોતાને અનુભવે છે કે હું તો અચેતન શરીર નથી. તેમ હું એક શરીરનો અભિમાની જીવાત્મા પણ નથી. તે શરીરનો મિથ્યાભિમાની બન્યો હતો તે ખોટું સમજતો હતો. સાચી રીતે તો વ્યષ્ટિ જીવાત્મા નથી પણ હું સમષ્ટિ ચેતન વ્યાપક આત્મા છું. આ વ્યાપ્ય જગત રૂપી મારૂં શરીર છે જેથી આ અને જીવાત્મા પણ મારા રોમરોમાંચ અને મારૂં સ્વરૂપ છે. વ્યષ્ટિ જીવાત્મા તે બીજો પાદનો શરીરાભિમાની છે ત્યારે આ સમષ્ટિ પાદનો જીવાત્માજ વ્યાપ્ત જગતનો અભિમાની છે પણ વ્યાપ્ય રૂપ માયાનો એટલોબધો કબજો નથી. જેટલો કબજો બીજા પાદના જીવાત્મા ઉપર અવિદ્યાનો છે તેના કરતાં થોડો એટલે માયા—અને પુરૂષ બે ના સમભાગ હોવાથી આ વ્યાપક પાદને શાસ્ત્રમાં સમપાદ પણ કહેવાય છે. બીજા પાદનો વ્યષ્ટિ જીવાત્મા તે સુર્ય સ્વરૂપ છે. કેમકે તે એક શરીરાભિમાની છે. કેમકે શરીરનો અભિમાની શરી-

રનો પ્રકાશક છે-અને શરીર તે માયા શકિત સ્વરૂપ છે એમ પ્રથમપાદ શરીર તે શકિત બ્રહ્મ સ્વરૂપે-શરીરનો અભિમાની જીવાત્મા તે બીજા પાદરૂપે સૂર્ય બ્રહ્મસ્વરૂપે અને તેજ આ ત્રીજો અંતરાત્મા વ્યાપક આત્મા જગત રૂપી સમષ્ટિનો અભિમાની હોવાથી ત્રીજા પાદ રૂપે વિષ્ણુ બ્રહ્મરૂપે છે. આ ત્રણ પાદમાં ત્રણ અવસ્થા અને ત્રણ દેહ પણ ગણાય છે. પ્રથમ પાદનો અજ્ઞાન જાગૃત અવસ્થાનો સ્થુલ દેહ; બીજા પાદમાં સ્વપ્નાવસ્થાનો સૂક્ષ્મ દેહ; અને ત્રીજા સમપાદમાં સુષુપ્તિ અવસ્થાનો કારણ દેહ અને અને તેના અભિમાનીઓ વ્યષ્ટિભાવમાં અનુક્રમે વિશ્વ, તેજસ, અને પ્રાજ્ઞ ગણાય છે ત્યારે સમષ્ટિ ભાવમાં અનુક્રમે વૈશ્વાનર, હિરણ્યગર્ભ અને અવ્યાકૃત ગણાય છે. આ વેદશાસ્ત્ર પ્રમાણરૂપ છે. સમષ્ટિરૂપ ત્રીજા પાદમાં રહેનાર જીવાત્મા પોતાના સાથે અનંત જીવાત્માનો સમાવેશ પોતાના મહાન્ વ્યાપક પણામાં સમજે છે. આ સત્તા સ્વરૂપ અંતરાત્મા પરમાત્માજ છે. અહિંયાં પોતાના સદ્‌ગુરૂને વ્યાપક માને છે. સર્વ જીવાત્માઓને પોતાના આત્મા સ્વરૂપ પ્રિય માને છે. કોઇના ઉપર દ્વેષ કે કોઇનું બુરૂ ઇચ્છતો નથી. વ્યાપક પાદમાં રમનાર રજોગુણ તમોગુણ રૂપી બે પાદનો ત્યાગ કરી સાત્વિક ગુણસ્વરૂપ રહે છે. સંસારમાં રહેતો પણ સ્ત્રી પુત્રાદિક સંબંધી કે ધનાદિક, વા સત્તા અધિકારની પ્રાપ્તિ છતાં તેઓની મહત્તાને સ-

વીશે સુખરૂપ માનતો નથી. ગર્વ, અહંકાર, મમતા, પૈશુન્યવૃત્તિ કદર્ય બુદ્ધિ (કંગાલવૃત્તિ) વિશ્વાસઘાત આદી દુષ્ટ દુર્વિચારોમાં કદાપી ઉતરતો નથી. જુગટુ રમતો નથી, દારૂ, માંસ, પરસ્ત્રી, પરધન, કદાપી ઇચ્છતો નથી. નિશ્ચય સમજે છે કે પરમાત્મા તે સર્વવ્યાપક છે. તેનાથી શું છાનુ રહેવાનું છે ? ? મારી દરેક છાની તો તે પરમાત્મા વ્યાપક અંતરાત્મા જાણવાને સમર્થ છે ત્યારે છાનું કાંઇપણ પાપ કે પુન્ય કરવાનું શું કારણ છે ? ? પોતાની અધાર્મિક, અન્યાયી, અને અયોગ્ય, દાંભિક વૃત્તિથી પોતે જે છાના પાપ કરનારા નીચ પુરૂષો પોતાની અહંકારી દેહ બુદ્ધિના સુખના વિચારે કર્મ કરે છે પણ તે અંતરાત્માથી તો કદાપી છાનાં નથી. વળી એમ સમજે કે–કોઇ નહિ જાણશે તો પોતાનો આત્મા પરમાત્મા નથી જાણતો ? ? એમ તો બ્રહ્માંડમાં કોઇનાથી કહી શકાય તેમ નથી. એટલે આ કર્મનું કંઇ તો પણ ફળ તો છેજ. કર્મના ફળ સાથે છુપાવી રાખવાની દાંભિક વૃત્તિનું ફળ જોડાતાં બમણું થાય છે. તેનો વિચાર કરવાને સર્વ બંધુઓને છુટ છે. બીજા પાદમાં વ્યષ્ટિ ચેતન રૂપનો જીવાત્મા કદાપી એવાં નિંદ્ય પાપોમાં અથડાયતો તે વાસ્તવિકજ છે છતાં ત્રીજા પાદવાળો જીવાત્મા પોતાના આત્માને અંતરાત્મા પરમાત્મારૂપે જુએ છે. તેમ જાણે છે તેથી ગમે તેવો પણ આ સ્થાનનો જીવાત્મા હમેશાં પાપોથી ઓસરે છે એ વાત સિદ્ધ છે. સર્વ

પ્રજાનો પતિ રૂપ થયેલો આત્મા જે રાજા તેજ અંતરાત્માનું સ્વરૂપ જાણો. હવે રાજાને ત્યાં અનંત પ્રકારના વૈભવ, માન, મહત્તા વાળા પદાર્થોના પૂર્ણપણાના સુખમાં રાચેલો પુરૂષ અને સ્વતંત્ર સુખ, સ્વતંત્ર અધિકાર, સ્વતંત્ર વૃત્તિના અગાધ આનંદમાં રમનારો, એક કંગાલની ઝુંપડીમાં કંગાલના ભોગોમાં, કેવળ પરાધીનતાને સુખ માનીને ભોગવવા ઇચ્છે. એ બનવું મુશકેલ છે અને જ્યારે આમ જ અધમ વૃત્તિ થાય ત્યારે તેનો અદાહાડો આવ્યો છે એમ જાણવું જોઇએ, પછી તે રાજા શાનો ? ? પછી તે સ્વતંત્ર શાનો ? ? પછી અંતરાત્માની ઓળખ પણ શાની ? ? એ તો પામર દશાનો અનુભવ ગણાય તે વ્યાપકમાં કેમજ હોય ! ! ! એટલે ત્રીજા પાદમાં રમનારો અધમ વૃત્તિથી રહિત છે. દેહાધ્યાસી છે ખરા પણ તેનો દેહાધ્યાસ કોઇ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ વર્તનવાળો નથી. પુણ્ય કર્મ કરે છે. તે પણ આત્માથી અંતરાત્માથી છાનાં નથી. પણ દેહાભિમાન ન હોવાથી બ્રહ્માર્પણ ભાવને લોકમાં જણાવવા ઇચ્છતો નથી. અને પોતાની ઇચ્છારહિત લોકમાં જણાયાથી લોક તેને ધન્યવાદ આપે તો તે કહે છે કે પરમાત્માની આપેલી મીલકતનો આ સર્વ રૂપે વસી રહેલા પરમાત્માને માટે અર્પણ કરવી. તે આપણો ધર્મજ છે. તેવાને કિર્તિની અપેક્ષા નથી. બીજા પાદવાળો વિશેષ અભિમાની હોવાથી તે કિર્તિદાન કરવામાં બહુજ આગેવાની

ભર્યો ભાગ લે છે. છતાં તે હજુ ત્રીજા પાદની રમત સ-મજ્યો હોતો નથી. એટલે એવી રીતે વરતે છે. પણ આ ત્રીજા પાદવાળો જીવાત્મા સમજેલો હોવાથી કિર્તિદાન કરતો નથી. અહંકાર ધરતો નથી. મમતા ફળ ઇચ્છતો નથી પ્રભુના સમગ્ર વ્યાપ્ય રાજ્યમાં વસે છે તેથી તેને પ્રભુરૂપ જગત દેખાય છે. કોઇપણ જીવાત્મા ઉપર તેને દ્વેષ આવતોજ નથી. કદાપી કોઇ પોતાને નુકશાન કરી જાય. તો પણ તેના ઉપર ક્રોધ કરતોજ નથી. અને થયેલા નુક-શાનનો કલેશ પણ થતો નથી. સાચું કહેતાં ડરતો નથી. કેમકે શ્રુતિ ધર્મ ઉપર તેને આસ્થા છે તે 'सत्येन नानृतम्' સત્યથી પરમેશ્વરની સ્હાય તો છે. અસત્યથી નહિં. પરમેશ્વરની પ્રેમ ભક્તિ સારી રીતે કરે છે. વૈદિક પુરા-ણોથી પણ કર્મમાં પ્રીતી રાખી. જ્ઞાન જાણવાની અને પ્રભુને ઓળખવાની સંપૂર્ણ ઇચ્છાથી સદ્ગુરૂ પાદપદ્મ સેવે છે. સંત સમાગમની વૃદ્ધિ ઇચ્છે છે. સંતમાં પરમાત્મા સ્વરૂપ માને છે. આ સર્વ જગત–પરમાત્માનું બાહ્ય શરીર છે. એમ જાણી, કેવળ ઉદારતાનાં કાર્યો જેવાં કે ધર્મશાળા, દેવમંદિરો, કુવા, અન્નક્ષેત્રો. આદી ધર્મનાં કાર્યોમાં પોતાની યથા સંપત્તિ મદદ આપવામાં આગેવાની ભર્યો ભાગ લે છે. પોતાને સંસારી માને છે ખરો. પોતાના સંસારમાં પ્રીતિ ભર્યો ભાગ લેતો દેખાય છે પણ ખરો. છતાં બીજા પાદના જીવાત્મા જેટલો અહંકારી કે મમતાવાન કે કંજુસ

રૂપેતો નથી. તે સમજે છે કે, વ્યાપક પરમાત્મા સૌ સૌનું રક્ષણ કરી રહ્યો છે. પોતપોતાના કર્મ પ્રમાણે સર્વને ફળનો દાતા બની રહ્યો છે. માટે કર્મ સારાં કરીશું તો સારાં ફળ મળ્યાંજ જવાનાં છે. તેથી અધર્મ મર્યાદાનો કેવળ ત્યાગ કરીને ધર્મ મર્યાદા સેવતો ચાલે છે કદાપિ દેહાધ્યાસ સબંધે વારંવાર ભુલ કરે છે અને કર્યા પછી પોતાનો પસ્તાવો. સદ્ગુરૂ પ્રભુ પાસે રજુ કરે છે—ક્ષમા માગે છે અને અપરાધ ન કરવા. ધીરજ રાખતો ચાલે છે. બચે છે, મરે છે, બચે છે, મરે છે. એમ થતાં થતાં તે બચવાના માર્ગે જવા કેવળ તૈયારી રાખે છે—એ તેનો ઉત્તમ સંસ્કાર છે. કેવળ મરી પડતો નથી. આ ત્રીજા પાદમાં પ્રભુની સિદ્ધિ ઉભી રહે છે. તે ત્રીએષણાના સ્વરૂપે પોતાનો ફેલાવો અને સુખ બતાવી ઉભી છે. આ ત્રીજો પાદ મધ્યમાં છે. જો ઉંચે ચોથાપાદ તરફ જવાના ઉંચ કર્મો કરી માર્ગ ખુલ્લો કરે તો ઉપર જાય. અને નીચેના બીજાપાદ તરફ વારંવાર નજર કરતો રહે, અને તે અનુભવોના ફળને ઉત્પન્ન કરનાર કર્મો કરે તો નીચે ગબડી પડતાં વાર પણ લાગતી નથી. પથરો ઉંચેથી નીચે પડતાં વાર નથી. ઊંચે ચઢતાં વાર છે. નીચે પડવામાં બાહાદુરી નથી ઉંચે ચઢવામાં બાહાદુરી ગણાય છે. આ ત્રીજા પાદમાંજ સારી રમત આવડવી જોઈએ. કસોટી અત્રેજ છે. અહિંથી ચુકયો તે ચુકયો. અને અહીંથી ચઢયો તે ચઢયોજ એમ છે. માટે જીવાત્માઓને આ

ત્રીજાપાદમાં ગફલતનો ગોટાળો અને બેવકુફીનો બદલો મળે છે. જો સદ્દગુરૂ કૃપાથી અત્રે રહેલી સિદ્ધિના સપાટામાંથી બચી ગયો અને દબાયો નહિં, કે પટકાયો નહિં, તો તે સિદ્ધિ તેને ધન્યવાદ આપી ઉપર જવામાં મદદ કરે છે અને અહંકાર મોહમાં લપટાયો. ત્રીએષણામાં ઘસડાયો, કે તેનાં અધમ ચરીત્રોનો દેખાવ થયો કે તુરત હડસેલો મારી નીચે પાડી નાખે છે-જેમ શ્વેતકેતુને યમરાજાએ ઘણો ઘણો સમજાવ્યો, મોહ બતાવ્યો, લલચાવ્યો, મન ફેરવવા ઘણાએ ચાળા કર્યા, પણ તે એકે વાતે પાછો પડયો નહિં. ત્યારે આગળ તત્વજ્ઞાન બતાવ્યું તેમ આ વ્યાપક પાદની સિદ્ધિ લલચાવે. મોહ ઉત્પન્ન થવા રૂપ પુત્રનું સુખ બતાવે, સ્ત્રીઓનું સુખ બતાવે. ધનનું અપાર સુખ બતાવે. નાના પ્રકારના મોહો ઉત્પન્ન થાય તેવી સમૃદ્ધિ સત્તા અધિકાર સુખ બતાવે. પોતાના સદ્દગુરૂ પરમાત્માના શરીર સબંધે અભાવ ઉત્પન્ન થાય. તેવા વિચારો જણાવે, સંભળાવે. સંતસમાગમ છુટી જાય એવાં અનેક કષ્ટો દેખાડે, સંસારનાં સગાં સબંધીઓની સાથે કલેશ થાય તેવાં ભયાનક બંધનો દેખાડે, નિત્યકર્મ કરવામાં અનેક વિપત્તિઓ આવી પડતી જાય, હૃદયમાંથી કર્મજ્ઞાન ભક્તિબળ કમી. થાય તેમ ત્રાસ થાય-તો પણ કશાથી મોહ પામે નહિં, સપડાય નહિં. બુદ્ધિ નિશ્ચયતાનું સ્ખલન ન થાય, ભય ન લાગે, અને દીવસે દીવસે આવા કષ્ટ સાધ્ય વખતમાં પણ ઉલટો કર્મ જ્ઞાનભક્તિભાગ વિશેષ બળવાન

વધતો જાય. સમાગમ વધે. સંતમાં અપાર પ્રેમ જણાય. કષ્ટોનો ભાર લાગે નહિં અને પોતાના દુષ્કર્મના પરીતાપથી પસ્તાવો પશ્ચાતાપ વધે અને પ્રભુ ભક્તિનો વધારો થાય ત્યારે તે સિદ્ધિ આવી રીતની પૂર્ણ અડગ શ્રદ્ધા જોઇને પાછી હઠી. ભક્તને ઊર્ધ્વ માર્ગ આપે છે-અને ચોથાપાદમાં જતાં પણ બહુ માન આપે છે. "ફટકયો કે અટકયો તો લટકયો "અને સટયો તો આગળ વધ્યો. આ ત્રીજા પાદમાં સહનશીલતાની મહત્તા બહુજ વિચારવાની છે આ ત્રીજાપાદના રમનાર જીવાત્માને જાગૃતી રાખવી ઘટીત છે. જો સંસાર માયા મોહ વધી જાય અને તેનુ અહુંમમત વધે તો પણ ત્રીજાપાદમાંથી પતિત થવાય છે-તેમ આ સંસાર માયા મોહ ઘટી જાય. ભાગી જતો જોવાય. લય થતો જોવાય અને તેવા ભાવના મહત્વનું અહુંભાન મમતા ભાન થાય તો પણ આ પાદમાંથી પતિત થવાય છે-ત્યારે આ ત્રીજાપાદના જીવાત્માએ જીવવાના યત્નને માટે, ઉપર ચોથાપાદમાં જવાના યત્નને માટે કેમ કરવું તેનો વિચાર તેણેજ કરવાનો છે. જો સદ્ગુરૂ આજ્ઞામાં રહ્યો. આજ્ઞા પ્રમાણે ચાલ્યો, પુત્રો તરફ, સ્ત્રીઓ તરફ, મોહ તરફ, લોકૈષણા તરફ, જો નજર ન જવા દે અને સદ્ગુરૂ પરમાત્મામાં સાચો દીલભરી સેવાનો યોગ ધારી સંતસમાગમને સેવતોજ ઉભો રહ્યા તો તો જખમારે છે જીત્યોજ જાણવો. અને મોહાંધકારની કોઇપણ એક કદરમાં ગુંચવાયો તો મારજ

ખાધો જાણો. જેમ અફીણીઆઓ પોતાની નાત વધારવાને પ્રયત્ન કરે છે તેમ પાપી અજ્ઞાનીજનો કોઇ ભક્ત કે ઉપર ચઢતા જીવાત્માને પોતાની જાતમાં રાખવા પ્રયત્ન કરે છે. ઊંચે ચઢવાના માર્ગના સપ્રમાણુને રોધ કરે છે. એમ થતું સમજાય તો આ પાદનો અધિકારી સમજી જાય છે કે, આ તો મને પતિત કરનાર છે, તેથી વિશેષ જાગૃતી રાખે છે. કાટાનાં અને વિષભર વૃક્ષોની ઉત્પત્તિ પણ પ્રભુએજ નિર્માણ કરી છે તે ડાહાપણુમાં કરેલી છે-આપણને દુઃખ દેવાને માટે છે એમ જાણુનાર બહુજ ભુલ કરે છે અને તેને કાપવાનોયત્ન કરવો એ પણ મુર્ખાઇજ જાણવી. ભુંડ અને નિંદક માણસોની ઉત્પત્તિ તે પણ પ્રભુના ડાહાપણુની છે. ભુંડની વ્યાપ્તિ ગામની પાદરની મલીનતાનો નાશ કરનાર છે. તેમ નિંદક પુરૂષો પણ સંત ધર્મિષ્ટ જ્ઞાની ઉદાર પુરૂષોના પાપનો નાશ કરી તે પાપને પોતે ભોગવનાર છે. માટે તેમની જરૂરીયાતજ જાણવી જોઇએ. પ્રભુના ડહાપણનો પારજ નથી. પાણી પણ જરૂરનું, માટી પણ જરૂરની અને પાહાડ પણ જરૂરના છે. વિષ્ટા મનુષ્યને ખપમાં ન આવે પણ ડુક્કરને તો પેટ ભરવાની ચીજ છે. અર્થાત જે જેની યોગ્યતા હશે તેવો તેવો નાટકના સ્ટેજ ઉપર પોતાનો પાઠ ભજવી બતાવનાર છે. यदायदा मुंचाति वाक्यबाणं तदातदा जातिकुलं प्रमाणं॥ તેમાં પ્રેક્ષકને તો સારઆહી સ્વભાવ રાખવો જોઇએ. આ ત્રીજાપાદમાં સત્કર્મમાં આગળ વધવા અટકાવનારી

બુદ્ધિ વળી એક મહાન્ ઉપદ્રવ કરે છે કે, બુદ્ધિમાં મિથ્યાભિમાન પ્રગટ થાય છે. તેવાને એવાજ વિચારો આવે છે કે, હવે હું બધું સમજુ છું. મારા જેવો ડાહ્યો કોઇ નથી. હુજ સાચું બોલનાર છું, એવી હીમત રાખે છે. સંસારી માયાવી નીંદક પાપીજનોના બોલવા ઉપર વિશ્વાસ વાળા હોય છે અને સંત સાધુજનોના સત્ય વચનનો આદર ધારણ કરતા નથી. અમોજ સારી શીખામણ આપી સર્વને બચાવવાનો પ્રયત્ન કરીએ છીએ. એવા એવા અનેક મિથ્યાભીમાનથી પોતાના વ્યાપક પરમાત્મા સ્વરૂપમાં તેઓ ટકી શકતા નથી. અને વ્યાપક દશામાંથી પતિત થતાં જીવ પાદ દશામાં આવી ખડા થઇ જાય છે-પણ પાદપાદની સમજણ ન હોવાથી પોતાની ગતિનો અનુભવ પોતાને થતો નથી. સંતસમાગમ મળતાં પણ સેવા સમયે તેમાં કૃપણુતા ધારણ કરે છે માટે ત્રીજાપાદમાં ખરી જાગૃતી રાખવાની છે.

## પ્રકરણ ૨૭ મું.

એવી રીતે સર્વ બાજુથી જાગૃતી પામેલો મુમુક્ષુ ત્રીજાપાદના સંપૂણ પણામાં સ્વસ્થ થઇ, ચોથા પાદની સ્થીતીનો અનુભવ કરવામાં જાગૃતી મેળવે છે. તે એમ સમજે છે કે, પ્રથમપાદ રૂપ અચેતન શરીર તે હું નથી. તેમ દ્વિતીય પાદરૂપ અચેતન શરીરાભિમાની વ્યષ્ટિ સ્વરૂપ જીવાત્મા તે પણ હું નથી. આ બંન્નેનુ મુળ જે

ત્રીજોપાદ-જેને **સમપાદ** અથવા સમષ્ટિનો વ્યાપક અંતરાત્મા કહેવાય છે. તે પણ હું **નથી** કેમકે નીચેના પહેલા અને બીજાપાદની ઉત્પત્તિ અને લય તે આ ત્રીજાપાદમાં છે. જેથી ત્રીજોપાદ અસત્‌ના સત્ સમપણાથી ઉત્પત્તિલયનું સ્થાન છે. આ ત્રીજા પાદમાં **માયા** અને **માયીક**ની સમતા છે તેથી. તે મારૂં સાચું સ્વરૂપ નથી. આ ત્રીજોપાદ ત્રણ દેહમય ત્રણ અવસ્થામય ત્રણ અભિમાની મય, ત્રણ વ્યષ્ટિ જીવમય ત્રણ સમષ્ટિ મહાન્ જીવમય, ત્રણ ગુણમય, એમ અનેક ત્રિપુટીના ભેદમય હોવાથી તે પોતાનું સ્વરૂપ ગણાય નહિં. હું શરીર નથી હું વ્યષ્ટિ જીવ નથી હું સમષ્ટિના મહાન્ જીવ સ્વરૂપ નથી. મહાન્ સુષુપ્તિમાં આ જગત્ લય જાય અને જગત નથી ત્યારે તે જગતમાં મારૂં વ્યાપક પણું સિદ્ધ કેમજ હોઇ શકે ? ? જે ચૈતન્ય સત્તાથી સમષ્ટિ-વ્યાપકપણું, વ્યષ્ટિ જીવપણું, અને દેહપણું એવી ત્રીપુટી સમજાય તે **ચેતન સ્વરૂપ** હું છું. એમ વેદ જણાવે છે તે બરાબરજ છે. આ માયામય જગતનું અભિમાન છુટી ગયા પછી જે શેષ અવશેષ **ચેતન** છે તે **મારૂં** સ્વરૂપ છે. જેમાંથી આ જગત અને અનંત કોટી જીવાત્માઓ અને અનંત કોટી શરીરો ઉત્પન્ન થતાં કહેવાય છે. તે મારૂં સ્વરૂપ છે. અવિદ્યા વિદ્યા માયાના આધિનપણાથી અનંત વ્યષ્ટિ સમષ્ટિના જીવોની ઉત્પત્તિ સ્થિતિ અને લય જેમાં મનાય છે તે મારૂં સ્વરૂપ છે-આ સર્વ દ્રશ્ય પદાર્થ ભાવ નાશવંત

અને મિથ્યાકલ્પના છે, એમ નિશ્ચય સમજનાર જે અવિનાશી ચેતન તે મારૂં સ્વરૂપ છે. પહેલોપાદ–બીજોપાદ અને ત્રીજા પાદને વેદમાં જાણવા લાયક જણાવ્યા નથી પણ ચોથા તૂર્યપાદને વિજ્ઞાન સ્વરૂપે જાણવા લાયક વર્ણવે છે. એવો ચોથો તૂર્ય તે મારૂં સ્વરૂપ છે. જ્યાં માયાનો એકપાદ વેદ વર્ણવે છે અને ત્રણપાદ પરબ્રહ્મના છે. અર્થાત્ માયાની ઉત્પત્તિ મનાય છતાં જો ઇશ્વરનું સામ્રાજ્ય સદા કાયમ રહે છે. કે જેને તૂર્ય અથવા શિવ છે. તે મારૂં સ્વરૂપ છે તે ઈશ્વર છે. એવું હમેશાં પોતાના સ્વરૂપનુ ભાન રહેવું જોઈએ. હવે ત્રીજાપાદના અધિકારને પૂર્ણ રીતે અનુભવીને ચોથાપાદની સમજણમાં પોતાનું વર્તન એવી રીતે મુકવું અને સમજવું જોઈએ કે.

ચોથાપાદનું જ્ઞાન પ્રાપ્ત કરનાર ત્રીજાપાદની વ્યાપકતાની પૂર્ણતાના અનુભવવાળોજ જોઈએ. જ્યારે પ્રથમ અચેતન પાદનો પૂર્ણતાના વિચારવાળો બીજા પાદમાં જાય અને બીજા પાદનો ચેતનજીવાત્માની વ્યષ્ટિની ભીન્નતાનો અનુભવ કરતો ત્રીજા પાદમાં વ્યાપકતાની ઐકયતાથી સમષ્ટિના અનુભવમાં રમે. ત્યારે ચોથાપાદવાળાની સમજમાં પ્રથમજ આ પોતાના શરીરના સુખ દુઃખ, માનાપમાન, રાગદ્વેષ, હર્ષ શોક, શત્રુમિત્ર, ઈત્યાદિ જે શરીર પ્રારબ્ધના યોગે આયુષ્ય પર્યંત જે ભોગ આવી પડે તેને નચિંત ભોગવવા. અચેતન શરીરોનું પ્રારબ્ધ કર્મફળ અચેતન શરીરનેજ ભોગવવાનું છે. તેને ભોગવી છુટવા ઉપર

ધ્યાન આપવું, નવાં કર્મો થવાનાં નથી. કેમકે કર્મ બ્રહ્માર્પણ થવાથી નવાં સંચિત ક્રિયમાણ થવાનાં નથી અને તેની વાસના હૃદયમાં હોવી ન જોઇએ. એ પ્રમાણે બરાબર સાચવવું કોઇપણ ધાર્મિક કે વ્યવહાર કર્મ કરતાં **અહંમમત** થાય નહિં તે તરફ ધ્યાન આપવું. વ્યાપક સૃષ્ટિના અંતરાત્માના પાદથી પોતાને જે પરે માને તે પોતાના તૂર્ય ઇશ્વર સ્વરૂપમાં પોતાના આત્માના બળથી પોતાનેજ અનુભવે ત્યાં આગળ પોતાના સ્વરૂપથી રહે પણ અચેતન શરીર કે જે અવિદ્યાથી ઉત્પતિ રૂપ મનાય છે. ત્યાં પોતાના આવા મહાન્ સ્વરૂપમાં તે કયાંથી ? ? અર્થાત્ જ્યારે તુર્યપાદના અનુભવમાં જગત નથી તો તેનું મિથ્યા અહંમમત ક્રોધ મોહ લોભ આદીપણું પણ કેમજ જોઇએ ? ? ? શરીર પરપોટો છે એમ માનીએ તો પણ તે અહં વિનાનું હોવાથી તે શરીર પુણ્યમાં પણ અહં વિનાનું હોય તો પાપમાં તો કયાંથી ? ? શાસ્ત્ર વિધિયુક્ત કર્મ કરતાં પુણ્યભોગની અપેક્ષા રહેતી નથી. તો શાસ્ત્ર મર્યાદા હિન અવિધિનાં કર્મ તુર્યપાદનો અધિકારી કેમજ કરશે ? ? અને જયાં અચેતન શરીરનું અભિમાન નથી. તે પાપ કર્મ કયા કારણસર કરશે ? ? ત્રીજા વ્યાપક પાદમાં એટલે સુષુપ્તિ પાદમાં જગત સુષુપ્તિ પણાને પ્રાપ્ત થયું છે ત્યાં સુષુપ્તિના ત્યાગે કેવળ જ્ઞાન જાગૃતીના તુર્યકાળમાં જગત રહેજ નહીં અર્થાત આ અધિકારી જીવાત્મા જગતને સુષુપ્તવત્ પણ માનતો

નથી અને તેની સત્યતા અંગીકાર કરતો નથી. તે જગત અને તેના અનંત જીવો અને અનંત શરીર પણ કેમજ જોશે ? ? એ સર્વનો સાક્ષી પોતાને માને તો બહુજ બહેતર છે. કેમકે સાક્ષ વસ્તુથી સાક્ષી જુદોજ રહે છે તેથી પોતાને સાક્ષી માને તો પ્રમાણભૂતજ ગણાય. સાક્ષીને જોવામાં ભલે તે જોવાતું હોય પણ તેનો વિકાર સાક્ષીને લાગેજ નહિ. એમ પોતાનો વ્યવહાર કરતો સંસારમાં રહેતો ધંધોરોજગાર કરતો, યા ગમે તે સ્થિતિએ રહેતો. પોતાને સાક્ષી સ્વરૂપે માનીને પોતાને તેનું અભિમાન મમત્વ, મોહ, લોભ, ક્રોધ, વિગેરે લાગે નહિ. તેમ પોતાનું વર્તન રાખે સત્ય ઊપરજ આધાર રાખે સાત્વિક ગુણ રૂપ કર્મો કરી બ્રહ્માર્પણ કરે. રજોગુણી તમોગુણી કર્મ કરેજ નહિ. અને કર્મનો પણ સાક્ષી રૂપે રહે. કોઈને શત્રુ માને નહિં, તેમ જો કોઈ પોતાનું નુકશાન કરે તો તેના નિમિત્ત લેનારને પોતાના શત્રુ રૂપે જોતોજ નથી પોતાને આ જગતના સાક્ષી રૂપે માનતાં તમામ જીવાત્મા અને જગતને શાક્ષ્ય રૂપેજ જુએ છે અગર પોતાના આત્મારૂપે જુએ છે. તેથી કોઇને દગો કરવાનું કે વિશ્વાસઘાત કરવાનું કે કોઇને દુખ દેવાનું સ્વપ્ને પણ ધારતો નથી સાક્ષી જ્ઞાન જાણવાવાળા પુરૂષનો વ્યવહાર ઘણોજ શુદ્ધ થાય છે પ્રદિપ્ત વ્યવહાર થાય છે. પ્રપંચ જનો માને છે કે પોતાનો સાક્ષીવત્ સ્વભાવ રાખી ઉપર

પ્રમાણે વર્તન ચલાવવાથી વ્યવહાર થતોજ નથી. એ સમે-જનારની બહુજ મોટી ગફલત અને ભૂલ થાય છે. વ્યવ-હાર પ્રપંચરૂપ નથી થતો એટલીજ ખોટ લાગે છે બાકી સત્યરીતે વ્યવહાર કરતાં વ્યવહાર પણ તેનો સત્ય આત્મા રૂપ બની જાય છે, અને તે કરવાની જરૂર છે. શાસ્ત્રવિરૂદ્ધ આચરણનો તાબુત ત્રીજાપાદમાંજ ડુબી ગયો હોય છે છતાં સ્ત્રી પુત્રાદિક ગૃહસંસારનો વ્યવહાર હોય છે. પણ અહં-મમતરૂપ નથી. તેથી મૃતપ્રાય જેવો પાપી પ્રપંચી જનોને લાગે પણ શુદ્ધ હોવાથી તેમાં શુદ્ધ પવિત્ર પુરૂષોનેજ પ્રિય રૂપ હોય છે. એવા સાક્ષી સ્વરૂપ પોતાને જાણનારા સ્ત્રીપુરૂષો પોતાનો શરીર વ્યવહાર એટલે વિષય વ્યવહાર બંધજ રાખે છે. વાનપ્રસ્થાશ્રમ કે સંન્યાસ જેવો પવિત્રધર્મ પાળે છે. કેમકે તેવા જ્ઞાનિને વિષય વ્યાપ્તિ હોતીજ નથી. આવા પવિત્ર વ્યવહારને પાપીજનો વખોડે, તો તેની પરવા જ્ઞાનીઓને હોતી નથી કેમકે આંધળા જેમ પ્રકાશને જોઇ શકે નહિં. તેમ તેમને પણ વિષયી જાણે તો તેમના બોલવાથી તે પાદના જ્ઞાનીને બંધન નથી. પોતાના નિચ કર્મનું બંધન છે. એમ તેને ખાત્રીજ થયેલી હોય છે. એજ ગુરૂકૃપા ? પુત્ર ધનાદિક પદાર્થો હોય છે અને તે આસક્તિ વિના ભોગવાય છે. પાપીજનો વ્યાપારાદિકમાં અનેક પ્રપંચથી પોતાને ધનાઢય બનાવવામાં અનેક પાપો કરતા ડરતા નથી. તેવા અધર્મ લક્ષ્મીને ઉપાર્જન કરવામાં

પોતાના આત્મબળને કદાપી ખરચતા નથી. ટુંક પણ ધર્મ લક્ષ્મીની પ્રાપ્તમાં પોતાનો વ્યવહાર નભાવે છે તેમ છતાં કોટયાવધી ધન હોય તો તેના વિવેકપૂર્વક અને યોગ્યતા પૂવક તેનો વ્યય ધમ કાર્યમાં કરે અને અવશેષ ધર્મ લક્ષ્મી રહે તો તેનો ઉપયોગ પોતાના પુત્રોને માટે હોય તો ઘરમાંથી પરમાર્થ બુદ્ધિ ઉદારતા ન જાય તો પુત્રોનું પણ કલ્યાણ થાય છે. અધર્મ પાપરૂપ લક્ષ્મી વધારે વ ખત ટકતી નથી અને ધર્મ લક્ષ્મીનો થોડા કાળમાં નાશ પણ થતો નથી. ધર્મ શાસ્ત્રની માન્યતાપૂર્વક પોતાના ધનના ચાર ભાગ સમજવા. એક ભાગ પોતાના સ્ત્રી પુત્રાદિક બાળકોનો એટલે નિત્યકર્મનો એક ભાગ નૈમિતિક કર્મોનો એક ભાગ. આતિથી અને આવતા સગાવહાલા અને સન્મીત્રોનો અને એક ભાગ પરમાર્થ દાન પુણ્ય યાત્રા અન્નક્ષેત્રમાં ધર્માદા ધર્મશાળા, દેવસ્થાન બંધાવવાનો એમ ચાર ભાગમાં વપરાતાં પોતાના ધનના મિથ્યા અભિમાનનો લય થાય છે. એમ પવિત્રતા પૂર્વક પોતાના આત્માને સાક્ષી માની સર્વ વ્યવહાર કરે છે તેને અચેતન શરીર છતાં શરીર વ્યવહાર બંધન કરી શકતો નથી. વ્યવહાર કરતો છતાં યોગીની પેઠે વરતે છે. પોતાના આત્મામાં કોઇ અવસ્થા નથી કોઈ દેહ નથી. કોઇ બંધન નથી. એટલે દેહના સંબંધે તેના ખરા ભાનમાં દેહાધ્યાસ પણ રહેતો નથી. છતાં દેહનાં પવિત્ર કર્મો થતાં હોય. પુણ્ય થતું હોય. દાન ધર્મ સચ-

વાતો હોય. વિગેરે યજ્ઞ યાગાદીક, ધર્મશાળાઓ, દેવ મંદિરો, બાંધવાનો, અને કરવાનો લાભ મળતો હોય તો પોતાના સદ્ગુરૂ પરમાત્માની પોતાના ઉપર કૃપા માને છે. અને અભિમાન રહિત પ્રભુ સેવારૂપે કર્મ કરે છે. સર્વ જીવાત્માને પોતાના આત્મા સમાન માને છે. લોક સમૂહમાં વસતા પામર પુરૂષો પોતાને અને સર્વ જીવાત્માઓને પોતાની પેઠે સાક્ષી શિવરૂપે ન માને તો મનાવવાની દરકાર રાખતો નથી. કેમકે તેમની દૃષ્ટિ પોતાના અધિકાર જેટલીજ હોય છે. તેથી તેમનું બોલવું ખોટું છે છતાં ખોટું સમજતો નથી તે તો પોતાની બુદ્ધિ જેવુંજ બોલે એમ વિચારી શાન્તિ લે છે આમ ચોથા પાદનો અધિકારી પોતે શિવરૂપ છું. એવું મોંઢે બોલી લોકોને પોતાનું સ્વરૂપ જણાવતો નથી. પણ પોતાના વર્ત્તનથી લોકને પોતાની ઉત્તમતા દર્શાવે છે. અચેતન શરીર રહિત અને શરીરના સાક્ષી સ્વરૂપે પોતાને રહેનારની સ્થીતીનો અને પોતાની જાગૃતીનો અનુભવ વિષયી, લોભી, ક્રોધી, કૃપીણ, નાસ્તીક, સ્વરૂપે ન હોવો જોઇએ. એ સાબીત જણાય તો લોક મીથ્યાવાદી કે ઢોંગી કહેજ નહીં. તેની ખરી ખાત્રીને માટે લોકની જરૂર નથી એતો પોતાના આત્માથીજ પોતાને ખાત્રી થાય. અને પોતાનીજ જીવ બુદ્ધિ કે શરીર બુદ્ધિ ન થાય. તેનો અનુભવ પોતાને માટે લાભ કર્ત્તા છે. પછી પામરો અને વિષયી જનો જ્ઞાનીના શરીરને જોઇને પોતાના જેવા પામર ધારે તો તેનો પરાજય કરવાની જરૂર ધારવી નહિં. જ્ઞાનીજનો

સ્ત્રી પુત્રાદિક ધનાદિકનો ત્યાગ કરી સાધુ શુદ્ધાએ બાવા બાંધી લોકમાં ત્યાગી ગણાવા ઇચ્છતા નથી. ભલે સ્ત્રી પુત્રાદિક ધનાદિક પદાર્થ હોય પણ તેના તરફનો શરીર મોહ લોભ પોતાને ખરી રીતે છુટે તોજ પોતે સાચો જ્ઞાની પોતાને જાણી પ્રભુ કૃપામાં રમે છે એમ માની શાંતિ લેવી જોઈએ. મોઢે બોલે કે હુ શિવ છું. હુ બ્રહ્મ છું. અને દર વર્ષે એક પ્રજોત્પત્તિ થતી રહેતી હોય. લોભ હોય. કૃપિણતા હોય. મોહ પણ તેટલોજ હોય. ત્યારે આ બ્રહ્મ કેવું ? ? બ્રહ્મ તો નિર્મલ તત્વ છે. તેમાં શરીર ભાન ક્યાંથી ? ? અને કોને ? ? શરીર ભાનવાળો જીવજ છે. બ્રહ્મ નથી. કેમકે બ્રહ્મમાં શરીર નથીજ નથી. અને હોય પણ નહિ. તેને માટે તો શ્રુતિ પણ પુકારીને કહે છે કે—

त्रिषु धामसु यत् भोग्यं भोक्ताभोगश्चयत्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोहं सदाशिवः ॥

નિચેની ત્રણે પાદની ત્રણે અવસ્થા. ત્રણે દેહ અને ત્રણે દેહોના અભિમાની, રૂપ, ભોગ, ભોગ્ય અને ભોક્તા. એ ત્રણેનો ત્યાગ થતાં તેથી વિલક્ષણરૂપ એવો આ સાક્ષી ચિન્માત્ર ચૈતન્ય સ્વરૂપ હું સદા શિવજ છું. આમ વેદ વર્ણવે છે. તે શરીરનો ભોક્તા કેમજ બને. અને શરીર ભોગ્ય કેમજ માને. અને ભોગમાં ભોગ બુદ્ધિનો પરિહાર થયા પછી તે તૂર્ય જ્ઞાનનો અધિકારી થાય છે ત્યાં આ સર્વ ક્યાંથી ? ? ?

જેમ જળમાં દેખાતાં આકાશના વાદળોના પ્રતિબીંબો વૃક્ષનાં પ્રતિબીંબો ઇત્યાદી મનુષ્યોનાં પ્રતિબીંબો, દેખાતાં છતાં પણ તે સાક્ષી વત્ રહેનારા જોનારાને મીથ્યારૂપ ભાસે છે. તેમ પોતાના આત્માને સાક્ષી રૂપે જાણનારા પુરૂષો પોતાના સત્ય ભાનમાં આ સર્વ ત્રિપાદો રૂપ જગતને પ્રતિબીંબરૂપ મીથ્યાજ માને છે. એટલે રબ્બરના સર્પનું વિષ તેને કદાપી ચઢતું નથી. ખાંડનાં રમકડાનો મોહ તેને કદાપી થતો નથી. પૃથ્વીની માટીરૂપ ધનનો લોભ તેને કૃપણ બનાવતો નથી. એ જ્ઞાન સાચું જાણવું. જેમ પાષાણની પુતળીમાં પાષાણ પૃથ્વી તત્વ છે, અને આત્મા સર્વગત વ્યાપ્ત હોવાથી તેમાં પણ વ્યાપક આત્માને જાણે છે. તેથી તેવીજ રીતે સ્ત્રીઓમાં ભાવ ધારણ કરવાથી તે પાષાણની પુતળીયો રૂપી સ્ત્રીઓમાં તેને વિષય ભોગની લાલસા કદાપી પણ થતી નથી. એવો તૂર્યપાદ જ્ઞાનનો ઉજ્વલ મહિમા છે. વળી તૂર્યપાદનું જ્ઞાન જેને પ્રાપ્ત થાય છે. તે સમજે છે કે જેમ આકાશને વાદળાંની સાથે સબંધ નથી. તેમ મારે સ્થુલ સૂક્ષ્મ કે કારણ દેહો સાથે સબંધ નથી. ત્યારે સૂક્ષ્મ શરીરમાં રહેલાં અંતઃકરણો સાથે મારે શું સબંધ હોય ? ? સર્પની કાંચળી ઉતરી તે ઉતરી. ફરીથી તે કાંચળીમાં સર્પ કદાપી પ્રવેશ કરતો નથીજ નથી. જેમ ઘરના ધર્મો દીવાને સ્પર્શ કરી શકતા નથી તેમ આ શરીરના ધર્મો મારા આત્માના સ્વરૂપમાં બાધ કરતા નથી. કર્તાપણું, ભોક્તાપણું, દુર્જનપણું, ગાંડાપણું, બદ્ધપણું,

આદી બુદ્ધિની કલ્પનાઓનું બંધન આત્માને શી રીતે હોઈ શકે ? ? વાદળાં કદાપી આકાશને સ્પર્શ કરી શકતાં નથી. પરમાત્મા પરબ્રહ્મને વિષેની કલ્પીત માયાથી માંડીને સ્થૂળ પર્યંતનું યાવત્ જગત માત્ર આભાસ રૂપ છે તે મારા વિષે કેમજ હોય ? ? મારા અખંડ એક અને અદ્વૈત જ્ઞાન સ્વરૂપમાં ભેદ જગતની કલ્પના આકાશના ગંધર્વ નગર સમાન છે.

क्षुधां देहव्यथां त्यक्त्वा बालः क्रिडति वस्तुनि ॥
तथैव विद्वान रमते निर्ममो निरहं सुखी ॥

આ ચોથા પાદમાં તૂર્ય બ્રહ્મની પ્રાપ્તિનો અનુભવી પુરૂષ બાળકની પેઠે ક્ષુધા ટાઢ તડકા વિગેરે દેહ વ્યથાનો ત્યાગ કરીને વસ્તુઓની સાથે રમ્યા કરે છે. અને બાળકને જેમ અહંમમત્વ નથી તેમ તેવા વિદ્વાન ભક્તને અહંમમત્વ નથી અને સદા સુખરૂપ પોતાના પરબ્રહ્મ સ્વરૂપમાં રમે છે.

---

## પ્રકરણ ૨૮ મું.

---

ઉપર પ્રમાણે તૂર્યપાદના જ્ઞાન પ્રવાહથી જાગૃત થયેલો ત્રીપાદોનો ત્યાગ કરી પોતાના ઇશ્વર સ્વરૂપમાં નિશ્ચયથી રમે છે. આ પાદને સાક્ષી કુટસ્થ, તૂર્ય, શિવ, એમ અનુભવ જન્ય જ્ઞાનપૂર્વક કહેવાય છે અને ઇશ્વર બ્રહ્મ અથવા શિવબ્રહ્મ પણ કહેવાય છે.

આ ચતુર્થપાદમાં યથાર્થ જાગૃતી પામેલો પુરૂષ, દેહ વિષયાદિ પદાર્થ ભોગવતાં છતાં શાસ્ત્ર મર્યાદા સાચવતો હોવાથી તેને તે કર્મો બ્રહ્માર્પણ બુદ્ધિથી બાહ્યફળ આપતાં નથી. તેથી તે સંચિત ક્રિયમાણના રૂપથી બંધાતો નથી. છતાં જાગૃત રહે છે તેથી તેને શાસ્ત્ર મર્યાદાએ દોષરૂપ નથી.

આગળ તે આ તૂર્યપાદની જાગૃતિથી પાંચમાપાદમાં જવાને તૈયારી કરી પ્રવેશ કરે છે જેમ સદાશિવ સમાધિ ધારણ કરી સ્વસ્વરૂપાનુભવમાં પ્રવેશ કરે છે તેમ આ તૂર્યપાદનો અનુભવી સંપ્રજ્ઞાત સમાધિ પ્રદેશમાં પ્રવેશ કરે છે. જીવન્મુક્તિ ભોગવવા યોગ્ય અધિકારી છે. શરીર હયાત છતાં શરીર સર્પની કાંચળી સમાન નિર્જીવજ ધારે છે. જેમ રબ્બરનો સાપ ગળે વીંટાળ્યો છતાં તેનું વિષ ચઢતું નથી. જેમ કાગળ ઊપર ચિત્રેલો વાઘ પેટ ઉપર મુકયો છતાં મારી નાખતો નથી. તેમ આ પંચમપાદના અધિકારીનું શરીર હયાત છતાં તે નિર્જીવજ છે. દોરીના બળવા પછી આંબળા કાયમ રહ્યા છતાં તે આંબળા બંધન કરી શકવા શક્તિમાન નથી. એમ આ પાદના જ્ઞાનવાનને શરીરના તમામ અંગો અને ઉપાંગો કાયમ છતાં અને સર્વ ઇન્દ્રિઓ અંતઃકરણાદિક કાયમ છતાં પણ અને કર્મ કરતાં છતાં પણ તે બંધન કરવા શક્તિમાન નથી. કેમકે તૂર્યપાદમાં સ્વધર્મ કર્મ હયાત રહે છે અને આ પંચમ-પાદમાં તો તે પણ હયાત નથી. અહિંયાં જેમ વિધિવાકયો સ્વધર્મકર્મનો ત્યાગ સમજાવે છે તેમ ધર્મકર્મની વિધિ

સાથે અવિધિનો ત્યાગ તો પ્રથમથીજ થયેલો છે. જેથી આ પંચમપાદનો યોગી કર્મ કરે છે પણ પોતાને કર્ત્તા માનતો નથી. કારણ પોતાના સભર સ્વરૂપની જાગૃતિમાં કર્મને રહેવાને સ્થાન નથી. તેતો માત્ર લોક કલ્યાણાર્થેજ કર્મ કરે છે. પોતે કર્મ કરે છે તે જગતના જીવોના ભાગમાં જાય છે. આવા યોગીજનોની સેવા કરનાર પુણ્યના ભાગીદાર છે અને તેમની નિંદા કરનાર પાપના ભાગીદાર છે જેથી આ જીવન્મુક્તપદનો યોગી કર્મથી અને કર્મફલથી રહિતજ રહે છે. તેમને શરીર સબંધે રાગદ્વેષ નથી, કોઈ શત્રુ મીત્ર નથી, કોઈ પ્રકારે હર્ષ શોક નથી, કોઈ પણ પ્રકારે અહં મમત નથી, સ્તુતિથી તે રાજી થતા નથી, અને નિંદાથી તેને શોક થતો નથી, શરીર હોવાથી માત્ર પ્રારબ્ધ સંસ્કારે નાના પ્રકારના રોગો આવી વળગે છે, પણ પોતાને રોગી માનતો નથી, તેમ પ્રારબ્ધ સંસ્કારે રાજ્યવૈભવાદિક ભોગો આવી વળગે છે, ત્યારે પોતાને સુખી માનતો નથી, શરીરને કલ્પના માત્ર જાણે છે. અનંત જીવાત્માને વરસાદનાં ફોરાં સમાન અભેદ અદ્વૈત જળ રૂપ ગણે છે.

આ પંચમપાદનો યોગી જ્ઞાની નિર્ધન છતાં પરમાત્મારૂપ ધનથી સંપૂર્ણ ભરેલો છે અને સદાએ સંતોષી શાન્તિવાળો રહે છે. કોઈ તત્વોને તે મદદગાર માનતો નથી છતાં તે મહાન વિવેકવડે સંપૂર્ણ બળવાન્ છે બાહારના અચેતન શરીરના ભોગોને કાગવોષ્ઠા જાણી નહિં ભોગવતો

છતાં તે પોતાના આત્માનંદના અનુભવથી સહાએ તૃપ્તિજ રૂપ રહે છે. શત્રુ હો કે, મીત્ર હો, પણ આત્મા અભેદ છે એવી બુદ્ધિએ તે સમાનતાથી જોવાવાળો છે. સાચું બોલતો તે નિડર છે. ક્ષમા કરતાં તે પરમ ઉદાર છે. દયા કરતાં તે મહાન્ પરોપકારી છે. માત્ર અવશેષ અચેતન શરીર રહેવાથી તેને દેશોદય કે સ્વધર્મ બંધુઓ તરફ સદાયે હિત કરવાની પવિત્ર બુદ્ધિ ધારણ કરી એવા મુક્તજનો માત્ર લોક કલ્યાણાર્થ દેવમંદિરોની સ્થાપના કરે છે. ધર્મશાળા અન્નક્ષેત્રો, પાણીના કુવા પરબો વિગેરે બાંધી અનંત જીવાત્માઓને સુખવાસી કરે છે છતાં તેમને માનની અપેક્ષા બીલકુલ રહેતી નથી. પામર અને વિષયી જનો તેમના માનથી તેજદ્વેષ કરતા તેમની અપાર નિંદા કરે છે તો તે પણ સહન કરે છે. તેમના ઉપર ક્રોધ તો કદાપી પણ કરતા નથી. પણ ઉલટા તેઓને સુધારવાનો પ્રયત્ન ઇચ્છે છે અને અતિ ઉપકારથી તેમને આ સંસારમાંથી તારવાનો બોધ કરે છે. આવા પંચમપાદના યોગીની નીંદા કરનારા બે બાબત કે જે બાબતમાં તેમનો ત્રીજાપાદથીજ હાથ નથી. તેવી બાબતો એકતો લોભી અને બીજી રીતે વ્યભિચારી એમ બે બાબતની ખોટી નીંદા કરી પોતાનું પામર સ્વરૂપ જણાવે છે તેવા યોગીઓ કદાપી પણ લોભી હોતા નથી. તેઓ બોધ શ્રવણ કરનારા પાસે એકંદર ધન ભેગુ કરાવી દેવસ્થાનો અને ધર્માલયો

કુવાઓ અન્નક્ષેત્રો બાંધે છે. તેમાં દાન કરનારના પૈસાથી દાન કરનાર પુણ્યના ભાગી છે. યોગી તો હવાલદાર થઇ વચ્ચે નીમીત્તમાત્રજ છે. છતાં જનસમૂહના સમજવામાં આવતું નથી અને તેમને ખોટ્ટી રીતે લોભી કહે છે. બીજી બાબત વ્યભિચારની છે પણ સમજવું જોઇએ કે જેઓ અનેક રીતે પણ શરીરાભિમાની નથી. શરીરનું મમત્વ ધારતા નથી. સંચિત ક્રિયમાણ કર્મ શાસ્ત્રાધારે કરે છે. પણ તે પુણ્યફળ પોતાને માટે ન ધારતાં લોક કલ્યાણને માટેજ ધારે છે. સર્વને આત્મારૂપથી જોવા જાણવાવાળા શરીરથી કોઇ સ્ત્રી કે પુરૂષને સમજતા નથી. પોતાના જ્ઞાનથી પોતે પુરૂષ પ્રકૃતિ ભાવથી રહિત તત્વને અનુભવ કરવાવાળા છે તેથી શરીર ઇન્દ્રિઓના વિષયો તરફ કેવળ અભાવજ છે. જેથી તેમની શાસ્ત્ર વિરૂદ્ધ કર્મમાં પ્રીતી કેમજ હશે ? ? બીજી રીતે સર્વ પરમાત્મા છે તો તેમાં વિષયવાસના ક્યાંથી ? ? ? પરમાત્મામાં શરીર નથી તો વિષય ક્યાં જોશો ? ? આત્મારૂપ જગત સિદ્ધ થયા પછી સર્વને પરમેશ્વર સ્વરૂપ જુએ છે. ત્યાં વિષયવાસના રાખે તો તે નર્કનાજ અભિમાની જાણવા. આવી સમજણમાં કમળાવાળો તેમને પીળા દેખેજ. વાદળી રંગનાં ચસ્માં પહેરનાર તેમને વાદળી રંગ રૂપ લેખે. લીલાં ચસ્માં પહેરનાર લીલા દેખે અને આંખે શુક્રાચાર્ય થયેલા અંધકાર દેખે તેમાં તે જોનારનો દોષમાત્ર છે પણ તે દોષ જીવન્મુક્તોને લાગુ

પડતો નથી. આવી બાબતમાં શ્રી શંકરાચાર્ય મહારાજ લખી ગયા છે કે:-

निंदावमान चात्यंतं भूषणं यस्य योगिनः ॥
धी विक्षेपकथंतस्य वाचाटैः क्रियतामिह ॥

આ પંચમપાદના યોગીજનોનાં આભૂષણો માત્ર **નીંદા** અને **અપમાન** છે. તેમાં ભક્તજનોએ પોતાની બુદ્ધિમાં વિક્ષેપ પેસવા દેવો નહિં. કેમકે નિંદા અપમાન કરનાર **વૈખરીજ** કરે છે તેથી તે તરફ ધ્યાન આપવું નહિ સંત જીવન્મુક્ત યોગીની નીંદા અને અપમાનથી યોગીજનોની કિમત વધે છે. નિંદા અપમાન કરનારા **તેજદ્વેષથી** તેમનું માન મહત્તા ઘટાડવાનો પ્રયત્ન કરે છે. પણ તેથી તેઓના સદ્‌ગુણોનો મહાન્ પ્રકાશ થાય છે એક તો આવાં નિંદા અપમાન રૂપ કટુવચન બોલનારને તે શત્રુરૂપે જોતા નથી. પણ ઉલટા પરમાત્મારૂપે જોઈ તે કટુ વચનોને સહન કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે અને બીજી રીતે તેમનાં અપલક્ષણો નથી તેથી બોલનારા આખરે ફીકા પડે છે અને સત્ય તરી આવે છે તેથી પણ તેમની મહત્તા વધે છે વળી આ જગત આવા રૂપનું છે. તેથી તેઓ ચોક્કસ જાગૃત પણ રહે છે અને અપકાર કરનારના ઉપર પણ ઉપકાર કરતાં લોકમાં તેઓની મહત્તા વૃદ્ધિ પામે છે, આધુનીક કાળમાંજ મહત પુરૂષોની નીંદા થાય છે એમ

નથી, રામચન્દ્રની નીંદા કરનાર ધોબી હતો. કૃષ્ણ પરમાત્માની નીંદા કરનાર શિશુપાળ જરાસંઘ કંસ આદી હતા. જ્ઞાનદેવ, રામદાસ, નરસીમેહતા, તુકારામ, મીરાંબાઈની પણ તેવીજ રીતે નીંદા કરનાર હતા જે સાચા ભક્તો બને છે તેની જગતમાં ઘણીજ રીતે નિંદા થાય છે જે પ્રપંચી ભક્તો પ્રપંચ જગતથી મળતા રહી પ્રપંચ ફળ ભોગવે છે. પણ તે જગત પ્રપંચમાં રમતા હોવાથી તેની નીંદા થતી નથી. પણ પ્રપંચનો સમૂળો નાશ ઈચ્છી ફક્ત પરમેશ્વરજ સત્ય છે એમ નિશ્ચય કરી સત્ય ધર્મ વર્ણવવા લાગે કે તેના દુશ્મન ઘણા પણ થાય. દારૂની બદીનો સંપૂર્ણ નાશ થવો જોઇએ. તેનો બોધ કરતાં દારૂડીયા દુશ્મન થાય. એ સ્વભાવીકજ છે. વ્યભિચારી સ્ત્રી પુરૂષોની ચાલ ચલગતને માટે ધર્મશાસ્ત્રની રીતે તેને ધિક્કાર આપવામાં આવે એટલે તેવા વ્યભિચારી સ્ત્રીપુરૂષો તેવાને પોતાના શત્રુ જાણી નીંદે છે. એ સ્વભાવિક છે. નાસ્તિક વાદીઓ, પાખંડી જનો, મતપંથાદિકના આગ્રહી આગેવાનો, જેને જેવા જેવા રૂપમાં તેમના મતનું વિચારનું અને મનમંતવ્યનું ખંડન કરે તેથી તેમને પોતાને પોતાનું ખંડન થયું અને અપમાન થયું માની તે સંત જ્ઞાનીની નીંદા કરી તેમનું માન ખંડન કરવા મથે છે અને તેમાં નિર્બલ મનના, અજાગૃત, અને લોકેષણાના ભોગી, વિગેરે શિષ્યો હોય - તો તેમને પોતાના ગુરૂની નીંદાનો ક્ષોભ લાગે છે પણ એમ સમ-

જતા નથી કે, જેમ જેમ વાદળાંનો વિનાશ થતાં સૂર્યનો તાપ વિશેષ લાગે છે. તેથી ગભરામણ કરવાની અને એકીકરી દેવાની જરૂર નથી. વગર તરવારે પરમેશ્વરને સત્યરૂપે અને કેવળ નિર્મલ રૂપે બતાવનાર સંતોની શું મહત્તા છે કે તે વાઘની પછવાડે બંદુકો લઇને પડયા છતાં તેનો નાશ કરવાની કે તેને હરાવવાની સત્તા નથી. પછી વાઘને બકરો કહે, બાયલો કહે, કે અન્ય ગાળો દે તેથી વાઘ ડરતો નથી. એવા પોતાના નિડર, સત્યવાદી કેવળ બ્રહ્મને પ્રતિપાદન કરનારા, વાદીઓના બળને અને દેહાધ્યાસીઓના બળને તોડનારા કેવળ નિર્મળ સૂર્યને બતાવનારા હજારોને તારવાવાળા સમર્થ ગુરૂ છે. એમ તે વિચારતા નથી. એ કેટલી મોટી ભુલ છે ? ? સ્ત્રીઓનાં સ્તનો કામી પુરૂષોની કામનાની શાન્તિને માટે નથી પણ અમૃતમય પાનની ઇચ્છાવાળા બાળકભક્તોના પોષણાર્થ છે. તેમ જ્ઞાની જનોનું શરીર વિષ્ટાના ખાડામાં મૂત્રના ખાડામાં, રમણ કરવાને માટે નથી. પણ ભક્તજનોની જીવન્મુક્ત સ્થિતીનો પ્રવાહ ભક્તોના હૃદયમાં વેહેવરાવવાને પરોપકારરૂપ છે એવું કોણ સમજે ? ? તેમને સ્ત્રી કે પુરૂષમાં જુદો આત્મા મનાયો હોતો નથી. તેથી તેઓની રમત ભેદબુદ્ધિની હોતી નથી. નાના જીવજંતુઓથી અચેતનમાં અચેતનરૂપ મનાતા પાષાણમાં પણ પ્રભુનો વાસ છે, પ્રભુરૂપ છે એમ માનવામાં જ્ઞાની કદાપી ચુકે તેમ નથી, કોઇ

વિદ્વાન કે મુર્ખ, ધનવાન કે રંક, બ્રાહ્મણ કે ચંડાળ, જ્ઞાની કે પામર આદી કોઇ પણ **પરમતત્વ** પરમાત્માથી ભિન્ન નથી અને કદાપી આપણી અણુસમજે ભિન્ન માનીએ તેથી તે ભિન્ન થઇ શકનાર પણ નથી. જ્યારે ભિન્નતા માનતાં છતાં ભિન્નતા થઈ શકતી નથી. ત્યારે શા માટે આ પ્રયાસ કરવો ? ? રેતીમાંથી તેલ કાઢવાનો પ્રયાસ જેમ મિથ્યા છે તેમ ભિન્નતા સાબીત કરવું એ **મીથ્યા** પ્રયાસ છે. આવી અધમ વૃત્તિના દેશમાંથી પોતાના આત્મ. બંધુઓ ઐકયતા સંપાદન કરી અજ્ઞાનનો નાશ ન કરે ત્યાં સુધી **સ્વદેશોન્નતિને** જરા પણ આધાર નથી. એ વાત સાચીજ જાણુશો. **વિદ્વાનોનું** જાણુવાપણું લોકકલ્યાણાર્થ છે. માટે આ વિષય સારી પેઠે ધ્યાનમાં રાખી પવિત્રતાને ધારણ્ કરી આત્મતા વિચારવી.

---

## પ્રકરણ ૨૯ મું.

---

આ પંચમપાદનો અધિકારી સુભક્ત સજ્જન—અચેતન દેહ સંબંધી મિથ્યા ભાનથી દેહ અહં. દેહ-મોહ. મમતા દેહ વ્યવહારની અંધમતા ત્યાગ કરવા મથી રહ્યો હોય છે એટલુંજ નહિ પણ કેવળ દેહાધ્યાસથી રહિતજ **આત્મતૃપ્ત** રહેવા સમજી સમજાવી રહ્યો છે. ત્રીજો પાદ સર્વમય સર્વ સ્વરૂપ પરમાત્માના અનુભવમાં

અન્વયં લક્ષણાથી પ્રભુને સર્વગત જાણે છે. આ સર્વ શબ્દનો પરીહાર ચતુર્થ તૂર્યપાદમાં થાય છે આ પાદને વ્યક્તિરેક લક્ષણાથી એક રૂપે પ્રતિપાદન કરાય છે–સર્વ ભાવનાનો લય એક અદ્વૈતમાં થાય એ સ્વભાવીક લક્ષણા છે પણ આ પંચમ પાદમાં તો "સર્વ" અને "એક" બન્ને શબ્દ લક્ષણાના અન્વય વ્યતિરેકની લક્ષણા ટકી શકે નહિં–અન્વય વ્યતિરેક રહિત અને અન્વય વ્યતિરેક સહિત આ બન્ને લક્ષણાના અભેદનો યોગ તેજ અભેદ સ્વસંવેદ્ય પરમાત્માનું નિષ્કલંક દર્શન છે. તેને જંગલ કે વસ્તી, વન કે નગ્ર, પર્વત કે રણ, પાણી કે રેતી, વિગેરે ભેદજ સમજાતો નથી. એવા દર્શન અદર્શન ભાવનો ત્યાગ કરી પોતાના સ્વસ્વરૂપના દૃઢ નિશ્ચયથી સદાએ રહે. ચોવીસ કલાક સાઠ ઘડી અને બાર માસ અને આયુર્દા પર્યંતનો અખંડ કાળ પણ તેને બ્રહ્મ દર્શન શિવાય નથી એવી લક્ષણા-વાળા પુરૂષનાં દર્શન દુર્લભ ! અને દુર્લભજ છે. ભલે ખાતા હોય. ઊઠતા બેસતા હોય. જતા આવતા દેખાતા હોય જોતા ઉંઘતા સમજાતા હોય આપતા લેતા જણાતા હોય સાંભળતા કે મોન રહેતા કહેવાતા હોય. વા ગમે તેવી સ્થીતીમાં અગર ચાહે ગમે તે રીતે ધર્મ સમજાવતા, ગમે તે રીતે જ્ઞાન સમજાવતા, ભક્તિ રસબસ પ્રેમઘેલા રહેતા સમજાવતા હોય. પણ તેમની બ્રહ્મરસામૃત અભેદતા પામર વિષયી-ઓને કદાપી સમજાતીજ નથી. તેમના હૃદયમાં આત્મ-

ચન્દ્રના અમીનો વૃષ્ટિજ વરસી રહ્યો હોય છે. તેથી તે રસભીના રહે છે. તેમના રૂપને અને સ્વભાવને ઓળખનારા જવલ્લેજ હોય છે તો તે તો ખરેખરાજ અલૌકિકજ પરમાત્મા સ્વરૂપ છે. એટલે તેવા નર તો કવચીતજ છે. તે હમેશાંના ઉપાસક ઉપાસ્યની અભેદતાએ પ્રભુમયજ છે. સદા શુદ્ધ બુદ્ધિરૂપી વિચાર સ્વરૂપમાં રંગભીના રહેતાં બુદ્ધિરૂપ પ્રકૃતિની સર્વરૂપ પ્રતિતીથી શક્તિબ્રહ્મની ઉપાસનાવડે ઉપાસ્ય બ્રહ્મમાં અભેદતા સિદ્ધ સમજી શક્યા છે. આગળ તેજ શુદ્ધ બુદ્ધિના પ્રકાશક અને પ્રેરક સ્વરૂપમાં સભરતા સંભાળતાં બુદ્ધિરૂપ પ્રકૃતિના પુરૂષ સ્વરૂપની જીવચેતનત્વના અભેદની સૂર્યબ્રહ્મની ઉપાસનાવડે ઉપાસ્ય બ્રહ્મમાં અભેદતા સિદ્ધ સમજી શક્યા છે. તેથી આગળ सर्वस्वल्विदंब्रह्म શ્રુતિના આધારે તેજ અત્યંત સુદ્ધ અને સુક્ષ્મતા સ્વરૂપે રહેનારી બુદ્ધિના અંતર્યામી વ્યાપક સ્વરૂપની બુદ્ધિની સમરસતાના વ્યાપ્યત્વમાં પ્રકૃતિ પુરૂષની અભેદતા સ્વિકારી અચેતન ચેતનના સમરસપણામાં અથાગ આનંદને ઝીલતા. વિષ્ણુબ્રહ્મની ઉપાસનાવડે ઉપાસ્ય બ્રહ્મમાં સાક્ષાત્ વિષ્ણુરૂપથી અનંત બ્રહ્માંડને સમરસ જોતા. અભેદ સિદ્ધિ મેળવી શક્યા છે. તેથી પણ આગળ આ ત્રણેના અભેદમાં एक मेवाद्वितियं ब्रह्म અથવા नेति આ શ્રુતિના અનુવાદ પૂર્વક તેથી પણ વિશેષ શુદ્ધ અચેતન વિભાગના પરિહાર પૂર્વક રહેનારી, સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચૈતન્ય સમાન

સાન્નિધ્યપણાના યોગને ધારણ કરનારી કેવળ શુદ્ધ સાત્વિક સહજ સ્વભાવરૂપા બુદ્ધિના સાક્ષી પ્રમાણનો સાક્ષ્યરૂપે રસાસ્વાદ ધારતી. સાક્ષ્યભુલી સાક્ષીમય રહેનારી સ્થીતીના યોગરૂપ, યોગીરૂપ, ઈશ્વર અથવા સાક્ષી કુટસ્થ શિવ સદાશિવ મહા મહેશ્વર પ્રાચીન સ્વરૂપની ઉપાસનાવડે ઊપાસ્ય બ્રહ્મમાં સાયુજ્યતા મેળવી નીચેના ત્રીપાદના બંધનથી કેવળ મુક્ત પ્રભાવથી ઈશ્વરમય અનુભવામૃત-પીતા અભેદ સિદ્ધિ મેળવી શકયા છે હવે છેલ્લામાં છેલ્લે કેવળ તૂર્યાતીત કે જેની પાર કંઇ પણ નથી એટલે એજ કે જે પંચમ પૂર્ણપાદ છે તે સર્વથી પરે છે. કે જે પરાત્પર કહેવાય છે કે કેવળ શુદ્ધ બુદ્ધિનો પણ પોતાના પ્રિયપતિ સ્વરૂપ ઉપાસ્યમાં લય છે, અનંત સિદ્ધિઓના અષ્ટાંગોનો પણ સમાવેશ છે. પ્રભુમાં પ્રભુરૂપથી, ચેતનમાં ચેતનરૂપથી. જ્ઞાનમાં જ્ઞાનરૂપથી, અનંતમાં અનંતરૂપથી. સત્યમાં સત્યરૂપથી, મનવાણીના વિલયરૂપના મનવાણીના સંયોગમાં સ્વસંવેદ્ય કે પરસંવેદ્યમાં સંપ્રજ્ઞાત કે અસંપ્રજ્ઞાત સમાધિ નિમગ્ન, સદાશીવના ઉપાસ્ય સમાધિ યોગરૂપ ૐ કાર સ્વરૂપ મૂર્તિ અમૂર્તિના અભેદ સ્વરૂપમાં, સ્વસ્વરૂપે, સ્વયં જ્યોતિ સ્વરૂપે સ્વયં પ્રકાશ સ્વરૂપે, સ્વતંત્ર સ્વરૂપે, સ્વરાજ્ય સ્વરૂપે, સ્વ મહિમા સ્વરૂપે, સ્વપણાના સ્વયંપ-ણાના સ્વાનંદ પૂરીત ભરભરીત અમૃતાનુભવની મસ્તીમાં અભેદ યોગના ટપકતા શિતળ મિષ્ટ કે જેનાં વાણીથી વર્ણન ન થાય, એવા સ્વરૂપમાં અનંત બ્રહ્માંડના આધિ-

પત્યપણારૂપના અપાર મહિમામાં પોતેજ બ્રહ્માનંદ મહા-સાગરના મધ્યના નિર્ભય સ્થાનમાં સ્વસ્વાનંદ વિલાસની પરાકાષ્ટા સેવતાં દેવગણ, મનુષ્યગણ, વૃક્ષગણ, પશુગણ, પક્ષીગણ, કીન્નરગણ, યક્ષગણ, રાક્ષસગણ, ભૂતગણ, પીતૃ-ગણ, પ્રાણગણ. ઇંન્દ્રિયગણ, અંતઃકરણગણ, વિદ્યા અવિદ્યા-ગણ, સાત્વિકાદિ ગુણગણ, સ્વતોત્થાનગણ, પરતોત્થાનગણ, સવિકલ્પગણ, નિર્વિકલ્પગણ, સ્વયંવેદ્યગણ, પરસંવેદ્યગણ, સંપ્રજ્ઞાતગણ, અસંપ્રજ્ઞાતગણ, કર્મગણ, જ્ઞાનગણ, ભક્તિ-ગણ, બ્રહ્માગણ, વિષ્ણુગણ, રૂદ્રગણ, શિવગણ, ઇન્દ્રગણ, વરૂણગણ, વાયુગણ, સૂર્યગણ, ચન્દ્રમાગણ, અગ્નિગણ, ઇત્યાદિ અનંતગણના અભેદ સમૂહગણના અધિપતિ પ્રિયપતિ એવા મહા ગણપતિ અથવા બ્રહ્મણસ્પતિ સ્વસ્વરૂપમાં ઉપાસનાના અંતિમ યોગે ઉપાસના ઉપાસ્ય અને ઉપાસકની અભેદતાએ કેવળ **જીવન્મુક્તતાનો** સ્વાનંદ પ્રાપ્તિયોગ અભેદ સિદ્ધિની પૂર્ણતાએ અભેદ બુદ્ધિની પરાકાષ્ટાથી જન્મ મર્ણરૂપ ભ્રાન્તિની સ્વપ્નાવસ્થા વિડંબનાને સદાને માટે સમાપ્તિ કરે છે. એજ **શ્રીમહાગણપતિની** પરમપદની મહત્તા છે.

આવી રીતે બ્રહ્મવિદ્યાજ્ઞાન અને તે પરમેશ્વર પર-માત્મા સદ્‌ગુરૂ યોગીની અભેદ મર્યાદાને સાચવતાં ભક્તિના સંપૂર્ણ પ્રેમરસના રેલછેલના ભાવથી પરમેશ્વરમાં મૂર્તિ સ્વરૂપે કે અમૂર્તિ સ્વરૂપે વા આ બેમાં અભેદ સ્વરૂપે સદા સ્થિતજ રહે છે એજ જીવન્મુક્તિની પરાકાષ્ટા છે.

# પ્રકરણુ ૩૦ મું.

શાસ્ત્ર વિચારથી જોતાં જણાય છે કે પરમાત્મા પરબ્રહ્મ ૐકાર સ્વરૂપ શ્રીમહાગણપતિ સ્વરૂપ પરમેશ્વરને જાણનાર, સમજનાર, અનુભવનાર, તે પરમાત્મા સ્વરૂપેજ સ્વત:સિદ્ધ, જીવન્મુક્ત યોગેશ્વરજ છે. છતાં યુગયુગના પ્રમાણુથી જેમ જેમ મનુષ્ય શરીર ધારણુકર્ત્તા અભિમાનથી અગર શરીર મોહની વૃદ્ધિથી નીચે નીચે ઉતરતો જાય છે. તેમ તેમ તેની સ્થીતી કાળગતી પ્રમાણુથી "યુગ" એવા નામથી ઊતરતી જાય છે. એમ ચાર યુગની કલ્પના સહજ સ્વભાવથી માન્ય ગણવામાં આવી છે. વર્ણાશ્રમ સંસ્કારબળ પણુ અનુક્રમેજ ઉતરી જાય છે. અને સ્વાભાવિક રીતે તેમાં પાછી અનંત વર્ણ અને આશ્રમની ધમાધમી થતાં અનેક જાતોનો વિભાવ ખુલતોજ ચાલ્યો વહ્યો છે. અને અત્યારે તો ચાર વર્ણ પ્રકારના અનંત વર્ણ ગણાવા લાગ્યા છે. સત્યયુગમાંથી વર્ણાશ્રમનો આરંભ થાય છે અને જ્ઞાન પ્રભાવરૂપ જે વર્ણાશ્રમ બુદ્ધિવિહારની મર્યાદામા સાંધ્યો હતો. તે બાહ્ય શરીર પ્રભાવમાં ખેંચાવા લાગ્યો છે. સત્ય યુગ પ્રમાણુમાં સત્યનીજ મર્યાદા અને તેજ વાતાવરણુમાં જીવોની ગતી રમણુ કરતી હતી એમ યુગશબ્દના અર્થ સાથે સત્ય જોડાય છે તેથી ખાસ કરીને સત્યજ-યુગરૂપે ગણાય અને તેવોજ સ્પષ્ટાર્થ થાય તો ભ્રાન્તિરૂપ નથી. અર્થાત્ આ યુગમાં પંચાયતન અભેદ સ્વરૂપે જીવન્મુક્ત

બ્રહ્મભૂય યોગીજ પરમાત્મા સ્વરૂપે સ્વતઃસિધ્ધ પ્રમાણુથી પૂજાતા હતા, અને તેજ સત્યયુગનું દર્શન છે, ऋते ज्ञान-मयं तपः ॥ આ શ્રુતિના આધારેજ પરમાત્માના સંપૂર્ણ પણાના અર્થનું જ્ઞાનવિજ્ઞાન અને જ્ઞાનજ્યોતિ પ્રભાવની સ્વયં પ્રકાશ સત્તા જીવન્મુક્ત યોગીમાં પ્રત્યક્ષ સિધ્ધ અનુભવાતી હતી. તેથી સત્યયુગમાં પ્રત્યક્ષ મૂર્તિ સ્વરૂપ કે આ બંન્નેના અભેદરૂપે પરમાત્મા સ્વરૂપ જીવન્મુકતનેજ માન્ય કરવામાં સંપૂર્ણ મહત્તા હતી. એમ સત્યયુગનું સર્વોત્તમપણું ભક્તિજ્ઞાન રસામૃત સ્વરૂપે સર્વ જીવાત્મા-ઓના અપાર આનંદરૂપ બળને પ્રકાશમાન કરતું હતું. તપના પ્રભાવમાં શારીરીક તપને બળવાન ગણુતા નહોતા. પણ જ્ઞાન બળના તપથી અત્યંત બળવાન ગણાતા હતા અને જ્ઞાન બળનું સંપૂર્ણ તેજ (જ્યોતિ) પરમાત્મ સત્તાજ જીવન્મુક્તતામાં અનુભવાતી હતી.

હવે કાળ વહેવા લાગ્યો. નીચે ઉતરવા લાગ્યો. સત્ય યુગના મનુષ્ય બળમાં આત્માના સ્વયં પ્રકાશ યોગનો ઘટાડો થતો થતો. શરીર તરફ ભાન કરવા લાગ્યો. એટલે સત્યના ચાર પાદરૂપ ભાવમાં એક પાદ ઘટી જતાં ત્રીપાદ સત્ય રહેવા જેવો દેખાયો. તેથી તે કાળના સ્વભાવને ઓળખીને તેનું નામ શાસ્ત્ર બુદ્ધિ પૂર્વક ત્રેતાયુગ એમ રાખવામાં આવ્યું તે બરાબર સત્તા દર્શન રૂપજ છે. જ્ઞાનમાં એક પાદ કમી થયો જણાયો. મનુષ્યમાં પણ જીવન્મુક્ત પાદની

પરબ્રહ્મ સ્વરૂપ મહત્તામાં પણ એક પાદ કમી થતાં બ્રહ્મ રૂપ યોગીના સ્થાને ચતુર્થાશ્રમ હંસ પરમહંસ સંન્યાસ મહત્તા ગણાવા લાગી જણાઇ. વર્ણાશ્રમનું બંધન ખડું થયું. અને તેની મર્યાદાનાં શાસ્ત્રો રચાયાં. પ્રસિધ્ધિમાં આવ્યાં. વેદ વિધિ પૂર્વક મનાયાં. સત્ય સ્વરૂપ પરમાત્મા જીવન્મુક્ત યોગીની સંપૂર્ણ સત્તાના અમલ દરમ્યાન. કોઇક રીતે મૂર્તિ અમૂર્તિના અભેદ પણાનો ત્યાગ થતાં કંઇક બળ મૂર્તિમાં સ્થાપન થતું જણાયું. તૂર્યાતીત પરમાત્માના અભેદ સ્વરૂપના યોગને કાયમ ધરાવનાર પુરૂષોએ જીવન્મુક્તોના માન્યનો પ્રભાવ કાયમ રાખ્યો. છતાં ૐકારના સગુણ નિર્ગુણ પૂર્ણ-પણાના અનુભવથી અને શબ્દાર્થ ભાવનાના જ્ઞાન પ્રભાવના બળને સાચવતાં ૐકારના આકાર સ્વરૂપે ૐકાર નામ કાયમ રાખતાં જ્ઞાન પ્રકાશના ગણુપતિ નામની મૂર્તિ સ્થાપન કરી. પુજનનો વિધિ સ્વિકાર્યો. તેથી જીવન્મુક્તતા વિલાઇ એમ તો કદાપી નહિંજ. તે સ્વરૂપમાં યથાર્થરૂપે બુદ્ધિ બળના અનુભવીઓ તો તેવાજરૂપે અમૃત અભેદ પદની લાગણી ધરાવવામાં ચુકયા નહિં. છતાં સર્વ મનુ-ષ્યોના તે બુદ્ધિ બળના અનુભવની ખામી જણાવા રૂપે શ્રી ગણુપતિ ૐકાર સ્વરૂપમાં દોરાયા કેમકે સત્ય એક પાદની દ્રઢતાનો વિલય થવાથી જીવન્મુકત પુરૂષોમાં એકપાદની સત્યતા જેટલી કમતા જેવાતાં તેટલીજ મર્યાદાએ જેનારની શરીરદૃષ્ટિનો ઉભયરૂપમાં દેખાવ થયો તેનું પરીણામ

આજ મનાયું હતું. તંપના જ્ઞાનરૂપ પ્રભાવનું બળ પણ એકપાદ જેટલું કમી થતાં જ્ઞાન બળમાં ઉપાસનાના અભેદ યોગની જીર્ણતાએ કોઇક રીતે કર્મનું બળ દાખલ કરવામાં આવ્યું જણાયું. વર્ણાશ્રમનો વ્યવહાર બંધાયો તેથી તપ મર્યાદાનું મહત્વ કમતાને પ્રાપ્ત થતાં માત્ર બ્રાહ્મણપણાની બાહ્ય સર્વોત્તમતાના માન સાથે શરીરની મહત્તાની ઉચ્ચ નિચતા સમજાવી. શરીર વ્યવહાર ધર્મ મર્યાદા દાખલ થઇ ગઈ. જ્ઞાનપ્રભાવમાં ઉપાસના બળ વિશેષ વૃદ્ધિરૂપ ૐકાર સ્વરૂપ **શ્રી ગણપતિના** આદ્ય પૂજન સ્મરણમાત્રથી પરમાત્મભાવને કાયમ રાખી ચતુર્માત્રાના પ્રમાણરૂપે ચારવેદ ચાર અવસ્થાધર્મ, ચારવર્ણ, ચાર આશ્રમ અને ચારદેવનાં શિવ, વિષ્ણુ, સૂર્ય અને શક્તીનાં નામ પ્રમાણ ભાવથી
૧ ૨ ૩ ૪
સાક્ષી, અંતર્યામી, પ્રકાશક અને દૃશ્યપ્રકાશ એમ અનુક્રમે
૧ ૨ ૩ ૪
ચારચારના પ્રમાણથી ૐ મૂળ સ્વરૂપ એને માંડુક્ય ઉપનિષદમાં વર્ણવ્યા પ્રમાણે તેના ચારપાદથી મળી પૂર્ણ બ્રહ્મ પરમાત્મા ( પંચમપાદ )નું વર્ણન ઉપાસનાના અનુક્રમથીજ છે. અને તેથીજ ત્રેતાયુગથીજ પંચાયતન ૐકાર બ્રહ્મની ઉપાસના કરવાનો રિવાજ પ્રકાશમાં આવ્યો છે. મૂર્તિ અમૂર્તિ અભેદ ૐકારના द्वावेव ब्राह्मणोरूपे मूर्तंचैवा मूर्तं. चेति ॥श्रुतेः॥ પ્રમાણપૂર્વક જીવન્મુક્તના શરીરનું મૂર્ત સ્વરૂપ અને જીવન્મુક્તના આત્માનું અમૂર્ત સ્વરૂપ તેજ

સાક્ષાત્કાર સ્વરૂપે ૐપરબ્રહ્મ પરમાત્મા અભેદ સ્વરૂપે છે. એમ સિદ્ધાન્તમાં માનવાવતાર રૂપે શરીરધારી માનવાનું અભેદ બળમાં જે હાનીરૂપ વિચાર વહન થયું તેનું પરીણામ મૂર્તિના ત્રાણી વિલાસના લયના સ્વરૂપે મૂર્તિમાં શરીર ભાગ ન મનાવવામાં બળ માની જીવન્મુક્તાના યોગ્યતામાં દશ્ય શરીરના ભાનથી કમતા જણાઇ તેથી ત્યાંથી મૂર્તિપૂજાનો આરંભ થયો. એમ સકારણ પણ ખરૂં છતાં અભેદરૂપે વેદમાં પ્રતિપાદન ન હોત તો જીવન્મુક્તતામાં મૂર્તિપૂજા સ્થાપન થાત નહિં. એ પ્રમાણે ત્રેતાયુગનો મહિમા ત્રણ ભાગે જીવન્મુક્તાનામાં પરમાત્મા સત્તાનો અનુભવ જણાવવા જેવો યોગ ત્રેતા સ્વરૂપે સમય માન્યો—

તે પછી કાળની ગતી અને માનવ દેહધારીની ગતિ કાળ પ્રમાણ રૂપ જાડયતાને પામતાં પામતાં દેહાધ્યાસની વૃદ્ધિરૂપ, દેહ વિલાસની વૃદ્ધિરૂપ, દેહોહંની વૃદ્ધિરૂપ, દેહ મોહની વૃદ્ધિરૂપ, દેહદષ્ટિની વૃદ્ધિરૂપ ભાવનાઓ પ્રગટપણે દીસવા લાગી અને સેંકડે પચાસ ટકા જીવન્મુકત સ્વરૂપમાં પરમાત્મા પ્રભુ ન માનવાવાળા અને પચાસ ટકા પંચાયતન ઉપાસનામાં પણ ગડબડગોટા વળાતાં પાંચપાદ અનુક્રમના અભેદમાં પણ ભેદ દૃષ્ટિએ કોઈ પહેલા પાદના શક્તિ સ્વરૂપમાં બ્રહ્મ સ્વરૂપને માનવા લાગ્યા કોઇ તેથી કંઈક ઊંચા સૂર્ય સ્વરૂપમાં બ્રહ્મ સ્વરૂપ આલેખવા લાગ્યા

વળી કોઈ તેથી ઊંચા **વિષ્ણુના** અંતર્યામી પાદમાં વ્યાપક બ્રહ્મમાં પ્રેમ ઉપાસના કરવા લાગ્યા. વળી કોઇ સર્વથી શ્રેષ્ટ ઈશ્વર સ્વરૂપના કલ્યાણકારી ભાવથી અને કોઈ હર્તાના બળના ભાવથી, **સાક્ષી** સ્વરૂપ શિવ બ્રહ્મમાં અને રૂદ્ર બ્રહ્મમાં પ્રેમ **ભક્તિની** ઉપાસના કરવા લાગ્યા. એમ પચાસ ટકા ચાર પાદમાં અને પચાસ ટકા આ ચાર પાદને "ગણ" સ્વરૂપે સત્ય સમજતા છતાં સર્વથી શ્રેષ્ટમાં શ્રેષ્ટ એવા આદિ પૂજનાધિકાર પૂર્વક જ્યેષ્ઠરાજ સ્વરૂપ ૐકાર સ્વરૂપ, પૂર્ણનું પૂર્ણ સ્વરૂપ સર્વ સત્તાત્મક-સ્વસ્વરૂપાત્મક સ્વતંત્ર સ્વયંજ્યોતિ સ્વતઃસિદ્ધ. પરમાત્માના અભેદત્વ સિદ્ધાન્ત સ્વરૂપે પરબ્રહ્મ ગણપતિ સ્વરૂપે ઉપાસના કરતાં જીવન્મુક્ત સ્વરૂપમાં તેજ અભેદત્વ માનતા જીવન્મુક્ત દશા અનુભવવા આ સ્થિતિમાં ચાર પાદની ચાર મુક્તિને માનવાવાળા ભેદ ઉપાસનાથી ભેદ મુક્તિ સ્વરૂપે જાણતાં અભેદ સ્થિતિની અભેદ ઉપાસનામાં ગણપતિ અભિન્ન ચાર પાદના ગણ સ્વરૂપમાં અભેદ બ્રહ્મીભૂય વા બ્રહ્મીભુતતા સિદ્ધ સમજવા લાગ્યા. આવી રીત બે પાદ જીવન્મુક્તના સત્ય સિદ્ધ ઉપાસ્ય સ્વરૂપે રહેવાથી આ કાળને **દ્વાપર યુગ** ગણવા લાગ્યા હતા. ૐકાર સ્વરૂપ ગણેશ મૂર્તિ તો ચારે યુગમાં સ્વતઃસિદ્ધ કાયમજ રહી હતી. જે કે આદ્ય સ્વરૂપના વેદ વાણીના નિશ્ચયથી આદિ પુજન. આદિ સ્મર્ણ કાયમ રહેતું છતાં ત્રેતા યુગમાં શિવોપાસના બળવાન ગણાતી તેમ દ્વાપરમાં તેથી ઊતરતી વિષ્ણુ

ઉપાસના જોર ઉપર જણાવવા લાગી હતી. શિવ વિષ્ણુના અભેદ ભેદોમાં કેટલાએક પુરાણો આજ કાળમાં વ્યાસ ભગવાને રચીને પ્રસિદ્ધિમાં મુકયાં હતાં. પુરાણો અને ઉપ-પુરાણો પૈકીમાં આદીમાં બ્રહ્મ પુરાણ અને અંતમાં બ્રહ્માંડ. પુરાણ તેમ ઉપપુરાણો પૈકીમાં આદિ ગણેશ પુરાણ અને અંતમાં આંગીરસ અથવા મુદ્દગલ પુરાણ રચીને વ્યાસ મહારાજે અભેદ જીવન્મુક્ત પરમાત્મા સ્વરૂપની લક્ષ-દૃષ્ટિ સિદ્ધ રાખી. દરેકમાં દશ દશ શિવનાં ચાર ચાર વિષ્ણુનાં અને બબે શક્તિનાં અને બબે ગણેશજીનાં એ પ્રમાણે પુરાણ ઉપપુરાણની ગણત્રી બાંધી હતી. તે વિના વ્યાસનારાયણે રામાયણ ભારતાદિક ઇતિહાસો રચી અનંત જીવાત્માઓના કલ્યાણનો માર્ગ બહુજ સરળ બનાવ્યો હતો. આ દ્વાપર યુગમાં બે પાદ જેટલી જીવન્મુક્ત પરમાત્મા સ્વરૂપની માન્યતા રહી હતી અને બે ભાગ દેહદર્શિ ભાગ વધવાથી જીવન્મુક્તને મહત્ સ્વરૂપે માનતા છતાં તેમને મનુષ્ય દેહધારી જેવા માનવાનું બળ વધેલું જણાવ્યા લાગ્યું હતું. તેથી ઋષિ મુનિઓના બળમાં યોગ તપ જ્ઞાન અને કર્મ ચારેમાં જ્ઞાન અને કર્મ બળવાન રૂપે કામ કરતાં જણાયા હતાં. યોગ (ભક્તિયોગ) અને તપનું પ્રમાણ નષ્ટ થયું હતું એમ તો નહજ. પણ બળવાન ભાવના જ્ઞાન અને કર્મની હતી. આવી રીતે બે પાદ જેટલું બળ હોવાથી મહાભારતના અંત પર્યંત દ્વાપર યુગ કહે-

વાયો હતો. દ્વાપરના અંતમાં સત્યના એકપાદરૂપે કળી પ્રવેશ કરવા પામ્યો હતો.

જેમ ફુલના એકપાદ રૂપેજ કલી છે. કે જેમાં સુગંધ પણ નથી. અને ખીલવણી પણ નથી.

## પ્રકરણ ૩૧ મું.

એમ આ કેવળ અધમાધમ સત્ય, તપ, જ્ઞાન મુક્તતાના એકજ પાદરૂપ અને આત્મ ભક્તિયોગના સંપૂર્ણ ત્યાગથી શરીરયોગના સબંધને જોવાવાળી કેવળ જાડ્ય બુદ્ધિની કેવળ દેહદર્શિ, દેહભોગી, દેહવિલાસી, દેહમોહી, દેહાભિમાની અને કેવળ દેહનેજ આત્મા ચેતન સ્વરૂપે અંગીકાર કરવાવાળી પ્રજા વધી. સત્યયુગમાં પાણીના પરપોટારૂપે મિથ્યાભાસ જે અચેતન દેહ મનાતો હતો. અને તેની કીમત તે વખતે અધ્યારોપાપવાદ રૂપ હતી તે ટળીને ત્રેતાયુગમાં કંઈક બળવાન દેહભાવ વધતાં સાધનની ભાવના ગણાવા લાગી. ત્યાર પછીના દ્વાપરયુગમાં અધ્યારોપાપવાદ સાથે સાધનની પુરતીરૂપે માનતાં પણ સ્વપ્ન વિલાસરૂપે અંગીકાર થયો હતો. અને કળીયુગમાં તો નાશવંત મનાતો છતાં તેનો આપાત વૈરાગ્યની દૃષ્ટિએ-આત્માવત્ સત્યતાના ભાનથી દેહજ આત્મારૂપ મનાવા લાગ્યો. દેહભોગ વધ્યો. દેહમોહ વધ્યો. દેહાભિમાન વધ્યો. અને આખરે-દેહમાંજ સર્વ સુખ આનંદ અને તૃપ્તિ મનાવા લાગી ગઈ છે. સત્યનો

લય થતાં અનૃત પ્રપંચમય વ્યવહાર થવા લાગ્યો છે. દંભ, પાખંડ, છળકપટ, દ્રોહ, પૈશુન્યતા ક્રોધ, ઇર્ષા, અસૂયા, દ્વેષ, આદી પરધનહરણ બુદ્ધિથી સ્વાર્થની અનેક વૃત્તિ, ઈત્યાદી ઘરોઘર અને હૃદયે હૃદય સંપૂર્ણતા ધારણ કરેલાં જણાય છે. આ સર્વનો "શિરોમણી અહંકારાસુર રાજા અને મમતાવતિ રાણી—અને ગર્વ શ્રેષ્ઠ પુત્રના સ્વતંત્ર રાજ્યતંત્રને કલિયુગ આભારી છે. વેદઘ્નાસુર તેમનો પ્રધાન છે. અધર્મચારકાસુર ખાનગી કારભારી છે. પૈશૂન્યાસુર તેનો સુબો બન્યો છે. અને વિષય પ્રિય નગરીમાં રાજ્યધાની કરી રાજ્યભિષીક્ત બની બેઠો છે. હવે કળીયુગની બલિહારીજ દેખાઈ રહી છે. સંપૂર્ણ રીતે અનંત પુણ્ય પ્રદેશી જીવાત્માઓના ઊત્તમ સંસ્કારોનો નાશ કરવા રૂપ અને ધર્મબળ, જ્ઞાનબળ, તપબળ, ભક્તિ યોગબળ, અને સર્વ શક્તિબળ વિર્ય પરાક્રમના વિધ્વંસરૂપ, કર્મક્ષેત્રના વિનાશરૂપ, સત્કર્માચરણનો નાશ કરી અકાળ અમર ચેતનનો નાશ ઇચ્છી રહ્યા છે. પ્રમાદાસુરે પૃથ્વી તત્વ ઉપર વિચરી વિચરી મોજશોખના સ્વરૂપથી દેશમાં પોતાના સ્વભાવની વૃદ્ધિ ઇચ્છી છે. નિર્બલાસુરે પોતાના અન્યાયી કાયદાના બંધારણમાં બધાને જકડી માર્યા છે. અને કર્મ યોગીઓનો પરાજય ઇચ્છયો છે. કારાગ્રહાસુરે પોતાનો બંધન પ્રેમ ધારણ કરી સર્વને બાહ્ય શુભાશ્રય બક્ષ્યો છે. દેવમંદિરો, દેવસ્થાનોમાં ભ્રષ્ટાસુરની આણ વર્ત્તે છે. અને અહંકારાસુર નૃપતિ અને મમતાવતી રાણીની મૂર્તિઓ ઘર ઘર સ્થાપન

કરાવી. તેના પૂજનમાં મુક્ત થવાય છે. એમ વિપરીત સાદ પડાવ્યો છે. અર્થાત્ કળિના કાળમાં સર્વ સ્થાન કુળીયુગરૂપ પ્રવર્ત્તમાન છે. મહામાયાસુરની દ્રોહપ્રકાશીની ભાર્યાએ દેશના જનોને સ્વગતિ બોધ રૂડા પ્રકારે દેવા માંડયો છે. મોહાસુરે પોતાના સ્વપ્રકાસ સવિતાના સર્વ પ્રકાશ કીરણોની જાળ પાથરી સર્વને પોતાના સ્વરૂપમાં જાગૃતી રાખવા આજ્ઞા ફરમાવેલી છે—લોભાસુર અને તેની તૃષ્ણા નામની સ્ત્રીએ અપાર એવા મૃત્યુ લોકમાં અને પાતાળમાં નિવાસ કરી વિચરી અહંકારાસુરને ચક્રવૃત્તિ બનાવવામાં ભારે મદદ કરી. અખંડના ખંડ કરી ખંડ ખંડનું પ્રધાનપદ મેળવ્યું છે. મદાસુર મચ્છરાસુર કાયદા બાંધનારી મંડળીના અધ્યક્ષ બની આર્ય મહત્વરૂપ જન્મસિદ્ધ સ્વતઃસિદ્ધ હકને નાહક બનાવી. અહંકારાસુરના સ્વદેશની ભારે સેવા ઉઠાવવામાં ભાગ્યશાળી મનાયા છે. હવે ભક્તિયોગ, સત્ય, તપ, અને જ્ઞાનના બળનો સમૂળો વિધ્વંસરૂપે ભાગલા પગનું એકપાદ ધર્મ કર્મ દર્શનમાં આવી રહ્યું છે. જ્યાં અધર્માચાર કલિ દર્શન આપોઆપજ છે. કામાસુરે ધાર્મિક નામ ધરાવતા સંત, યોગી, સંન્યાસી, ત્યાગી, વિદ્વાન, આદિને વેશધારી બનાવી અંધ શ્રદ્ધા યોગે પ્રજાજનના મન પણ પીગળાવી નાખ્યાં છે. અને પોતાની ગુપ્ત મર્યાદાઓ શીખવી શીખવી પોતાને વશ કરી સદ્દગુરૂ થઇ બેઠો છે. અને દેશની આબાદી બતાવી રહ્યો છે. ઇર્ષ્યાસુરે પોતાનો અખંડ પ્રભાવ પ્રસાર કરવામાં બહુજ કાળજી રાખી. આત્મ્યૈકયતાના સભર ભંડા-

ળને વીખેરી ક્લેશાસુર અને કુસંપાસુરના બાહુબળનો સતત્ હાખલો બેસાડી પ્રજા વર્ગમાં શુભ સંતોષ અને રક્ષણુ સમજાવી પોતાના સ્વરૂપના માનથી પ્રખ્યાતીને પામ્યા છે. આવી આવી સ્થીતીની અવદશાનાં શુભ ચિન્હો જણાવનાર આ કળિયુગના દુખાનંદનો પારજ નથી. હવે નીતિ પણુ અમર્યાદા, ધર્મ પણુ અવ્યવસ્થીત, વર્ણુ પણુ બેહોશ, આશ્રમ પણુ ઉદાસ, કર્મ પણુ ગમગીન, વિદ્વાન પણુ બેડોળ, જ્ઞાન પણુ અફ્સોસ, ઉપાસના પણુ નિર્જીવ, સુખ પણુ નિર્માલ્ય, શાન્તિ પણુ દુરંદેશી, અને સંત પણુ ગીરફ્તાર, જીવન્મુક્તતા પણુ નિર્બલ, વાહ રે ભાઈ વાહ !!! નેતાઓ રોતા, તવંગરતા ખોતા, તમાશગીરી જોતા, જાગૃતો આંસુ લ્હોતા, એમ પણુ શાન્તિજ માનવાની છે. કળીયુગના અંતમાં રાંધી ખવરાનાર, ખાંધીના ખાંધી અને પોઠીના પોઠી. નોંધપોથીમાં નોંધી બાંધી રૂંધીને ગાંધીના મહિમા તરફ નજર કરતાં માર્ગને સાંધી અંતને બદલે ઉદય સમજાવતા હોય તો-બાકી જય ગણેશ.

જીવન્મુક્તતાની અંતિમ શીમા સમજાવનાર અને દેશોદયના પહેલે પાને જણાનાર મૂર્તિપૂજા પણુ અસ્તવ્યસ્ત દર્શન આપતી. વાવાઝોડાના વંટોળીયાના અવાજમાં અને ગોટાળામાં ગડબડતી. જેવી માનો તેવી દેખાય છે. મૂર્તિપૂજા ઉપર પણુ ધાડ પડે. લુંટાય, અને આખરે દટાય, એવી સ્થીતીમાં આસ્તિકતા નાસ્તીકતા ઉભય પણુ અસ્ત વ્યસ્ત દેખાઇ છે. આ કલિયુગમાં પણુ એકપાદ જેટલું સત્ય, એકપાદ

જેટલું તપ એકપાદ જેટલું જ્ઞાન અને એકપાદ જેટલો ભક્તિયોગના જીવાત્માઓ આ યુગમાં પણ સત્યયુગનો લાભ લેનારા છે. કેટલાએક ત્રેતાયુગનો લાભ લેનારાઓ પણ છે તેમ કેટલાએક દ્વાપર યુગનો લાભ લેનારા છે આખરે આ કલિયુગમાં સેંકડે નેવું ટકા જેટલા ત્રણે યુગના વિચાર બળથી રહિત, કેવળ કલીયુગ સ્વરૂપ લાભ લેવા લાગ્યા છે. જ્ઞાન પૂર્ણ જાગૃત અવસ્થાએ સાક્ષીવત્ જીવન્મુક્ત દશાનો આરંભ મનાયો હોત તો રૂડો હતો પણ કલિયુગ દર્શનમાં તો આવા જગત વિલાસને જોતાં જોતાં અતિ ત્રાસ અને દુઃખદાયી બનાવના ભેદથી ભરેલા વ્યવહારમાં કોઇ માનેજ નહીં ત્યારે કહેવું બોલવું એ બકબકાટ સરખું છે. એમ ધારી સાક્ષીવત્ જોયા કરવું એને જ્ઞાન ગંભીર જાગૃત દશાનો અનુભવ કહેવો એતો ખરેખર આશ્ચર્યજ છે ! ! ! વળી પ્રજાના સ્વતઃસિદ્ધ આત્મસ્વરૂપમાં યુગની બાજુ બીજારૂપે પણ અંગીકાર કરેલી છે. અને તે એવી રીતે સમજવાની જરૂર ધારવી કે—આ નિશ્ચય પ્રજાની એક એક વ્યક્તિના વ્યવહારી કાર્યમાંજ દર્શનરૂપ એવી રીતે જાણવી કે જયારે કોઈ એક માણુસ શુદ્ધ સત્વગુણની વૃત્તિનો હોય અને તેથી તે સંતસમાગમદ્વારા પોતાના આત્માના અભેદ સ્વરૂપે સર્વત્ર પરમાત્માના સ્વરૂપના જીવન્મુક્ત જ્ઞાનની પરાકાષ્ટાએ વિચરતો હોય અને કેવળ વેદાદિ વચનોમાં સંપૂર્ણપણે વિશ્વાસ ધારી કેવળ નિરભીમાન સ્થીતીએ દેહાદિના અભિમાનથી રહિત યથા

પ્રારબ્ધકાળ ભુક્તમાન કરતો હોય. કર્ત્તાપણાથી રહિત રહેતા હોય તો તે પુરૂષનો સદાકાળ સત્યયુગ છે એમ જાણો.

બીજો કોઈ જેજે પુરૂષો સાત્વિક ગુણવૃત્તિથી પોતાનું જીવન સંભાળતા હોય, રજોગુણ તમોગુણના મીથ્યા અભિમાનથી રહિત હોય. સાત્વિક્તાને અંગે દયા, ક્ષમા, પરોપકાર, ઉદારતા, કર્મ, જ્ઞાન, તપ, ભક્તિ, યોગના પ્રભાવ રૂપ સીલ સંતોષ, સત્યતા, ન્યાય આદી દેહવ્યવહાર નીતી મર્યાદાને સંભાળતા હોય. પવિત્ર જીવન ગાળતા હોય. કંઇક રીતે પ્રારબ્ધને બળવાન માનતા છતાં પણ પોતાના કલ્યાણના હેતુરૂપ વૈદિક ધર્મકર્મને બળવાન માનતા હોય વ્યવહારમાં દક્ષ અને પ્રમાણિક ગણાવવા જેવા વિચારો ધરાવતા હોય. આસ્થાની સંપૂર્ણપણાની જાગૃતી ધારણ કરતા હોય. વિવેક વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા આદી મર્યાદાએ સાધનોથી પોતાની પૂર્ણતાને માન આપતા હોય નિરભીમાન છતાં લોક કલ્યાણવૃત્તિની સ્થીતીએ રહેવાની ધારણા સફળ ઈચ્છતા હોય વિગેરે વિગેરેથી આવી મર્યાદાની વર્તણુક ચલાવનારો તે ત્રેતા યુગમાંજ ઉભો છે એમ જાણો.

તેથી નીચેના યોગમાં સાત્વિકતાના બાહ્યાંગથી વેષ્ટીત જણાતો છતાં પણ હૃદયમાં રાજસ અને તામસનો નીવાસ હોય, નિરાભીમાન દેખાતો છતાં હૃદયમાં સાભીમાનતાથી માનની અપેક્ષાવાળો હોય દયા ઉદારતાવાળો દેખાતો છતાં લોકમાં પોતાના પુણ્યદાનનો પ્રકાશ પાડવા જેવા સ્થાનોમાં

કે જ્યાં ફલાણાએ કર્યું. વાહ ધન્ય છે ! ! ! એમ કહેવાય ત્યાં દયા બતાવે અને તેવી કિર્તિમાન ઉદારતા બતાવવાને આગેવાની ધરતો હોય. સત્ય બોલનાર જેવો દેખાતો છતાં લોકૈષણાને ખાતર અસત્ય બોલે નહિં તોપણ સત્યને આગળ લાવી શકે નહિં. ક્ષમા બતાવવા જેવો દેખાતો છતાં હૃદયમાં રહેલા રજોગુણના ક્રોધ નામના ધર્મને અનુસરી સરખામણીમાં મુકાવા જેવો ઉભો રહેતો હોય અગર આગળ પાછળ દ્વૈતરૂપે ઉભો રહેલો જણાતો હોય. નીતીમાન જેવો દેખાતો છતાં ગુપ્ત અનિતિનાં પગલાં ભરી ડાહાપણમાં રહેતો હોય. ધીરજવાન દેખાતો છતાં સાહસ કરવાને ઉમંગી હોય. ધર્મવાન કર્મવાન દેખાતો છતાં બાહ્યાડંબરતા વિશેષ ધારતો હોય. નિરપેક્ષીત જણાતો છતાં યશને માટે ગુપ્ત ઇચ્છાઓ હૃદયમાં ખુલાસાવાર રમતી હોય. વિશ્વાસુ ગણાતો સ્વાર્થવૃત્તિએ પોતાનું વહન થતું હોય. શરીર મોહથી રહિત જેવો જણાતો છતાં અપમાનથી ભયભીતજ રહેતો હોય, સ્વદેશસેવા કે જનસેવા કે સંતસેવામાં નિપુણતા બતાવતો છતાં ઈલકાબોના આડંબરના મોહથી ગર્ભિત રીતે ગર્વમાન વિગેરે વિગેરે ગુણોથી તે પુરૂષ દ્વાપરયુગરૂપ છે એમ જાણો.



# પ્રકરણ ૩૨ મું.

આગળ છેક નીચે જાડયમાં જાડય અને અધમમાં અધમ વિચાર યુક્ત કાળમાં બીલકુલ સાત્વિક વૃત્તિનો જણાતો હોય તો પણ બાહ્યાડંબરજ. રાજસી અને તામસી વૃત્તિના વિચારોથી વેષ્ટિત દરેક જીવાત્માઓજ જણાય. જ્ઞાનબળથી રહિત કર્મના ઉપરજ આધાર રાખી માત્ર કર્મઠ બનેલાજ દેખાય. આત્મતત્વના સંપૂર્ણ અનુભવની જાગૃતિથી રહિત. રાજસીતામસી તપ ઉપર, અપવાસ ઉપર, વ્રત ઉપર અને પરચુરણ નિશ્ચયના ઉપરજ આસ્થાવાન રહે. ભક્તિનો બાહ્યડોળ સંપૂર્ણ ધારણ કરી ટીલાં ટપકાં રૂપ કે માળાઓનાં ગુંચળાં ઘાલવારૂપ કેવળ આડંબરજ ધારણ કરેલો દેખાય. કેમકે સાત્વિકતા તો સંપૂર્ણપણે દટાયેલીજ થઇ હોય છે જેથી ધર્મ કર્મ કે નીતી મર્યાદાને સંપૂર્ણપણે તીલાંજલી આપેલીજ હોય છે. મનુષ્યરૂપે દેખાતાં છતાં પણ મનુષ્ય ધર્મની મર્યાદાનો સંપૂર્ણપણે ત્યાગ રાખે વર્ણ અને આશ્રમધર્મો તો વર્તનારૂપમાં ઉજવણું કરીનેજ બેઠેલા જણાય. સ્વાર્થ પરાયણ વૃત્તિની સંપૂર્ણ જાગૃતીમાં પરગજુ દર્શન આપવા રૂડા પ્રકારે પોતાના ગુણો ગાઈ રહ્યા હોય. મીથ્યાભિમાનના પૂર્ણપણાના યોગમાં દેહાભિમાન આગેવાની ધારે. માનાપમાન બંન્ને સાથી મીત્ર બન્યા હોય ક્રોધે હંમેશાં નિવાસજ કીધો દેખાય. મનુષ્ય

ધર્મની મર્યાદાએ અતિ વિષયવાસનાના બળથી અતિપ્રજાનો ખોહોળો દેખાવ સંસારમાં દેખાવાથી ભાગ્યશાળી મનાતો હોય. અતિપ્રપંચ કાર્યકુશળતાની અધમ વૃત્તિથી ધન સંગ્રહ કરી મુકવામાં દક્ષતાજ ગણાતી હોય. ધનવાન તે બુદ્ધિમાન અને ડાહ્યા ગણાય. બુદ્ધિશાળી દરિદ્રતાને સંગ્રહ કરે. આશ્રીત રહેનારાઓને કરેલા ઉપકારો દયાના સાગર કહેવરાવવામાં પ્રયત્નવાન ગણાય. લોકમાન્યતા અને જન સમૂહમાં પ્રપંચવાણીના વિસ્તારરૂપ ડાહાપણનો ભંડાર ગણાય. ગુપ્ત રીતે વિશ્વાસઘાત કરતો છતાં વિશ્વાસપાત્ર ગણાવા જેવો દર્શનીક દેખાવ રાખે-ધનના અત્યંત ગર્વથી અને યૌવનના મત્સરથી દેહદર્શિ બુદ્ધિએ પોતાની યોગ્યતા દેખાડવા યત્નવાન ઉભો હોય લોક કિર્તિના અખુટ ભંડોળને પ્રાપ્ત કરવાને ધનનો વ્યય કરી લગ્નસરા વરઘોડા, ઉત્તરક્રિયાદિ કાર્યમાં ગ્રામ્યાધિપતિ કહેરાવવા જેવાં ખર્ચ કરતો જણાય કામાંધપણાના બાહ્ય દેખાવને દાબી પોતે બ્રહ્મચર્યવાન અને નીતીમાન સદાચરણી બતાવવાનો ડોળ વિધવાગમનાદિક કે પરસ્ત્રીગમનાદિકની મહત્તાને આભારી બન્યો હોય નાનાં પ્રકારના ઇલ્કાબો, માન, ચાંદમાં પોતાની મુક્તિરૂપ મહત્તા માની ગંભીરતા ધારણ કરવારૂપ બન્યો હોય સંતના સમાગમમાં લાજ લાગતી હોય. પવિત્રતા ધારણ કરવામાં અયોગ્યતા જણાતી હોય. ધર્મની શાસ્ત્રસિધ્ધ મર્યાદાના સેવનમાં અનાસ્થાજ હોય. મનુષ્ય જીવનની સાર્થકતા અને

કર્ત્તવ્યતા કે જે શાસ્ત્ર બુધ્ધિથી ૧ બ્રહ્મવિદ્યાનું દાન કરવાને ૨ દેવ મંદિરો બાંધવાને ૩ અન્નક્ષેત્રો ચાલુ કરવાને અને ૪ પાણી કુવા તલાવ પરબ વિગેરે ચલાવવા કે બાંધવાને આજ્ઞા કરે છે આ ચારે બાબતમાં પોતાને શરમ લાગે કે આપણે ધર્માંધ ગણાઇશું. આપણે તો સંસારી આપણે તો આપણાજ મતના આપણાજ વિચારના અને આપણને માન આપનારાનેજ આશ્રય આપીએ. આપણે તો શૈવી આપણે તો વૈશ્નવ એવા એવા ભેદથી આગ્રહી વાડાના બંધારણમાં બકરાના ટોળામાં વાઘ હોવાનો દેખાવ આપતા હોય. શાસ્ત્ર સિધ્ધ ૐકારની માત્રારૂપ પંચાયતન અભેદ ૐકાર ઉપાસનાનો ત્યાગ કરી. આગ્રહી વાડાની ઉપાસનામાં જીંદગી વ્યતીત કરતો જણાય. આતો પરધર્મિ છે એવી વૃત્તિથી સાચા સંત કે યોગીને સત્યરીતે આશ્રય અપાતો નહોય. સ્વદેશસેવા કે જનસમાજની સેવામાં નિડરતાથી ભાગ ન લેવાતો હોય અને, મીથ્યા કુલાભિમાન મીથ્યા દેહાભિમાન ધારણ કરતાં જરા પણ ભય રખાય નહિ. અહિત, અન્યાય અધર્મ વૃત્તિમાં ગોટીલાં ખાતાં જરા પણ ભય રખાય નહિ. પોતાને શરીરરૂપ શરીરધારી, શરીરાધ્યાસી બનવામાં પોતાની મહત્તા મનાતી હોય. પોતાને જીવતો કદાપી મનાય નહિં. તો ચેતનરૂપ પોતાને માનવામાં તો મહા દુઃખજ આવ્યું ગણાય. અધિકારનો મોહ, ગામ ગીરાસનો મોહ, રાજયગાદીનો મોહ, ધનાદિ-

કનો મોહ તો રાત્રી દીવસ અને ત્રણે અવસ્થામાં અખંડજ રહેતો હોય. બ્રાહ્મણત્વનું મહત્વ ન સમજતાં વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણ આદીની મર્યાદાએ કહેવાતા આશ્રય નીચે કર્મનોજ ભપકો બતાવવામાં પોતાની યોગ્યતા મનાઇ હોય. અભિમાને ગંભીરતારૂપ બતાવવા પ્રયત્ન આદર્યો હોય. અને તેમાંજ ફતેહમંદી મનાઈ હોય. વેદ પ્રમાણ ક્ષત્રિય પુત્ર બન્યા છતાં જીવડા મારવામાં મદિરાપાનમાં, તેમ રાજ્યપ્રપંચ-કુશળતામાં, પોતાની શુદ્ધ ક્ષત્રિયવટ સમજાઇ હોય, અને તેજ પવિત્રતાએ અન્નદાતાર, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ કહેવરાવવા બલાત્કાર ઉભો કરવામાં અને સારા ગુણશાળી ગણાવાનો પરાશ્રય વેઠાતો હોય. પરાશ્રય ધારણ કરવામાં માન્યવાન ગણાતા હોય. ધનજ પ્રાપ્તિ મોક્ષદ્વાર મનાતું હોય. એવા અનેક રાજસીતારામસી વૃત્તિના વ્યવહારરૂપે યોગ, જ્ઞાન, તપ, કર્મ, અને આસ્થા શ્રદ્ધા, ભક્તિ સૌ ખુણામાં પેસી રહેલાં સમજાય. વૈખરીનો વિલાસ તે સત્સંગ ગણાય, સટોરીયાનો ધંધો તે પવિત્ર મનાય. દગોપ્રપંચ તે સત્ય ગણાય. ઉદારતાના ધર્મ ઉપર દાટ માનનારો તે પટેલ આગેવાન ગણાય. બહુ બોલનારો બુદ્ધિશાળી અને ઢોંગી ખળ પુરૂષ ડાહ્યો અને સજ્જન ગણાય એવી સ્થીતીના વ્યવહારવાળો તે કળીયુગ કહેવાય છે. પરમેશ્વર બાજુ ઉપર મુકી સર્વ જીવાત્માઓને પરમેશ્વર ન માનવામાંજ દક્ષતા આવી ગઇ હોય. મંદિરો મદિરોમાં ભટકનાર, અને

યાત્રાના ડોળમાં ભકત ગણાય. પ્રપંચ વિશ્વાસઘાત અને માન મોહને ત્યાગવાનો ઉપાય ન ખોળતાં ખાખરાના પાનમાં ન ખાવાની પ્રતિજ્ઞા ધારણ કરનાર યોગી ગણાય. એવાજ કળીયુગના ધર્મ જાણવા જોઇએ.

આવી રીતે ચારે યુગનાં દર્શન અતિ સૂક્ષ્મ ગતિએજ નજરે ચઢે છે. અને તે લખવાનો હેતુ તેથી સ્થીતીમાંથી જાગૃત થવા માટેજ છે, કોઇના ઉપર દ્વેષને લીધે લખાયેલા નથી. પરમાત્મા તરફની જાગૃતી આપવાને આ સૂર્ય દીનરાત્રી ફરી જગાડી ઉંઘાડી વસ્તુસ્થિતિ સમજાવી રહયો છે. તેમજ ચન્દ્ર, અગ્નિ, વાયુ મેઘ, મૃત્યુ, આદિ પણ પરમાત્મા પરબ્રહ્મ ૐકાર સ્વરૂપની આજ્ઞાને આધિન રહી પોત પોતાના સ્વરૂપથી કાર્યદક્ષતાની સિદ્ધિ દર્શાવી રહ્યા છે. તેવીજ રીતે પ્રભુની સત્તા સ્વરૂપ સાધુ પવિત્રધર્મી જનોના સંરક્ષણને માટે, દુષ્ટની દુષ્ટતાનો વિનાશ કરવા માટે, અને સનાતન ધર્મની સંપૂર્ણ સત્ય જાગૃતી આપવા માટે પોતાના અંશાશકે કલાંશ રૂપે ભકતોના ઊધ્ધાર સ્વરૂપે ભકિત, જ્ઞાન કે કર્મનો યોગ્ય બોધ આપવા રૂપે સંત, જીવન્મુકત યોગી. બ્રહ્મભૂયતાસિધ્ધ બ્રહ્મવેત્તા સ્વરૂપે અવતારીક ગણતા પોતાના સ્વસ્વરૂપ સ્વયંપ્રકાશ, સ્વતઃસિધ્ધ, સ્વપ્રમાણભૂત પરમાત્માનાં દર્શન આપી રહ્યા છે.

હે આત્મબંધુઓ !!! હે વર્ણાશ્રમી પવિત્ર બંધુઓ!!! હે બ્રાહ્મણ બંધુઓ ! હે ક્ષત્રિય વિર ગૌબ્રાહ્મણ પ્રતિ-

પાલ બંધુઓ !!! હે વૈશ્ય બંધુઓ !!! હે શૂદ્ર બંધુઓ !!! હે ભારત કર્મ ભૂમિમાં વસતા સર્વાત્મબંધુઓ !!!

અયોગ્યતા ટાળવારૂપે, અન્યાયને બાળવારૂપે, અધર્મનો નાશ કરવારૂપે, અવિદ્યાનો લય કરવારૂપે, અનિતિનો ત્યાગ કરવારૂપે, આ આત્મબોધ પ્રકાશ સર્વના પ્રેમ હૃદયમાં સદાકાળ જાગૃત રહો. એવા સત્ય હૃદયના આશિર્વાદ પૂર્વક સર્વનું કલ્યાણ હો !!! એજ ૐ સમાપ્તિ રૂપ છે.

તથાસ્તુ.



॥ ॐ श्री गणेशाय नम. ॥

શ્રી લુણાવાડા લક્ષ્મી વિનાયક ગણપતિ મંદિરથી બ્રહ્મ-વિદ્યા, જ્ઞાનભક્તિ વિલાસી ભક્તજનોને માટે નીચેનાં પુસ્તકો મળે છે.

| | |
|---|---|
| ૐકાર બ્રહ્મ-ઉપાસના અને મૂર્તિપૂજા | રૂ. ૨-૮-૦ |
| સ્વાનંદ બ્રહ્મવિલાસ ભાગ ૨ જો | રૂ. ૧-૪-૦ |
| અદ્વૈત ચિંતામણી | રૂ. ૨-૦-૦ |
| સ્વાનંદ મહોદધી-કાવ્યમાળા | રૂ. ૧-૮-૦ |
| નિરાલમ્બોપનિષદ્-ગુજરાતી ટીકા | રૂ. ૦-૮-૦ |
| શ્રીગણેશાથર્વશીર્ષ-ગુજરાતી-ભાષ્યસહ | રૂ. ૦-૮-૦ |
| શ્રીગણેશ મહિમ્ન-ગુજરાતી ટીકા સાથે | રૂ. ૦-૨-૦ |
| કલિદિગ્દર્શન-ગુજરાતી ટીકા સાથે | રૂ. ૦-૨-૦ |
| ૐકાર-પ્રણવદર્શન નકશો | રૂ. ૦-૨-૦ |
| પ્રણવ દર્શન રહસ્ય નકશો | રૂ. ૦-૨-૦ |
| બ્રહ્માંડ વૃક્ષ નકશો | રૂ. ૦-૨-૦ |
| જીવન્મુક્તાનુભવ-સત્સંગ | રૂ. ૦-૮-૦ |
| મહાવેદાન્તજ્ઞાન યોગદર્શન-નકશો | રૂ. ૦-૪-૦ |
| શ્રીગુરૂગીતા-ટીકા સાથે | રૂ. ૦-૬-૦ |
| શ્રી ક્ષાત્ર ધર્મ મીમાંસા | રૂ. ૧-૪-૦ |

તથા શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીસદ્ગુરૂ સ્વામીશ્રી વિનાયકયોગી મહારાજના મુકામ ઉપરથી પણ મળશે.